नमो तस्स भगवतो अरहतो सम्मासंबुद्धस्स

बुद्धं सरणं गच्छामि।

धम्मं सरणं गच्छामि।

संघं सरणं गच्छामि।

सब्बपापस्स अकरणं।

कुसलस्स उपसंपदा ।

सचितपरियोदपनं।

एतं बुद्धान सासनं ॥

# બે બોલ



બુદ્ધ, ધર્મ, અને સંઘ એ વિષય ઉપર અધ્યાપક કોસમ્બીએ આપેલા વ્યાખ્યાનોનો અનુવાદ શ્રી. જીવણલાલ અમરશી મહેતાએ કેટલાક સમય પહેલાં પ્રસિદ્ધ કર્યો હતો. તે લઘુ ગ્રંથ બાદ કરતાં ગુજરાતી ભાષામાં બૌદ્ધ ધર્મ વિષે પ્રામાણિક માહિતી આપે એવા ગ્રંથની ખોટ હતી. આ ખોટ પૂરી પાડવા બૌદ્ધશાસ્ત્રસંપન્ન અધ્યાપક ધર્માનંદ કોસમ્બીના મરાઠી ગ્રંથ ' બુદ્ધલીલાસારસંગ્રહ ' નો અનુવાદ પ્રકટ કરવાનું ગુજરાત પુરાતત્ત્વ મંદિરે ઉચિત ધાર્યું; અને તે કામ શ્રી. નીલકણ્ઠ ઇશ્વરદાસ મશરૂવાળાને સોંપ્યું. તેઓએ કરેલી સેવા માટે અમે તેમના આભારી છીએ. ગ્રંથનો અનુવાદ કરવાની રજા આપવા માટે અધ્યાપક કોસમ્બીના ( હાલ-પુરાતત્ત્વ મંદિર-ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ) તથા મૂળગ્રંથના પ્રકાશકના આભારી છીએ.

મરાઠી ગ્રંથ વિષે પ્રાચીન સંસ્કૃતિના બે મહાન વિદ્વાનોએ આપેલા અભિપ્રાય આગળ છાપ્યા છે. તે ઉપરથી ગ્રંથની અને ગ્રંથકારની યોગ્યતાનો ખ્યાલ આવશે એટલે તે વિષે અમે કાંઇ લખતા નથી.

ચૈત્ર, વદ, ૧૪, રવિવાર
સંવત ૧૯૭૯.

ર. છો. પરીખ.
મંત્રી. ગુ. પુ.મંદિર, અમદાવાદ

# અભિપ્રાયો

કોઈ પણ વ્યક્તિના નામથી પ્રવૃત્ત થયેલા ધર્મનું ખરૂં સ્વરૂપ સમજવા માટે તે વ્યક્તિનું ચરિત્ર, તેણે કરેલો ધર્મ-સંસ્થાપનનો પ્રયત્ન અને વ્યવસ્થા, અને તેણે કરેલા ઉપદેશોનું જ્ઞાન થવું જોઈએ. બુદ્ધના નામથી ચાલેલા ધર્મનું આવી રીતનું જ્ઞાન મહારાષ્ટ્રની પ્રજાને થાય તે માટે આ ગ્રંથ બુદ્ધશાસ્ત્રસંપન્ન ધર્માનંદ કોસમ્બીએ રચેલો છે. બૌદ્ધધર્મનો તેમજ બ્રાહ્મણધર્મનો એવો મત છે કે પ્રાણીઓને ઘણા જન્મ લેવા પડે છે; તેને અનુસરીને પંડિત કોસમ્બીએ બુદ્ધપદે પહોંચેલા સિદ્ધાર્થનું અનેક પૂર્વજન્મોનું વૃત્ત, તેમના ગ્રંથના બુદ્ધચરિત્ર નામના ભાગમાં અંતર્ભૂત કર્યું છે. આ રીતે ગ્રંથના ત્રણ ભાગ થયા છે. હવે કોઈપણ ધર્મના જ્ઞાનને માટે તે ધર્મમાર્ગમાં પ્રચલિત ગ્રંથોનો આધાર હોવો જોઈએ. આ તત્ત્વને અનુસરીને પંડિત કોસમ્બીએ પાલી ભાષાના ત્રિપિટક ગ્રંથસમૂહને આધારે આ ગ્રંથ લખેલો છે. આ ગ્રંથના પહેલા ભાગમાં બુદ્ધપદપ્રાપ્તિની યોગ્યતા સંપાદન કરવા માટે પૂર્વજન્મમાં કયા કયા સદ્‌ગુણોની પારમિતા એટલે પારંગતતા ભાવી બુદ્ધે સંપાદિત કરી એનું વર્ણન છે. તે સંબંધે કોસમ્બીએ આપેલી કથાઓ મનોવેધક અને ઉપદેશપ્રચુર છે. બીજા ભાગમાં અંતિમ જન્મનું ચરિત પણ રમ્ય છે. ત્રીજા ભાગમાં સુત્તપિટકમાંથી લીધેલા શુદ્ધોપદેશ અને વિશેષતઃ વાદવિવાદ દ્વારા ઉપપાદિત કરેલા સિદ્ધાંતો ઉપયોગી અને મનોરંજક છે. આ સમગ્રગ્રંથ દ્વારા મરાઠી વાચકોને બુદ્ધધર્મની સાધાર અને સારી માહિતી મળશે, અને તેથી કરીને બૌદ્ધધર્મ સંબંધમાં લોકોનું જે અજ્ઞાન

છે તે દૂર થશે અને તે ધર્મમાંનો પ્રાણ એવો ઘણો ભાગ લોકોમાં સદ્ધર્મની વૃદ્ધિ કરવામાં કારણભૂત થશે. આ માટે આ ગ્રંથ સર્વ લોકોએ આદર કરવા લાયક તેમજ સંગ્રહ કરવા લાયક છે.

કોઇપણ ધર્મના પ્રવર્તક અને તે સંબંધથી પ્રસિદ્ધ થએલા સાધુપુરુષોએ કરેલા અદ્દભુત ચમત્કારો વિષેની કથાઓ તેમના અનુયાયીઓમાં પ્રચલિત હોય છે અને ધર્મગ્રંથોમાં પણ તેનો ઉલ્લેખ હોય છે; તેનો સર્વથા પરિત્યાગ કરવો ન જોઇએ. કેમકે, તેમાં કોઇ કોઇ વાર તથ્યાંશ હોય છે; અને તે ન હોય છતાં તે કથાઓ દ્વારા અનુયાયી વર્ગના મનની સ્થિતિ અને જે કાળે તે કથાઓ પ્રવૃત્ત થઇ તે કાળની રીતભાત વગેરેનું જ્ઞાન થવામાં તે ઘણી ઉપયોગી છે. ભગવાન્ બુદ્ધ સંબંધે આવી કેટલીક અદ્દભુત વાર્તાઓનો તથ્યાંશ કાઢવાનો પંડિત કોસંબીએ પૂર્વે છાપેલા 'બુદ્ધધર્મ અને સંઘ' નામના ગ્રંથમાં યત્ન કર્યો છે. પરંતુ વિવેચક બુદ્ધિથી તથ્યાંશ શોધી કાઢવાનું કામ વાચકવર્ગને સોંપવું જોઇએ અને વાંચકને તે સાધ્ય થાય તે માટે તે કથાઓ પૂરેપૂરી તેમની આગળ મૂકવી જોઇએ. તેમ પંડિત કોસમ્બીએ આ નવા ગ્રંથમાં કર્યું છે. જો આ અદ્દભુત કથાઓ સર્વથા સત્ય છે એમ કોસમ્બીએ પ્રતિપાદન કર્યું હોત તો આ પુસ્તક એ બાબતમાં દોષ યુક્ત થયું હોત; પણ પંડિત કોસમ્બીએ તેમ કર્યું નથી, માટે સાંપ્રત કાળના વિવેચક બુદ્ધિસંપન્ન પંડિતો પણ આક્ષેપ કરે એવું આ ગ્રંથમાં કાંઇ પણ દેખાતું નથી.

રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર

રા. ધર્માનંદ 'કોસમ્બીનું ' બુદ્ધલીલાસારસંગ્રહ ' પુસ્તક મેં જોયું. આમાં બુદ્ધની લીલાઓ મૂળ પાલી ગ્રંથોને આધારે લખાએલી હોઇને તે કથાઓ પાલી ભાષા જેમને પરિચિત નથી તેઓને તે (પાલી) માં લખાએલા વાઙ્મયની અંશતઃ અને સારરૂપે માહિતી આપશે. પહેલા ભાગમાં બુદ્ધ વિષે નાના તરેહની પ્રચલિત કથાઓ જેવીને તેવીજ આપેલી છે; બીજા ભાગમાં બુદ્ધનું ચરિત્ર આપેલું હોઇને ત્રીજામાં મુખ્યત્વે બુદ્ધનો ઉપદેશ આપેલો છે. રા. કોસંબી પાલી ભાષાના છેક હૃદયમાં પેસીને તેમાં રમમાણ થયેલા હોવાથી બુદ્ધ વિષેની માહિતીનું સત્ત્વ તેમાંથી કાઢવાને તે જ યોગ્ય છે. બુદ્ધની કથાઓ, જન્મ અને પરિનિર્વાણ વગેરે જેવાં હોય તેવાંને તેવાંજ પોતે કંઇ ટીકા અથવા વિવેચન ન કરતાં મહારાષ્ટ્રવાંચકોની આગળ મૂકવાનો જ માત્ર તેમનો સંકલ્પ હતો, અને તેમણે પ્રસ્તાવનામાં આમ સ્પષ્ટ કહેલું જ છે અને આ બાબતની યોગ્ય ચિકિત્સા કરવાનું કામ તેમણે વાંચકોને જ સોંપેલું છે.

બુદ્ધ વિષે આપણા લોકોને બુદ્ધના નામ સિવાય, તથા તે ' નિરીશ્વરવાદી હતો' એ સિવાય બીજી કાંઇ વધુ માહિતી હોતી નથી. આવા સર્વ લોકોને પ્રસ્તુત પુસ્તકથી સારી મદદ થશે અને બુદ્ધના અનુયાયીઓની તેને વિષે શી કલ્પના હતી, તેનો ઉપદેશ કેવો હતો, વગેરે સારી રીતે માલમ પડશે. માટે રા. કોસમ્બીનું પુસ્તક એકંદરે સંગ્રહણીય અને વાંચનીય છે.

**પાંડુરંગ દામોદર ગુણે**

---

# અનુક્રમણિકા



## ભાગ પહેલો
### બોધિસત્ત્વની કથાઓ



## ભાગ બીજો
### બુદ્ધચરિત્ર

## ભાગ ત્રીજો

### બુદ્ધનો ઉપદેશ અને પરિનિર્વાણ

# મરાઠી ગ્રંથની પ્રસ્તાવના.

પાલી સાહિત્યના મુખ્ય ગ્રંથ ત્રિપટકના સુત્ત. વિનય અને અભિધમ્મ એવા ત્રણ ભાગ છે. સુત્તપિટકમાં બુદ્ધનો અને તેના પ્રમુખ શિષ્યોનો ઉપદેશ તથા ધર્મ પર સંવાદ સંગ્રહિત કરેલા છે; વિનયપિટકમાં ભિક્ષુઓના આચારવિચારોનો તથા તે સંબંધી કથાઓનો વિસ્તારથી ઉલ્લેખ છે અને અભિધમ્મપિટકમાં બુદ્ધધર્મના મુખ્ય તત્ત્વોનો તે કાળની તાત્ત્વિક પદ્ધતિથી વિચાર કર્યો છે. અભિધમ્મપિટકમા બુદ્ધે પ્રત્યક્ષ ઉપદેશેલો ભાગ બિલકુલ નથી એમ કહીએ તો ચાલે અને સુત્ત તથા વિનયપિટકમાં પણ બુદ્ધના શિષ્યોએ ઘણા ભાગ રચેલા છે, તથાપિ મોટે ભાગે બુદ્ધના ઉપદેશ અથવા આજ્ઞાઓનો જ આ ગ્રંથમા સંગ્રહ થએલો હોવાથી આ ગ્રંથોના મજકૂરને કાત્યાયન જેવા પાલી વ્યાકરણકારોએ 'બુદ્ધવચન' એવું નામ આપ્યું છે. અર્થાત, જેને બુદ્ધ સંબંધી વિસ્તૃત માહિતી મેળવવી હોય, તેણે લગભગ બધા ત્રિપિટકોનું અવલોકન કરવું યોગ્ય તથા આવશ્યક છે.

આ ઉપરાંત પાલી સાહિત્યમાં બુદ્ધઘોષ જેવા આચાર્યે લખેલી અટ્ઠકથાઓ લગભગ ત્રિપિટક જેટલી જ મહત્ત્વની છે. ત્રિપિટકના અર્થસહિત કથા છે માટે તેને અટ્ઠકથા કહે છે. આ અટ્ઠકથામાં એ કોઇ વાકયના અથવા શ્લોકનું વિશેષ મહત્ત્વ હોય તો તેનો અર્થ આપ્યા ઉપરાંત તે સંબંધે પ્રચલિત થએલી એકાદ કથા આપેલી મળી આવે છે. આમાં ઘણી કથાઓ કેવળ દન્તકથાઓ જ છે. તોપણ કેટલીકનું મહત્ત્વ ઘણું હોવાથી બુદ્ધના ચરિત્રને પોષક એવી ઘણી વાતો આ અટ્ઠકથામાંથી લેવા જેવી છે.

પણ આ સર્વ સાહિત્યનું મરાઠીમાં રૂપાન્તર કરવાનો પ્રયત્ન કરવો એ હાલની પરિસ્થિતિમાં શક્ય ન હોવાથી ત્રિપિટક અને તેની અટ્ઠકથામાંથી જે બાબતો બુદ્ધના ચરિત્રના સંબંધે મને વિશેષ મહત્ત્વની લાગી તે એકઠી કરી મરાઠી વાચકો આગળ 'બુદ્ધલીલાસારસંગ્રહ' એ નામથી મૂકવાનો મેં આ અલ્પ પ્રયાસ કર્યો છે. એમાં મારું પોતાનું ખાસ કાંઈ નથી. ફક્ત 'ત્રિપિટક' અને 'અટ્ઠકથા'માંથી ઉપયોગી કથાનકોનો સાર કહાડી તે યથામતિ યોગ્ય સ્થાને મૂક્યો છે. 'મધ'ની વાતમાં માત્ર થોડો વિસ્તાર કર્યો છે.

પહેલા ભાગમાંની આઠ વાતો જાતક અટ્ઠકથામાંથી લીધેલી છે. બીજા ભાગમાં પંદર વાતોમાંની એકથી ચાર અટ્ઠકથામાંથી લીધી છે અને ૧૦, ૧૨, ૧૩ અને ૧૫ 'ધમ્મપદઅટ્ઠકથા'માંથી લીધેલી છે. બાકીની બધી વિનયગ્રંથમાંથી (મહાવગ્ગ અને ચુલ્લવગ્ગમાંથી) લીધેલી છે. તેરમી વાત સુત્તપિટકના ઉદાનવગ્ગ નામના પ્રકરણમાં મળે છે. પહેલાં ચાર પ્રકરણો જો કે જાતકઅટ્ઠકથામાંથી લીધેલાં છે, તોપણ વચમાં વચમાં સુત્તપિટકના કેટલાક સૂત્રોને આધારે તેમાં ફેરફાર કરવામાં આવ્યો છે. પાંચ માનસિક શક્તિ સંબંધે જે વિવેચન કર્યું છે તે વિશુદ્ધિ માર્ગને આધારે કર્યું છે. ફક્ત છેવટનો ઉપસંહાર મેં સ્વતંત્ર રીતે લખ્યો છે. ત્રીજો ભાગ બધો મજકૂર સુત્તપિટકમાંથી લીધેલો છે. આ પ્રસ્તાવનાના અન્તે આપેલી યાદી ઉપરથી કઈ બાબત કયા સુત્તને આધારે લીધેલી છે તે સ્પષ્ટ જણાઈ આવશે.

બુદ્ધચરિત્રના રૂપે પાલી સાહિત્યનું દિગ્દર્શન કરાવવાનો ઉદ્દેશ હોવાથી આ ગ્રંથની હકીકતોની મેં ઐતિહાસિક દૃષ્ટિએ

ચર્ચા કરેલી નથી. ડૉ. ઓલ્ડેન બુર્ગના 'બુદ્ધચરિત્ર' કે પ્રસિદ્ધ ફ્રેન્ચ ગ્રંથકાર રેનૉના 'ખ્રિસ્તચરિત્ર'ની માફક મેં આ ગ્રંથ લખ્યો નથી, અને તેથી જ તેનું 'બુદ્ધચરિત્ર' એવું નામ ન રાખતાં 'બુદ્ધલીલાસારસંગ્રહ' એવું પૌરાણિક પદ્ધતિનું નામ રાખ્યું છે. આ ગ્રંથ વડે બૌદ્ધોના મૂળ ગ્રંથ સંબંધે આપણા શિક્ષિત વર્ગોમાં પણ જે કેટલીક ભૂલભરેલી માહિતી[1] રહેલી છે તે કેટલેક અંશે નષ્ટ થશે એવી આશા રાખવી અયોગ્ય નહિ ગણાય.

આ પુસ્તકની ટીપોમાં જ્યાં કોઇ પાલી ગાથા છાપવામાં આવી છે ત્યાં ક્વચિત્ અશુદ્ધિ રહી ગઇ છે. પાલી વિદ્યાર્થીઓને આ ભૂલ સ્હેજે સમજાઇ જાય એવી હોવાથી અને મરાઠી વાચકોને ખાસ લાભ થશે એમ ન લાગવાથી શુદ્ધિપત્રક આપવાનો પ્રયાસ કર્યો નથી તે બદલ સુજ્ઞ વાચક ક્ષમા કરશે એવી આશા છે.

આરણ્યક કુટી, ધ. કોસમ્બી
પુનાઃ તા. ૧૦ માર્ચ ૧૯૧૪.

---

૧ સરકારે નીમેલા વર્નાક્યુલર ટેક્સ્ટ બુક રીવીઝન કમીટી જેવા વિદ્વન્મંડલમાં પણ બૌદ્ધધર્મ સંબંધે કેટલી ભૂલ ભરેલી માહિતી છે, તે જોવું હોય તો મરાઠી સાતમી ચોપડીમાંથી "બૌદ્ધધર્મ અને તેના પુરસ્કર્તા" આ પાઠ વાંચવો. તે ઉપરથી એવો ભાસ થાય છે કે 'સદ્ધર્મપુંડરીક' આજ જાણે બૌદ્ધોનો પવિત્ર ગ્રંથ હોય પરંતુ 'સદ્ધર્મપુંડરીક, મૂળ ગ્રંથ નથી પણ મહાયાનપંથના લોકોએ લખેલો એક ગ્રંથ છે. પ્રો. મૅક્સમુલરના ગુરુ પ્રસિદ્ધ ફ્રેન્ચ પંડિત બુનેફે 'સદ્ધર્મપુંડરીક' નો ઘણા વર્ષ પહેલાં ફ્રેંચ ભાષામાં અનુવાદ કરેલો હોવાથી તે જ ગ્રંથ બૌદ્ધોનો પવિત્ર ગ્રંથ હશે એવી ટેક્સ્ટ બુક કમીટીને ભૂલભરેલી સમજણ થઇ હશે.

## જે પાલી કથાઓના કિંવા સુત્તોના આધારે આ ગ્રંથ લખ્યો છે તેની યાદી:

### ભાગ પહેલો

૧ નિદાનકથા ( જાતકઅટ્ઠકથા )
૨ વેસ્સન્તર જાતક ( ૫૪૭ ફ્રૉસ્બોલની આવૃત્તિ )
૩ કુલાવક-જાતક (૩૧)
૪ ચુલ્લબોધિ-જાતક (૪૪૩)
૫ મહાજનક-જાતક (૫૩૯)
૬ ઉમ્મગ્ગ-જાતક (૫૪૬)
૭ તેમિય-જાતક (૫૩૮)
૮ મહાસુતસોમ-જાતક (૫૩૭)

### ભાગ બીજો

૧ નિદાનકથા ( જાતકઅટ્ઠકથા )
૨ નિદાનકથા ( જાતકઅટ્ઠકથા )
૩ નિદાનકથા, સુત્તનિપાત, અરિયપરિયેસનસુત્ત, મજ્ઝિમ-નિકાય, અને વિસુદ્ધિમગ્ગ.
૪ નિદાનકથા અને પધાનસુત્ત (સુત્તનિપાત)
૫-૭ મહાવગ્ગ
૮ નિદાનકથા ( જાતકઅટ્ઠકથા)
૯ ચુલ્લવગ્ગ
૧૦ ધમ્મપદ અટ્ઠકથા
૧૧ ચુલ્લવગ્ગ
૧૨ ધમ્મપદઅટ્ઠકથા
૧૩ ઉદાનવગ્ગ અને ધમ્મપદ અટ્ઠકથા

૧૪ ચુલ્લવગ્ગ
૧૫ ધમ્મપદ અટ્ઠકથા

## ભાગ ત્રીજો

૧ સિગાલોવાદસુત્ત ( દીઘનિકાય, વગ્ગ ૩ )
૨ સાલેય્યકસુત્ત (મજ્ઝિમનિકાય પણ્ણાસક ૧,વગ્ગ ૫)
૩ ઉપોસથસુત્ત ( અંગુત્તરનિકાય, તિકનિપાત, પણ્ણાસક ૨, વગ્ગ ૨ )
૪ વેળુદ્વારેય્યકસુત્ત ( સંયુત્તનિકાય, સોતાપત્તિસંયુત્ત, વગ્ગ ૧ )
૫ ભરિયાસુત્ત ( અંગુત્તર, સુત્તનિપાત, વગ્ગ ૬ )
૬ કૂટસુત્ત ( અંગુત્તર, તિકનિપાત, પણ્ણાસક ૩, વગ્ગ ૧ )
૭ ધનસુત્ત ( અંગુત્તર સુત્તનિપાત, વગ્ગ ૧ )
૮ દાનસુત્ત ( અંગુત્તર, પંચકનિપાત, પણ્ણાસક ૧, વગ્ગ ૧ )
૯ કોસલસુત્ત ( અંગુત્તર, પંચકનિપાત, પણ્ણાસક ૧, વગ્ગ ૫ )
૧૦ સંગારવસુત્ત ( સંયુત્ત. બોજ્ઝંગસંયુત્ત વગ્ગ ૬ )
૧૧ અગ્ગિસુત્ત ( સંયુત્ત બોજ્ઝંગસંયુત્ત વગ્ગ ૬)
૧૨ અપણ્ણકસુત્ત ( મજ્ઝિમ પણ્ણાસક ૨, વગ્ગ ૧ )
૧૩ કાલામસુત્ત (અંગુત્તર તિકનિપાત પણ્ણાસક ૨, વગ્ગ ૫)
૧૪ અસ્સલાયનસુત્ત (મજ્ઝિમ. પણ્ણાસક ૨, વગ્ગ ૫)
૧૫ વાસેટ્ઠસુત્ત ( મજ્ઝિમ. પણ્ણાસક ૨, વગ્ગ ૫ અને સુત્તનિપાત વગ્ગ ૩ )
૧૬ વસલસુત્ત ( સુત્તનિપાત વગ્ગ ૧)

---

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૨૨ | પાક | પાકવું |
| ૧૭ | ૫ | માનવ્રત | મૌનવ્રત |
| ૧૮ | ૫ | શું | રહ્યું |
| ૨૦ | ૧ | પૂર્તતા | પૂર્ણતા |
| ,, | ૮ | પ્રાણીમ | પ્રાણીમાં |
| ૨૫ | ૧૬ | વર્દ | વર્ષ |
| ૨૭ | ૭ | રી જેતેઓ | કરી, જોકે તે પ્રાણી |
| ૨૭ | ૮ | અંતઃકરણને | પ્રેમભર્યા અંતઃકરણને |
| ૩૦ | ૯ | પૂર્તતા | પૂર્ણતા |
| ૪૧ | ૧૧ | આ લ | આવેલા |
| ,, | ૧૨ | વાઘાના | વાઘોનો |
| ૪૪ | ૧૭ | રહા | રહો |
| ૫૫ | ૨૧ | તરખડ | તરખટ |
| ૬૩ | ૧૦ | સદેશ | સદેશો |
| ૧૨૪ | ૧૫ | યોગમાગ | યોગમાર્ગ |
| ૧૬૬ | ૨ | દાનપરિમિતા | દાનપારમિતા |
| ,, | ૪ | ,, | ,, |
| ,, | ૯ | સવવ્યાપી | સર્વવ્યાપી |
| ,, | ૧૮ | ક્યાં ન | ક્યાંના |
| ૧૬૭ | ૫ | चितं | चित्त |
| ,, | ,, | मज्जागा | मज्जागा |
| ૧૭૦ | ૨૩ | મ | કામ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૧ | ૧૦ | ન્યાગ્રો | ન્યગ્રોધ |
| ,, | ૧૩ | ધમ | ધર્મ |
| ૧૯૪ | ૧૮ | વહાર | વિહાર |
| ૨૦૨ | ૧૪ | મદદ ન સ્વીકારવી | મદદ સ્વીકારવાની |
| ૨૨૬ | ૧ | કે | કહ્યું |
| ૨૩૧ | ૮ | અનેક ચરા | અને કચરા |
| ૨૪૨ | ૬ | કીર્તિ કરી | કીર્તિ મલીન કરી |
| ૨૫૨ | ૨૨ | થએલાં | ગએલાં |
| ૨૮૮ | ૧૫ | ! | ? |
| ,, | ૧૮ | પડશે ! | પડશે. |
| ૨૮૯ | ૬ | સ્વગલોક | સ્વર્ગલોક. |
| ,, | ૩ | વણુ | વર્ણુ |
| ૨૯૦ | ૬ | આશ્વાલાયન | આશ્વલાયન |
| ૨૯૩ | ૧૨ | બદ્દલ | બદલ (દરેક જગાએ) |
| ૩૧૨ | ૧૦ | ગરીબ ગરબાઓને | ગરીબગરબાંઓને |
| ૩૧૮ | ૧૦ | અપ ણ | અર્પણ |
| ૩૨૨ | ૩ | સવ | સર્વ |
| ૩૨૪ | ૪ | પૂણી | પૂણી |
| ૩૨૮ | ૨૩ | સાના | સૌના |
| ૩૩૫ | ૧૯ | ગવિ ત | ગર્વિત |
| ૩૪૫ | ૧૧ | માહુત | માવત |
| ૩૫૨ | ૨૨ | અથ | અર્થ |
| ૩૫૬ | ૬ | નિગ્રન્થ | નિર્ગ્રન્થ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૭ | નાયપુત્ર | નાત્તપુત્ત (દરેક જગાએ) |
| ૩૫૮ | ૧ | પં | પંથનો |
| ૩૬૧ | ૬ | યે છત્રી | છત્રી યે |
| ,, | ૨૧ | સંદર | સુંદર |
| ૩૬૨ | ૨ | મનુયો | મનુષ્યો |
| ,, | ૨૧ | ન કળ્યા | નીકળ્યા |
| ૩૬૫ | ૮ | સમ્ય | સૌમ્ય |
| ૩૭૭ | ૨ | દુગતિ | દુર્ગતિ |
| ૩૮૭ | ૩ | વાઘા | વાઘો |



# બોધિસત્ત્વની કથાઓ

## (૧)

### સુમેધકથા

લાખો વર્ષ પૂર્વે આ જંબુદ્વીપમાં અમર નામના સમૃદ્ધિમાન નગરમાં સુમેધ નામનો એક કરોડાધિપતિ બ્રાહ્મણ રહેતો હતો. તે જો કે મોટા કુળમાં જન્મેલો હતો, તોપણ આયતું ખાનારા આળસુ માણસની જેમ તેણે પોતાનું તારુણ્ય વ્યર્થ ન ગુમાવતાં વેદ અને શાસ્ત્રોમાં પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. સુમેધ બ્રાહ્મણને સાંસારિક સુખોની કોઈ પણ પ્રકારે ઉણપ ન હતી. વડિલોપાર્જિત ધનદોલતનો તે ઉપભોગ કરતો; અને વિદ્વાન તરીકે સર્વ લોકોમાં એની ખ્યાતિ હતી. તોપણ જન્મ, જરા, વ્યાધિ વગેરે કુદરતી દુઃખોના ચિંતનથી એનું મન સંસાર પરથી ઉઠી ગયું. "મારી સંપત્તિમાંથી મારી જોડે શું આવવાનું છે? મારી કીર્તિ મારી સાથે આવશે કે?" ઇત્યાદિ વિચારોએ સુમેધના મનમાં કોલાહલ મચાવી મૂક્યો. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો, "આ અત્યંત દુઃખમય પ્રપંચોથી મુક્ત એવી એક સુખમય અવસ્થા હોવી જ જોઇએ કે જે સ્થિતિ સુધી પહોંચ્યા પછી પ્રાણી જન્મ, જરા અને મરણથી મુક્ત થાય".

આ પ્રમાણે વિચાર કરી સુમેધે મુક્તિનો માર્ગ શોધવાનો નિશ્ચય કર્યો.

તે વખતના રિવાજ પ્રમાણે સુમેધે પોતાની માલ મિલકત યાચકોને વહેંચી આપી, અને તે હિમાલય પર્વત પર નીકળી ગયો. ત્યાં ધમ્મક નામની એક ટેકરી પર તેણે પોતાની પર્ણકુટિ બાંધી; તે પર્ણકુટિ પાસે તેણે એક સુંદર ચંક્રમ* બનાવ્યો. આ ઠેકાણે કેટલોક કાળ ગાળ્યા પછી સુમેધ તાપસનો વૈરાગ્ય એટલો બધો તીવ્ર થયો કે એને આ પર્ણકુટિનો પણ કંટાળો આવ્યો. તેનો ત્યાગ કરી તે એક ઝાડ નીચે રહેવા લાગ્યો, અને કંદમૂળ-ફળાદિ ઉપર રહી તેણે ખડતર તપશ્ચર્યા આરંભી. વૈરાગ્ય અને અભ્યાસના જોરથી સુમેધ પંડિત યોગની બધી પાયરીઓ ચઢી ગયો અને સમાધિસુખમાં નિમગ્ન થઇ ગયો.

તે સમયે જંબુદ્વીપમાં દીપંકર નામનો બુદ્ધ ઉત્પન્ન થયો. તે જ્યાં ત્યાં પોતાના ધર્મનો પ્રચાર કરવા લાગ્યો. ધ્યાન-સુખમાં લીન થએલો હોવાથી સુમેધને હિમાલય પર્વત પર દીપંકર બુદ્ધના ધર્મની વાત પણ સાંભળવામાં આવી નહિ. એક દિવસ યોગબળે આકાશમાંથી સંચાર કરતાં, તેણે

---

* ચંક્રમ એટલે ચાલવાની જગા. બૌદ્ધ ભિક્ષુ વિહારમાં એકાગ્રતાથી અહીં તહીં ફરવાને માટે જે જગા તૈયાર કરે છે તેને ચંક્રમ કહે છે. ઉંચી નીચી જમીન હોવી, વચમાં વચમાં ઝાડ હોવાં, આસપાસ જંગલ હોવું, જોઇએ તે કરતાં ઓછી જગા અથવા જોઇએ તે કરતાં વધારે જગા એ ચંક્રમના પાંચ દોષ છે. સુમેધ તાપસના ચંક્રમમાં આ દોષ ન્હોતા તેથી એને સુંદર ચંક્રમ કહ્યો છે.

હિમાલયની તળેટીમાં આવેલા રમ્મનગરના લોકોને અત્યન્ત ઉત્સુકતાથી બધા રસ્તા સાફ કરતા અને ધ્વજપતાકાથી સઘળું નગર સુશોભિત કરતા જોયા.. આથી અતિશય અચંબો પામી તે આકાશમાંથી નીચે ઉતર્યો, અને આટલી બધી તૈયારી શા માટે થઈ રહી છે, એની તેણે તપાસ કરી. લોકોમાંથી એક જણ બોલ્યો, "વાહ! તાપસ મહારાજ! આ પ્રદેશમાં રહેવા છતાં, તમને દીપંકર બુદ્ધની ખબર ન હોવી એ તો ભારે આશ્ચર્ય! દીપંકર બુદ્ધ પોતાના ભિક્ષુવર્ગ સહિત આપણા શહેરની પાસે આવી પહોંચ્યા છે અને આજે બપોરે ભિક્ષા ગ્રહણ કરવા તે આ શહેરમાં આવવાના છે. તેમનું સ્વાગત કરવાને અર્થે આ બધી તૈયારીઓ ચાલી રહી છે."

આ સાંભળી સુમેધ બોલ્યો, "આ જગતમા બુદ્ધ એ શબ્દ પણ સંભળાવો કઠણ છે, તો પછી પ્રત્યક્ષ બુદ્ધના દર્શન થવાં એ કેટલું કઠણ છે, એ તો કહેવાનું જ રહેતુ નથી. ભાઇઓ! તમે જે આ રસ્તો સાફ કરો છો તેમાનો થોડો ભાગ મને સોંપો. હું એ બુદ્ધની સેવામા ભાગીદાર થવા ઇચ્છું છું."

આ પરથી તે લોકોએ સાફ કરવા માટે થોડીક જગા સુમેધને આંકી આપી.

સુમેધને નક્કી કરી આપેલી સર્વ જગા સ્વચ્છ થઇ ગઈ હતી, પરંતુ એક ન્હાનકડા ખાબોચીઆમાં કાદવ ભેગો થયેલો હતો. એ ખાબોચીઉં પૂરી નાંખવામાં સુમેધ તાપસ રોકાએલો

હતો એવામાં જ ભગવાન્ દીપંકર બુદ્ધ તે સ્થળે પોતાના ભિક્ષુસંઘ સહવર્તમાન ઉપવનમાંથી આવી પહોંચ્યા. હવે એ ખાબોચીઉં પૂરી નાંખવાને બીલકુલ અવકાશ રહ્યો નહિ. આથી સુમેધ, બુદ્ધના પગને કાદવ લાગે નહિ એ ઉદ્દેશથી, તે ખાબોચીઆ પર ઉંધો પડ્યો. એવામાં દીપંકર ભગવાન્ એના માથા આગળ આવી ઉભા રહ્યા અને પોતાના ભિક્ષુસંઘ તરફ ફરી બોલ્યા, " અરે ભિક્ષુઓ, અહિં ઉંધા પડેલા આ તાપસને તમે જુઓ છો કે ? લાખો વર્ષ પછી કપિલવસ્તુ નગરીમાં શુદ્ધોદન રાજાની માયાદેવી નામની રાણીને પેટે જન્મ લઇ ભારે પુરૂષાર્થ કરી આ કોટયવધિ લોકોનો ઉદ્ધાર કરશે. મોગ્ગલાન અને સારિપુત્ત એ બે એના પટ્ટશિષ્ય થશે; અને ભિક્ષુણીસંઘમાં ખેમા અને ઉપલવણ્ણા એ બે ભિક્ષુણીઓમાં મુખ્ય થશે. "

આ બુદ્ધવાક્ય સાંભળીને ત્યાં ભેગા થયેલા મનુષ્યોને અને દેવતાઓને અત્યન્ત આનન્દ થયો.

દીપંકર બુદ્ધ કેટલેક અંતરે ગયા પછી સુમેધ તાપસ ઉઠીને પગ ઉપર પગ ચઢાવીને બેઠો, અને બોલવા લાગ્યો કે "ભગવાન્ બુદ્ધે ભવિષ્યમાં હું બુદ્ધ થઇશ, એવું ભવિષ્ય ભાખ્યું છે. તો પણ બુદ્ધત્વ એ સામાન્ય મનુષ્યને સાધ્ય થવા જેવું નથી. અનેક જન્મમાં લોકહિત માટે હદપારનો પ્રયત્ન કરીશ તો જ બુદ્ધત્વ પ્રાપ્ત થશે. પરંતુ આત્મ-પરહિત સાધનારા એવા કયા ગુણ હોવા જોઇએ ?" સૂક્ષ્મ વિચારો કરતાં સુમેધ પંડિતને લોકહિતકારક એવા નીચેના દસ ગુણો જણાયાઃ-

| | |
|---|---|
| ૧ દાન. | ૬ ક્ષાંતિ. |
| ૨ શીલ. | ૭ સત્ય. |
| ૩ નૈષ્કર્મ્ય. | ૮ અધિષ્ઠાન. |
| ૪ પ્રજ્ઞા. | ૯ મૈત્રી. |
| ૫ વીર્ય. | ૧૦ ઉપેક્ષા. |

સુમેધ બોલ્યો, " મ્હને જો બુદ્ધત્વ પ્રાપ્ત થવાનું છે તો મારે આ દસ પારમિતાઓનો અભ્યાસ કરવો જોઇએ. પણ એ એક જન્મમાં સાધ્ય થશે શું? ના, અનેક જન્મના અભ્યાસથી જ આ દસ પારમિતા મ્હને સાધ્ય થશે. પરંતુ બીજા લાભો કરતાં બુદ્ધત્વ જ મ્હને પ્રિય હોવાથી આજ પછી હું પ્રતિજન્મે પારમિતાઓનો જ અભ્યાસ કરીશ ! "

સુમેધ તાપસે જે બુદ્ધત્વ સંપાદન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો, તે વખતથી ત્હેને બોધિસત્ત્વ ( ભાવિ બુદ્ધ ) એ સંજ્ઞા પ્રાપ્ત થઈ. બોધિસત્ત્વના અનેક જન્મના સત્કૃત્યોની વાતો જાતક ગ્રંથમાં વર્ણવેલી છે. એ સર્વનો તો અહિં ઉલ્લેખ કરી જવો પણ શક્ય નથી. તોપણ બોધિસત્ત્વે દાનાદિ પારમિતાઓનો અભ્યાસ કેવી રીતે કર્યો, એના દિગ્દર્શન માટે તેમાંની કેટલીક વાતો અહિં આપી છે.

---

## ( ૨ )

### વેસ્સંતર જાતક

સુમેધ પંડિત ધ્યાનધારણાદિકમાં કાળ ગાળીને આ લોકનું કર્તવ્ય પૂરું કર્યા પછી દેહ વિસર્જન કરી ગયો. ત્યાર પછી જુદી જુદી યોનિયોમાં અનેક જન્મ લઇ એક વખતે તે શિબિરાજવંશમાં જન્મ્યો.

શિબિદેશની રાજધાનીમાં સંજય નામનો રાજા રાજ્ય કરતો હતો. તે પ્રજાપાલનમાં એટલો ચતુર હતો કે સર્વ લોક એને પોતાના પિતા પ્રમાણે માન આપતા. તેને એક સર્વગુણસંપન્ન પુત્ર થયો. એનું નામ વેસ્સંતર એવું રાખવામાં આવ્યું. આ જ આપણો બોધિસત્વ હતો. વેસ્સંતરે અલ્પ વયમાં જ સર્વ વિદ્યાનું અને કળાનું જ્ઞાન સંપાદન કરી પોતાના પિતાની અને રાષ્ટ્રની પ્રીતિ સંપાદન કરી. સંજય રાજાએ પોતાના અમાત્યોની સલાહથી ત્હેને યુવરાજપદે સ્થાપ્યો. વેસ્સંતર પોતાની સંપત્તિનો દાનધર્મમાં ઉપયોગ કરવા લાગ્યો. દાનધર્મ એ જ એનું વ્યસન થઇ પડયું. થોડા કાળમા જ તેના દાનશૌર્યની વાર્તા ચારે દિશામાં ફેલાઈગઇ.

તે વખતે કલિંગ દેશમાં ભયંકર દુષ્કાળ પડયો. પીવાનું પાણી પણ મળવાની મારામારી થઈ. જ્યાં ત્યાં ચોરનો અને રોગનો ત્રાસ વર્તી રહ્યો. ત્યારે ત્યાંના રાજાએ દુષ્કાળ-

નિવારણના ઉપાય વિષે વિચાર ચલાવ્યો. તેને તેના અમાત્યોએ એવી સલાહ આપી કે, શિબિના રાજ્યમાં જે શ્વેતવર્ણો હસ્તી છે તેને આ રાષ્ટ્રમાં લાવવામાં આવે તો વરસાદ પડે અને સૌ સારાં વાનાં થાય. તે પ્રમાણે રાજાએ પોતાની પાસેના કેટલાક બ્રાહ્મણોને શિબિદેશમાં જઇ, લાગ જોઇ, વેસ્સંતર પાસે એ હાથીની યાચના કરવી એવી વિનંતિ કરી. રાજાની આજ્ઞા પ્રમાણે તે બ્રાહ્મણો શિબિની રાજધાનીમાં આવી દેશેદેશના યાચકવર્ગને માટે વેસ્સંતરે બાંધેલી ધર્મશાળામાં ઉતર્યા.

એક દિવસ વેસ્સંતર તે શ્વેત હસ્તી પર બેસીને નગર-પ્રદક્ષિણા કરતો હતો. તે સમયે તે બ્રાહ્મણોએ પોતાનાં અંગ ધૂળથી રગડી અને પોતાનો જમણો હાથ આગળ કરી "વેસ્સંતરનો જયજયકાર હો!" એમ ઉચ્ચાર્યું. વેસ્સંતરે માવતને હાથી ઉભો રાખવાનો હુકમ કર્યો અને બ્રાહ્મણોને "શું જોઇએ છે?" એવો પ્રશ્ન કર્યો.

બ્રાહ્મણો બોલ્યા, "અમને બીજી કોઈ વાતની જરૂર નથી, આ આટલો હાથી આપો એટલે થયું."

વેસ્સંતર તુર્તાતુર્ત હાથી પરથી નીચે ઉતર્યો અને સર્વ અલંકાર સાથે તે હાથી બ્રાહ્મણોને હવાલે કરી ત્યાં ને ત્યા તેમના હાથમાં પાણી મૂકી દાનસંસ્કાર કર્યો.

સુકાઇ ગએલા અરણ્યમાં વાયુવેગથી પ્રસરનારા તીવ્ર દાવાનળ પ્રમાણે આ વાત શિબિની રાજધાનીમાં પ્રસરી.

શિબિના સરદારથી લઈને સાધારણ ખેડૂત સુધી સર્વને અત્યંત દુઃખ થયું, એટલું જ નહિ પણ રાજકુમારથી તેઓ અતિશય નારાજ પણ થયા. તે જ વખતે લોકોનો સમુદાય રાજમહેલ આગળ ભેગો થયો અને તેના આગેવાનોએ સંજય રાજાને કાને યુવરાજના અપરાધની વાત નાખી. જનસમાજને ફરફેરાયલો જોઈ રાજા ગભરાઇ ગયો. તોપણ ધીરજ ખોયાનો ભાસ ન થવા દેતાં લોકો તરફ ફરી તે બોલ્યો, "તમે ગમે તેટલું કહેશો તોયે હું મ્હારા પ્રિય પુત્રનો વધ કરવા તૈયાર નથી."

ત્યારે તેઓએ કહ્યું, "અમે વેસ્સંતરનો વધ કરવાની વિનંતિ કરવાને અહિં ભેગા થયા નથી, પરંતુ તેણે અમારા રાજ્યનું શુભ ચિન્હ એવો શ્વેત હાથી કોઈની પણ સલાહ વિના પોતાની જ ઇચ્છાથી દાન કરી દીધો, તે માટે તેને આજને આજ રાજ્યમાંથી કાઢી મૂકવો જોઇએ. તેણે અમારા દેશમાંથી જઈ વંક નામના પર્વત ઉપર તપશ્ચર્યા કરવી."

સંજય રાજાએ પુત્રને વનાંતર કરાવવાનું આશ્વાસન આપી લોકોને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા કરી અને પોતાના હજુરીઆને બોલાવી કહ્યું, "તું હાલને હાલ વેસ્સંતર પાસે જા અને શિબિની ઇચ્છા તેને જણાવ."

ક્ષત્તા (મુખ્ય હજુરીયો) વેસ્સંતરના મહેલમાં ગયો અને બોલ્યો, "વેસ્સંતર મહારાજ, તમારા મ્હોટા અપરાધથી સર્વ શિબિ સંક્ષુબ્ધ થયું છે અને તમારે આ ક્ષણે જ

ગંજખાની છોડવી એમ કહે છે. સંજય રાજાને એ કબુલ કરવું પડયું છે. "

આ બોલતી વખતે ક્ષત્તાનો કંઠ ભરાઇ આવ્યો અને તેની આંખમાંથી એકસરખી અશ્રુધારા ચાલી. વેસ્સંતરે શાંત ચિત્તે ક્ષત્તાને કહ્યું, " એવો મારો કયો અપરાધ છે કે જેને લીધે શિબિના લોક મ્હારા પર આટલા બધા ગુસ્સે થયા છે ? "

ક્ષત્તા બોલ્યો, " આજ સુધી તમે જે દાનધર્મ કર્યા, તેથી પ્રજાની તમારા પર ઇતરાજી ન થતાં ભક્તિ વધતી ગઇ; પરંતુ જ્યારે તમે શ્વેત ગજ યાચકોને આપી દીધો, ત્યારે તેમના મનમાંની તમારા વિષેની પૂજ્યબુદ્ધિ તેમના પ્રચંડ કોપે ગાળી નાંખી, તેથી હવે આપ તાપસવેષ સ્વીકારી આ રાજ્યમાંથી ચાલી નીકળો. "

આ સાંભળી વેસ્સંતરે તપોવનમાં જવાનો નિશ્ચય કર્યો.

એક બે દિવસમાં વેસ્સંતરે પોતાની સંપત્તિ ગરીબોને વ્હેંચી આપી વંક પર્વત પર જવા માટે માતપિતાની આજ્ઞા લઇ તે પોતાની પ્રિય પત્નીના મહેલમાં ગયો. મદ્રીને પોતાનો પતિ વનમાં જશે એ ખબર અગાઉથી જ મળી ગયા હતા, અને તેથી તે અત્યંત ખિન્ન થઇ હતી. વેસ્સંતરને જોતાંની સાથે જ તેનો શોક તેનાથી દાબી શકાયો નહિ. વેસ્સંતર બોલ્યો, " મદ્રી, શિબિનો નિશ્ચય તારા જાણવામાં આવ્યો છે કે ? "

" હા દેવ !" એમ શોકગ્રસ્ત સ્વરે મદ્રીએ ઉત્તર આપ્યો. પછી તે બોલ્યો, "પ્રિયા ! તું શોક કરીશ નહિ. તારા પિતા અને મ્હારા તરફથી મળેલી સંપત્તિનો દાનધર્મમાં તું વિનિયોગ કર. જાલિકુમાર અને કૃષ્ણાજિનાકુમારી એમનું તું ઉત્તમ રીતે પરિપાલન કરીશ એ બદલ મ્હને શંકા નથી. આ આપણા અતિશય વ્હાલા પુત્ર પર લક્ષ આપીને તું મ્હારા વિરહથી થનારો શોક વીસરી જા."

મદ્રી બોલી, "દેવ ! આ કંઇ પત્નીનો ધર્મ નથી. જ્યાં પતિ ત્યાં જ પત્નીએ રહેવું એમ ધર્મ તો કહે છે; તો જે માર્ગે આપ જશો તે જ માર્ગે હું એ જઇશ. આપની સાથે રહેતાં મારું મૃત્યુ થશે તો મ્હને ઘણો આનંદ થશે; પરંતુ આપનો વિરહ ભોગવી છવવું મને મૃત્યુ કરતાંયે દુઃખદ થશે ! મને વનવાસથી ત્રાસ થશે એવી આપ જરાયે શંકા મનમાં લાવશો મા. જાલિકુમાર અને કૃષ્ણાજિનાકુમારી તપોવનમાં આપણા ચિત્તનું રંજન કરશે, અને અમારા સહવાસથી અરણ્યવાસનો આપને કંટાળો ન આવતાં, આપના દિવસ સુખમાં જશે, અને આપની તપશ્ચર્યા સફળ થશે !"

મદ્રીના આગ્રહ પરથી વેસ્સંતરે તેને અને પોતાનાં બેઉ બાળકોને સાથે લીધાં. સંજય રાજાએ પોતાના પુત્ર, પુત્રવધૂ અને બાળકોને પહોંચાડવા માટે રથ આપ્યો, પરંતુ તેયે રસ્તામાં યાચકોએ મળીને વેસ્સંતર પાસેથી લઇ લીધો. ત્યારે વેસ્સંતરે જાલિને અને મદ્રીએ કૃષ્ણાજિનાને કેડ પર લઇ લીધાં, અને બન્ને પગપાળાં આગળ ચાલ્યાં. વંક પર્વત પર પહોંચ્યા

પછી વેસ્સંતરે એક રમ્ય સ્થળ પસંદ કરી સુંદર પર્ણકુટિ બાંધી અને તે સ્થળે તે પોતાના કુટુંબ સાથે રહેવા લાગ્યો.

તે સમયે કલિંગ દેશમાં એવું બન્યું કે જૂજક નામના એક બ્રાહ્મણે ભિક્ષુકી-વૃત્તિ પર ૧૦૦ કાર્ષાપણ રળી તે એક ઓળખીતા બ્રાહ્મણને સોંપ્યા. અને પોતે દેશાંતર ગયો. પછી ઘણાં વર્ષો સુધી એનો પત્તો ન મળ્યો, એટલે જેની પાસે એની થાપણ હતી તે ગૃહસ્થે તે સઘળી આપત્કાળમાં ખર્ચી નાખી. એવામાં જૂજક આવીને પોતાની થાપણ માગવા લાગ્યો; પરંતુ થાપણ આપવાનું સામર્થ્ય તે ગૃહસ્થમાં ન હોવાથી તેને બદલે તેની એક તરુણ પુત્રી જૂજકને આપવી એમ ઠર્યું. તે પ્રમાણે જૂજકનાં તે છોકરી સાથે લગ્ન થયાં. પછી તે તેને લઇ પોતાને ગામ ગયો. જૂજક જોકે વૃદ્ધ હતો તોપણ તેની તરુણ પત્નીને પ્રિય હતો. તે ઘણા પૂજ્યભાવે તેની સેવા કરતી. તે જોઇ ગામમાંના સર્વ લોકો પોતાની સ્ત્રીઓને કહેતા કે, " જુઓ, જૂજક આટલો વૃદ્ધ અને કુરૂપ છતાં તેની પત્ની તેની સેવામાં તત્પર હોય છે. તે કદી પણ તેના ઉપર ગુસ્સે થતી નથી. અને તમે સ્હેજ કંઇક ઓછું પડયું કે પોતાના પતિ પર નારાજ થાઓ છો. પતિ જોડે કજીઓ કર્યા સિવાય તમારો એક પણ દિવસ ગયો ખરો ? તે જૂજકની તરુણ પત્નીથી તો તમારે શરમાવું જોઇએ."

ગામમાંની સ્ત્રીઓને જૂજકની પત્ની અમિત્રતાપના શત્રુ જેવી લાગવા માંડી, અને એમાં આશ્ચર્ય પણ શું ? તેમણે

"હા દેવ!" એમ શોકગ્રસ્ત સ્વરે મદ્રીએ ઉત્તર આપ્યો. પછી તે બોલ્યો, "પ્રિયા! તું શોક કરીશ નહિ. તારા પિતા અને મ્હારા તરફથી મળેલી સંપત્તિનો દાનધર્મમાં તું વિનિયોગ કર. જાલિકુમાર અને કૃષ્ણાજિનાકુમારી એમનું તું ઉત્તમ રીતે પરિપાલન કરીશ એ બદલ મ્હને શંકા નથી. આ આપણા અતિશય વ્હાલા પુત્ર પર લક્ષ આપીને તું મ્હારા વિરહથી થનારો શોક વીસરી જા."

મદ્રી બોલી, "દેવ! આ કંઇ પત્નીનો ધર્મ નથી. જ્યાં પતિ ત્યાં જ પત્નીએ રહેવું એમ ધર્મ તો કહે છે; તો જે માર્ગે આપ જશો તે જ માર્ગે હું એ જઇશ. આપની સાથે રહેતાં મારૂં મૃત્યુ થશે તો મ્હને ઘણો આનંદ થશે; પરંતુ આપનો વિરહ ભોગવી જીવવું મને મૃત્યુ કરતાંયે દુઃખદ થશે! મને વનવાસથી ત્રાસ થશે એવી આપ જરાયે શંકા મનમાં લાવશો મા. જાલિકુમાર અને કૃષ્ણાજિનાકુમારી તપોવનમાં આપણા ચિત્તનું રંજન કરશે, અને અમારા સહવાસથી અરણ્યવાસનો આપને કંટાળો ન આવતાં, આપના દિવસ સુખમાં જશે, અને આપની તપશ્ચર્યા સફળ થશે!"

મદ્રીના આગ્રહ પરથી વેસ્સંતરે તેને અને પોતાનાં બેઉ બાળકોને સાથે લીધાં. સંજય રાજાએ પોતાના પુત્ર, પુત્રવધૂ અને બાળકોને પહોંચાડવા માટે રથ આપ્યો, પરંતુ તેથે રસ્તામાં યાચકોએ મળીને વેસ્સંતર પાસેથી લઇ લીધો. ત્યારે વેસ્સંતરે જાલિને અને મદ્રીએ કૃષ્ણાજિનાને કેડ પર લઇ લીધાં, અને બન્ને પગપાળાં આગળ ચાલ્યાં. વંક પર્વત પર પહોંચ્યા

પછી વેસ્સંતરે એક રમ્ય સ્થળ પસંદ કરી સુંદર પર્ણકુટિ બાંધી અને તે સ્થળે તે પોતાના કુટુંબ સાથે રહેવા લાગ્યો.

તે સમયે કલિંગ દેશમાં એવું બન્યું કે જૂજક નામના એક બ્રાહ્મણે ભિક્ષુકી-વૃત્તિ પર ૧૦૦ કાર્ષાપણ રળી તે એક ઓળખીતા બ્રાહ્મણને સોંપ્યા. અને પોતે દેશાંતર ગયો. પછી ઘણાં વર્ષો સુધી એનો પત્તો ન મળ્યો, એટલે જેની પાસે એની થાપણ હતી તે ગૃહસ્થે તે સઘળી આપત્કાળમાં ખર્ચી નાખી. એવામાં જૂજક આવીને પોતાની થાપણ માગવા લાગ્યો; પરંતુ થાપણ આપવાનું સામર્થ્ય તે ગૃહસ્થમા ન હોવાથી તેને બદલે તેની એક તરુણ પુત્રી જૂજકને આપવી એમ ઠર્યું. તે પ્રમાણે જૂજકનાં તે છોકરી સાથે લગ્ન થયાં. પછી તે તેને લઇ પોતાને ગામ ગયો. જૂજક જોકે વૃદ્ધ હતો તોપણ તેની તરુણ પત્નીને પ્રિય હતો. તે ઘણા પૂજ્યભાવે તેની સેવા કરતી. તે જોઇ ગામમાંના સર્વ લોકો પોતાની સ્ત્રીઓને કહેતા કે, " જૂઓ, જૂજક આટલો વૃદ્ધ અને કુરૂપ છતાં તેની પત્ની તેની સેવામાં તત્પર હોય છે. તે કદી પણ તેના ઉપર ગુસ્સે થતી નથી. અને તમે સ્હેજ કંઇક ઓછું પડ્યું કે પોતાના પતિ પર નારાજ થાઓ છો. પતિ જોડે કજીઓ કર્યા સિવાય તમારો એક પણ દિવસ ગયો ખરો ? તે જૂજકની તરુણ પત્નીથી તો તમારે શરમાવું જોઇએ."

ગામમાંની સ્ત્રીઓને જૂજકની પત્ની અમિત્રતાપના શત્રુ જેવી લાગવા માંડી, અને એમાં આશ્ચર્ય પણ શું ? તેમણે

અમિત્રતાપનાને ત્યાંથી હાંકી કાડવાનું કાવતરૂં રચ્યું. જ્યારે અમિત્રતાપના પાણી માટે નદી પર આવતી ત્યારે જે તે બાઇ તેને કહેતી, "હાય રે બાપ! આનાં માબાપ કેટલાં કર હોવાં જોઇએ. નહિ તો તેઓ આવી દીકરી જૂજક જેવા વૃદ્ધને કેમ વેચે?"

બીચારી અમિત્રતાપનાએ પોતાનાં માબાપની નિંદા કેટલી સહન કરવી? એક દિવસ નદી પરથી રડતી રડતી તે ઘેર આવી અને જાજકને કહેવા લાગી, "મ્હને જો તમે એક ચાકર અને એક ચાકરડી લાવી આપશો તો જ હું તમારે ઘેર રહીશ, નહિ તો મ્હારે પિયર ચાલી જઇશ!"

ગરીબ બિચારો જૂજક પોતાની તરૂણ પત્નીની ડરામણીથી અતિશય ગભરાયો. તે બોલ્યો, "હું ગરીબ બ્રાહ્મણ; શાસ્ત્રાદિકનું યે મ્હને જ્ઞાન નથી; તો હું તે તારે માટે દાસદાસી ક્યાંથી લાવી આપવાનો? પણ તું કાંઈ ચિંતા કરીશ નહિ. આવતી કાલથી હું જ પાણી લાવવાને જઇશ એટલે તારા વડિલોની નિંદા સાંભળવાનો પ્રસંગ તારે આવશે નહિ."

અમિત્રતાપના બોલી, "તમને નદી પર મોકલી હું ઘેર બેસું તો આપણને બેઉને ગામના સર્વ લોક હસશે અને જેઓ આજ સુધી પતિવ્રતા તરીકે મારી સ્તુતિ કરતાં આવ્યાં છે. તેઓ જ હું પતિ પાસે કામ કરાવું છું અને પોતે નિરાંતે બેસી રહું છું, એવી મ્હારી નિંદા કરશે! હવે,

આપણે ગરીબ છીએ એ મ્હારે કબૂલ છે, તોપે નિરાશ થવાનું કાંઈ કારણ નથી. વેસ્સંતર રાજાની ખ્યાતિ તમે સાંભળી જ હશે. હાલમાં તે પોતાનાં બે બાળક સહવર્તમાન વંક પર્વત પર પર્ણકુટિમાં રહે છે. ત્યાં જઇ તમે તેની પાસે યાચના કરો તો તે પોતાનાં બેઉ બાળકો તમને આપશે. તેને તમે દાસ અને દાસી તરીકે મ્હારે હવાલે કરો, એટલે થયું."

જૂજકે ઘણી આનાકાની કરી પરંતુ તરુણ પત્નીના હુકમ આગળ બિચારા વૃદ્ધ જૂજકને પોતાની મુંછ નીચી કરવી પડી. પીઠ પર શીંતેરી બાંધી, અને હાથમાં લાકડી લઇ જૂજકે વંક પર્વતનો રસ્તો લીધો. પર્વત પાસે આવ્યો ત્યારે અરણ્યમાં તેને એક વ્યાધ મળ્યો. તેને એણે વેસ્સંતરના આશ્રમ વિષે પૂછ્યું. પેલા વ્યાધે ચીડાઇને કહ્યું, "તારા જેવા દુષ્ટ બ્રાહ્મણે તો વેસ્સંતરને રાજ્યભ્રષ્ટ કરી તપોવનમાં મોકલ્યો. હવે ફરી તેની પાસે શાની યાચના કરવાનો છે ?"

જૂજક ચમક્યો અને બોલ્યો, "મ્હારે કશાનીયે યાચના કરવાની નથી. સંજય રાજાએ પોતાના પુત્રના સમાચાર માટે મ્હને મોકલ્યો છે. વેસ્સંતરના કુશળ સમાચાર પૂછીને તે તેના બાપને જણાવવા એટલું જ મ્હારૂં કામ છે."

ત્યારે તે વ્યાધ સંતુષ્ટ થયો અને જૂજકનો આદર-સત્કાર કરી વેસ્સંતરના આશ્રમ તરફ જનારો પાસેનો રસ્તો તેણે તેને બતાવ્યો.

મદ્રી દેવી પોતાના પતિને ફળમૂળાદિક લાવવા માટે જવા દેતી નહિ. સવારના પ્હોરમાં પોતે જ જઇને ફળમૂળાદિક આહારની વસ્તુઓ આણતી. વેસ્સંતર આશ્રમમાં જ રહી પોતાનાં બાળકની સંભાળ લેતો. મદ્રી દેવી અરણ્યમાં ગયેલી હતી ત્યારે જૂજક વેસ્સંતરના આશ્રમમાં આવ્યો. વેસ્સંતરે ત્હેનો યોગ્ય આદરસત્કાર કર્યો અને એટલે દૂર આવવાનું કારણ પૂછ્યું.

જૂજક બોલ્યો, "મહારાજ! આપની શુભ્ર કીર્તિએ મને અહિં સુધી આણ્યો છે. હું વૃદ્ધ બ્રાહ્મણ છું. મારી તરૂણ પત્નીને મદદ કરે એવાં કુટુંબમાં બીજાં માણસ નથી. આથી એનો આગ્રહ થયો કે એક દાસ અને એક દાસી રાખવાં. પણ હું પડયો ગરીબ. દાસ અને દાસી વેચાતાં લેવાને પૈસા લાવવા ક્યાંથી? એટલે તમારી પાસે દોડયો આવ્યો છું. આપ જો આપનાં આ પુત્ર અને પુત્રી મને આપશો તો મારૂં ઘડપણ સુખમાં જશે. આપ મોટા દાનશૂર છો, તો મારા પર આટલો ઉપકાર કરતાં ડગમગશો નહિ, એવી ખાત્રી છે."

વેસ્સંતર બોલ્યો, "મારાં આ બે બાળકો હમણાં ને હમણાં જ હું તમને આપું છું, પરંતુ તેમની મા આવતા સુધી તમારે અહિં રોબનું એવી મારી વિનંતિ છે."

જૂજક બોલ્યો, "स्त्रीबुद्धिः प्रलयं गतः!" સ્ત્રી તો દાનધર્મમાં વિઘ્ન નાંખવામાં પહેલે નંબરે. માટે આપની પત્નીની વાટ ન જોતાં આ ક્ષણે જ આ બાળકોને મને અહિંથી લઇ જવા દો."

વેસ્સંતર બોલ્યો, "જેવી આપની મરજી. તોપણ બીજી એક વિનંતિ કર્યા વિના મારાથી રહેવાતું નથી. આપ આ બાળકોને લઇ મારા પિતાની પાસે જાઓ. તે તમને અનેક દાસદાસીઓ તથા ઘણી સંપત્તિ આપી આ બાળકોને તમારી પાસેથી વેચાતાં લેશે. તેમાં તમને મ્હોટો ફાયદો થશે."

જૂજકે કહ્યું, "આપ મને સિંહના મ્હોડામા મ્હારૂં ડોકું ઘાલવાનું કહો છો; આ બાળકોને લઈ જે હું આપના પિતાના રાજ્યમાં જાઉં, તો મને ઉત્તમ બક્ષિસમાં કારાવાસ અથવા દેહાંતદંડ જ મળે. માટે મને આપના પિતાના રાજ્યમાં જવાનો આગ્રહ કરશો નહિ. આ બાળકોને મારી ગૃહિણીને સ્વાધીન કરી મને એક વાર તો એના પંજામાથી છુટવા દો."

વેસ્સંતરે આનો કાંઇ જવાબ આપ્યો નહિ. બાળકોને લઇ જવાને બ્રાહ્મણ ઉત્સુક થયો હતો. પરંતુ જાલિ અને કૃષ્ણાજિના પોતાના પિતા સાથેનો બ્રાહ્મણનો સંવાદ સાંભળીને જ આશ્રમની નજીકના જંગલમાં દોડી ગયાં હતા. જૂજકે વેસ્સંતરને કહ્યું, "આપનાં બાળકો ક્યાં છે? હું લઇ જાઉંશ એ ભયથી સંતાડી દીધાં કે શું?"

જૂજકને ઉત્તર ન આપતાં વેસ્સંતર આશ્રમ બહાર આવ્યો અને મોટા ગંભીર સાદે બોલ્યો, "બાળકો! તમારા પિતાનું વચન સત્ય પાડ એ પૂરેપૂરૂં તમારા હાથમાં છે.

આમ સંતાઈ બેસશો નહિ. તમારું આ કૃત્ય આપણા ઉચ્ચ ક્ષત્રિય કુળને શોભે નહિ !"

ત્યારે તે બે બાળકો જંગલમાંથી બહાર આવ્યાં અને પોતાના પિતા સામે ઉભાં રહ્યાં. વેસ્સંતરે તેમને બ્રાહ્મણને હવાલે કરી તેના હાથમાં પાણી મૂક્યું. તેના કમંડળમાંનું પાણી તો બ્રાહ્મણના હાથ પર મહા મહેનતે પડ્યું; પરંતુ તેનાં નેત્રોમાંથી તો પાણી આપોઆપ વહેતું હતું !

બાળકો ફરી નાસી જશે એ ભયથી જૂજકે એક વેલા વડે તેમના હાથ બાંધ્યા અને પોતાની લાકડીથી તેમને ધમકાવી લઈ જવા લાગ્યો. ત્યારે કૃષ્ણાજિના પોતાના બાપને કહેવા લાગી, "બાપુ! બાપુ! બ્રાહ્મણ તો અતિશય ક્ષમાવાન હોય છે, એવું અમે સાંભળ્યું છે, પણ આ તો ભારે ઘાતકી છે. આ બ્રાહ્મણ તો વેષધારી રાક્ષસ હોવો જોઈએ! બાપુ ! આ અમને ખાવા માટે લઈ જાય છે માટે તમે અમને એને આપી દો મા ! "

જાલિકુમાર બોલ્યો, "આ બ્રાહ્મણ લાકડીથી મારે છે, એ બદલ મ્હને ખેદ થતો નથી; પરંતુ માને જોયા વિના જવું પડે છે માટે મને દુઃખ થાય છે."

વેસ્સંતરે પોતાનાં બાળકોનું બોલવું સાંભળ્યું તોપણ તેમને કંઈ ઉત્તર ન આપતાં કાષ્ઠવત્ તટસ્થ રહ્યો ! તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વ્હેતી હતી એ જ એક એના જીવતાપણાનું ચિન્હ હતું !

જુજક બાળકોને લઈ ગયો પછી સાયંકાળે મદ્રીદેવી કળમૂળ લઇ આશ્રમ ભણી વળી. તે દિવસે તેના રસ્તામાં વાઘ આવવાથી તેને મોડું થયું ! આશ્રમમાં બાળકોને જોયાં નહિ એટલે "બાળકો ક્યાં ગયાં ?" એમ તેણે પતિને પૂછ્યું. વેસ્સંતરે પોતાનું મૌનવ્રત છોડયું નહિ ત્યારે આક્રંદ કરતી તેણે આસપાસના અરણ્યમાં પુષ્કળ શોધ કરી, પરંતુ વ્યર્થ ! વેસ્સંતરનો શોક અંદરને અંદર જ ધુમાતો હતો; પરંતુ મદ્રીના વિલાપથી તો અરણ્યવાસી પશુપક્ષીઓનાં હૈયાં પણ કંપી ઉઠયાં.

બીજે દિવસે સવારે વેસ્સંતરે મદ્રીને કહ્યું, "મદ્રી, તું બાળકો માટે બિલકુલ શોક કરતી નહિ. તારાં બાળકો ખુશીમા છે; કાલે અહીં એક યાચક બ્રાહ્મણ આવ્યો હતો તેણે તેમની યાચના કરી, એટલે મેં તે બ્રાહ્મણને તેમનું દાન કર્યું છે. તું પણ આ કૃત્યને અનુમોદન આપ, અને પુણ્યની ભાગીદાર બન. '

મદ્રી બોલી, "આપે બાળકોનું દાન કર્યું, તેમા મારી પૂર્ણ અનુમતિ છે; પરંતુ આ વાત આપે મને કાલે જ કેમ કહી નહિ ?"

વેસ્સંતર બોલ્યા "મદ્રી! આ વાત જો મેં તને કાલે જ કહી હોત, તો બાળકોનું દાન કર્યા બદલ તને અતિશય ખોટું લાગ્યું હોત અને તું પુણ્યની ભાગિયણ ન બની હોત."

મદ્રીદેવીએ આનો કાંઈ જ જવાબ વાળ્યો નહિ.

વેસ્સંતર બોધિસત્ત્વનું આ દાનશૌર્ય જોઈ ઇન્દ્રને અતિશય ભય પેઠો કે કોઈ વાર આ પોતાની પતિવ્રતા પત્નીનું પણ દાન કરી દેશે. આથી તાપસવેશ ધારણ કરી ઇન્દ્ર રાજા વેસ્સંતરના આશ્રમમાં આવ્યો અને વેસ્સંતરને કહેવા લાગ્યો, "આપની પાસે હવે કંઈ રહ્યું નથી, તોપણ આ આટલી ગુણવંતી સ્ત્રી છે તેનું મને દાન કરશો તો હું મોટો આભારી થઇશ."

વેસ્સંતરે તે ક્ષણે જ તાપસવેશધારી ઈંદ્રના હાથમાં પાણી મૂક્યું ! ઈંદ્રે તાપસવેષ કહાડી નાંખી પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું અને વેસ્સંતરને કહ્યું કે "મહારાજ, આ વસ્તુ—મદ્રીદેવી હવે મારી થઈ; પરંતુ એક અનામત વસ્તુ તરીકે એને તમારી પાસે મૂકી જાઉં છું, તેનું પૂર્વવત્ પાલન કરવું. માત્ર આ વસ્તુ બીજાને આપવાનો અધિકાર તમને રહ્યો નથી."

આ પ્રમાણે કહી વેસ્સંતરને વર આપી ઇન્દ્ર સ્વર્ગલોક ભણી ચાલ્યો ગયો.

હવે પેલો જૂજક બ્રાહ્મણ વેસ્સંતરનાં બાળકોને લઇ જતાં જતાં રસ્તો ભૂલી શિબિના રાજ્યમાં પેઠો. ત્યાં એક રાજપુરુષે વેસ્સંતરનાં બાળકોને ઓળખ્યાં, અને તે બ્રાહ્મણને પકડી બાળકો સહિત તેને સંજય રાજા સમક્ષ રજુ કર્યો. સંજય રાજા તરફથી "આ બાળકો તમને કેમ મળ્યાં?" એવો પ્રશ્ન થતાં, જૂજકે બનેલો સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. સંજય રાજાએ આથી ગુસ્સે ન થતાં ઘણા નોકર ચાકર અને ધન આપી તેનું સ્વાગત કર્યું. પોતાના પુત્રને વનવાસ મોકલ્યો

માટે રાજાને અતિશય પશ્ચાત્તાપ થયો. શિબિરાષ્ટ્રવાસીઓને પણ સુશીલ વેસ્સંતરને અરણ્યવાસનાં દુઃખો ભોગવાવ્યા માટે અનુતાપ થયાં હતો. સંજય રાજાએ શિબિના આગેવાનોની સભા બોલાવી, વેસ્સંતરને પાછો આણવાનો ઠરાવ કર્યો, અને પોતાના પ્રધાન સાથે વંક પર્વત પર જઈ પુત્રને અને પુત્રવધૂને ઘેર આણ્યાં. શિબિની સંમતિથી વેસ્સંતરની ફરી યુવરાજપદે નીમણૂક કરવામાં આવી.

આ પ્રમાણે વેસ્સંતર બોધિસત્ત્વે પોતાની પ્રિય પત્ની અને બાળકોનું દાન કરી દાનપારમિતાનો અભ્યાસ કર્યો.



( ૨ )

## મઘની વાત

હવે બોધિસત્ત્વે શીલપારમિતાની પૂર્તતા કેમ કરી એનું એક ઉદાહરણ આપું છું.

હજારો વર્ષ પૂર્વે આપણો બોધિસત્ત્વ મગધ દેશમાં મચલ નામના એક ગામડામાં એક ખેડૂતના કુટુંબમાં જન્મ્યો. તેનું નામ તેના માતપિતાએ મઘ એવું રાખ્યું હતું. મઘ જ્યારે ઉમર લાયક થયો ત્યારે પોતાના ગામના લોકોનું સ્વાર્થીપણું જોઈ મનમાં ખૂબ ખિન્ન થયો. તે પોતાના ગામના રસ્તા સાફ કરવાનું, ગંદવાડ લઈ જઈ બહાર નાખવાનું, પીવાના પાણીમ ગંદુ પાણી જાય નહિ માટે કુવાને પાળ બાંધવાનું વગેરે એવા જ બીજાં લોકોપયોગી કામો કરતો. પરંતુ તેનાં આ કામથી રાજી થવાને બદલે ગામના લોકો તેને દોષ દેતા. તેઓ ચબુતરા પર કે દારૂના પીઠા પર ભેગા થઈ કહેતા કે "અરે, આ પેલો ગાંડીઓ મઘ! પોતાના ઘરનું કામ છોડી ચાલ્યો નકામી માથાકોડ કરવાને! એકલાથી તે કદી આખા ગામનું હિત થયું છે કે? આપણે ભલા ને આપણું કામ ભલું, તેને બદલે આ તો ગામનું ભલું કરવા નીકળ્યો છે! શું કરવું છે આપણે આખા ગામને? મઘને પોતાની મૂર્ખાઈ સારૂ કોઈક દિવસ પશ્ચાત્તાપ કરવો પડશે!"

મઘની છડેચોક નિંદા થતી, એટલું જ નહિ પણ તેનાં સગાંઓ પણ તેની વિરૂદ્ધ હતાં, તોપણ તેણે પોતાનું કર્તવ્ય છોડી દીધું નહિ. મઘ એક દિવસ એકાદ રસ્તો સાફ કરે અને બીજે જ દિવસે આસપાસનાં ઘરમાંથી સ્ત્રીઓ કચરો નાખે. કોઇ વૃદ્ધ કહે કે, "આ ગંદવાડ શું કામ કરો છો?" તો તેઓ કહેતી, "તમારે શું ? પેલો મઘ મુઓ છે ને ? તે આવશે અને કરશે સાફ !"

મઘ ફરી એચાર દિવસે પાછો તેને તે જગાએ જાય અને સાફ કરી નાંખે. મઘના આ આત્મસંયમનું પરિણામ જૂના જમાનાના લોક ઉપર તો કંઇ પણ થયું નહિ; પરંતુ, મઘનો આ માર્ગ સારો કેમ ન હોય ? એવી એક બે તરૂણોને શંકા આવવા લાગી. મઘ પોતાના ઘરકામમા કાંઇ પણ અડચણ આવવા દેતો નહિ. ઘરનું ખેતીનું કામ આટોપી લઇ વચલો વખત તે જનસેવામાં ગાળતો. ગામના બીજા લોક ફુરસદને વખતે દારૂના પીઠા પર અથવા ચૌટામા બેગા થઈ ગપ્પા મારવામાં પોતાનો વખત ગાળતા. એટલું જ નહિ, પણ દારૂના વ્યસનથી તેમનું ઘરકામ પણ ઠીક થતું નહિ. તે ઉપરાંત મારામારીમા અને ટંટાફિસાદમાં તેમના વખતનો અપવ્યય થતો તે તો જૂદો જ.

ઉપર કહી ગયા તેવા બે તરૂણોમાં એક દિવસ આવો સંવાદ થયો. પહેલો તરણ બોલ્યો, "કેમ રે, ગામગાના બધા લોક તો આ મઘનો દોષ કહાડે છે. પરંતુ મને લાગે છે કે આપણા ગામમાં જો કોઇ સારો માણસ હોય તો તે મઘ જ

છે. મઘને મેં કદિ દારૂને પીઠે કે ચાવડી પર તો જોયો જ નથી; કદી કોઈ સાથે તે ટંટા બખેડા કરતો નથી; તેના ઘરમાં તો મૂર્તિમંત શાંતિ વાસ કરે છે. આવા માણસને આપણા લોક મૂર્ખ ગણે છે, એ આશ્ચર્ય નથી શું? મને તો લાગે છે કે આપણે ગુરુ કરવા હોય તો તપોવનમાં ગુરુ શોધવા ન જતાં આને ગુરુ કરવા એ સારૂં."

બીજાએ કહ્યું, "ચાલ, અબઘડી આપણે મઘ પાસે જઈએ. તે આ વખતે કંઈ પણ લોકસેવાનું કૃત્ય કરતો હશે."

આ પ્રમાણે વાતચીત થયા પછી તે બન્ને તરુણ, મઘ જ્યાં કામ કરતો હતો, ત્યાં ગયા અને મઘને કહ્યું, "આજ સુધી અમે તારી ઉપેક્ષા કરી, એ માટે અમને અત્યંત દુઃખ થાય છે. અભાગીને પોતાને ઘેર પડેલી થાપણની જેમ ખબર ન હોય તેમજ તારા સદ્ગુણ, તું અમારી પાસે હોવા છતાં, અમને ખબર પડ્યા નહિ. આજથી અમે તારા શિષ્ય થઈ તારૂં અનુકરણ કરી સત્કૃત્યમાં કાળ ગાળવાનો નિશ્ચય કર્યો છે."

મઘ બોલ્યો, "મિત્રો, સદાચરણમાં કાળનો સદ્વ્યય કરવાની તમારી ઇચ્છા વખાણવા જોગ છે, પરંતુ આ માટે મારૂં શિષ્યત્વ સ્વીકારવાની આવશ્યકતા નથી. મારા જેવા તો મર્ત્ય નાશવંત છે, એ તમે જાણો જ છો. માટે આવા ક્ષણભંગુર પ્રાણીનું શિષ્યત્વ ન સ્વીકારતાં, આપણે બધા ધર્મનું શિષ્યત્વ સ્વીકારીએ એ સારૂં. કારણ ધર્મ શાશ્વત છે, તે

અનાદિ છે; તેને આપણી પાસેથી કોઇ પણ દૂર કરી શકે એમ નથી.”

તે તરુણ બોલ્યા, “પણ ધર્મનું જ્ઞાન તમારા જેવા સંત વિના અમ જેવા અજ્ઞ જનોને કેમ થાય?”

મઘ બોલ્યો, “ધર્મ ગહન વસ્તુ છે. તેનું સંપૂર્ણ જ્ઞાન થવું આપણા જેવા સંસારી જનોને શક્ય નથી. તોપણ એક વાત ખરી છે કે ધર્મની સ્થાપના શીલના પાયા પર થયેલી છે. અર્થાત્ શીલ વિના ધર્મપ્રાપ્તિ થવાની નહિ.”

તરુણે પૂછ્યું. “શીલ એટલે શું?”

“કુમાર્ગથી નિવૃત્તિ અને સત્કર્મમાં પ્રવૃત્તિ એને સાધુ-લોક ‘શીલ’ કહે છે. પ્રાણીનો ઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ભાષણ ન કરવું, અને માદક પદાર્થનું સેવન ન કરવું. એ પાંચ નિયમ એકનિષ્ઠાથી પાળીએ તો આપણે કુકર્મથી બચી જઇએ અને પરોપકારાદિ સત્કૃત્યમાં આપણા કાળનો ઉપયોગ કરી શકીએ.

તરુણ બોલ્યા, “આજથી આ પાંચ નિયમ અમે બરાબર શ્રદ્ધાપૂર્વક પાળીશું. અને ઘરકામથી બચેલો કાળ સત્કર્મમાં ગાળીશું.”

આમ ધીરે ધીરે મઘને ત્રીસ અનુયાયી મળ્યા. તે સૌએ મળી રોગી લોકો માટે અને અનાથ અપંગ લોકો માટે એક ધર્મશાળા સ્થાપન કરી. આસપાસના ગામના રસ્તા સાફ કર્યા, ન્હાના ન્હાના પૂલો બાંધ્યા, તળાવ ખોદ્યાં અને

એવાં બીજાં લોકોપયોગી કામો કર્યાં. આ ઉપરાંત તેઓ પોતાના પરગણાના લોકોને પંચશીલનો ઉપદેશ કરતા. આ તેમના કૃત્યનું આખા પરગણા ઉપર એવું પરિણામ થયું કે થોડા અપવાદ બાદ કરતાં ત્યાંના બધા લોક સદાચારી બન્યા. દારૂના પીઠાવાળાને પોતાની દુકાનો બંધ કરવી પડી, અને ત્યાંના ગ્રામભોજક (ન્યાય અને વસુલી કામદાર)ને દંડના રૂપમાં ઘણી જ મ્હોટી પ્રાપ્તિ થતી, તે નહિ જેવી થઈ ગઈ.

આ પરગણાના લોકોમાં પહેલાં એટલા ટંટા થતા કે તેનો નિકાલ કરતાં ગ્રામભોજકને જમવાને સુદ્ધાં ફુરસદ મળતી નહિ; પણ હવે ગ્રામભોજકે આખો દિવસ તકિયાને અઢેલી વાતો કરતાં બેસવું, અને કચેરીનો વખત પૂરો થતાં ઘેર જવું એવો પ્રકાર શરૂ થયો. પોતાના પરગણામાં સ્થિતિ આવી કેમ પલટાઇ ગઈ એની ચોકસી કરતાં, મઘ અને તેના ત્રીસ અનુયાયીઓએ આ બધી ક્રાંતિ કર્યાનું ગ્રામભોજકને જણાયું. આ ત્રીસેને આ પ્રદેશમાંથી ઉચકી લીધા સિવાય લોકો પહેલાંના જેવી સ્થિતિમાં આવશે નહિ એમ વિચારી, કાંઇ જરૂરી કામ માટે પોતે મગધ દેશના રાજાને મળવા જાય છે એમ પોતાના હાથ નીચેના લોકોને જણાવી તેણે રાજધાનીનો રસ્તો પકડયો.

મગધ દેશનો તે કાળનો રાજા ઘણો વિલાસી હતો. તેનો મેળાપ થવો બહુ કઠણ કામ હતું. તોપણ ગ્રામભોજકે પોતાની સાથે આણેલું મોટું નજરાણું રાજાને ભેટ કરી મહાપ્રયત્ને એક મુલાકાતનો જોગ સાધ્યો. રાજાએ ગ્રામભોજકના આગમનનું કારણ પૂછતાં તે બોલ્યો, "મહા-

રાજા, શું કહેવું ? અમારા દેશમાં ત્રીસ તોફાનીઓ અને તેમના નાયકે ઘણો જ ઉત્પાત મચાવી મૂક્યો છે. બધા લોક ગામ છોડી ભાગે છે અને આ હરામખોરોના ડરથી અમારા પ્રદેશમાં બીજા લોક આવતા નથી. આ પ્રમાણે ખેતી, વેપાર રોજગાર બધું બંધ પડી ગયું છે. હવે આપને અમારાં પરગણામાં જ નહિ, પણ આસપાસના સર્વ પ્રાંતમાં પણ કર વસુલ કરવો અશક્ય થઈ પડશે. ”

રાજા અતિશય સંતાપ પામી બોલ્યો, “ આ વાત તમે મને જણાવી એ બહુ સારું થયું. તમારી સાથે હું નાની ફોજ આપું છું, તેની સહાયથી તમે તે તોફાનીઓને પકડી લાવો.”

ગ્રામભોજકે પોતાના પરગણામાં જઈ મઘ અને તેના સાથીઓને પકડ્યા. તેઓએ ગ્રામભોજકનો કંઈ પણ વિરોધ કર્યો નહિ. “તમને પકડવા માટે રાજાનો હુકમ છે એમ કહેતાંની સાથે જ તઓ પોતાની મેળે સ્વાધીન થયા. ગ્રામ-ભોજકે તેમના હાથપગમાં બેડીઓ ઘાલી દીધી અને તેમને પકડી આણ્યાની વર્દી રાજાને આપી. તે વખતે રાજા અંતઃપુરમાં હતો. આ દરોડાખોરોને જોવાની તેને ફુરસદ ન હતી. તેણે ત્યાંથી જ હુકમ છોડ્યો કે “ તોફાનીઓને મહેલના આંગણામાં ઉંધા સુવાડી તેમના શરીર પરથી હાથી ચલાવો.”

રાજાના હુકમ પ્રમાણે મઘ અને તેના સાથીઓને મુસ્કેટાટ બાંધીને ઉંધા સુવાડવામાં આવ્યા. પછી હસ્તિશાળા-માંથી એક મદોન્મત્ત હાથી તેમના પર છોડવાને સજ્જ કરવામાં આવ્યો.

મધે પોતાના અનુયાયીઓને કહ્યું, “ ભાઇઓ, આજ સુધી આપણે સદાચારમાં કાળ ગાળ્યો છે. હવે આપણામાંના કેટલાકને એમ લાગવાનો સંભવ છે કે સદાચરણથી મનુષ્ય સુખી જ થાય છે એમ નથી. અમે અમારૂં જીવન સત્કર્મમાં જ ગાળ્યું છે છતાં અમારા પર આ સંકટ કેમ આવ્યું ? પણ મિત્રો, આ સમયે એવા વિચારનો સ્પર્શ પણ તમારા દિલને થવા દેશો નહિ. આ લોકમાં ન્યાયયુક્ત વ્યવહાર નહિ હોય, છતા પરલોકમાં આપણાં કર્મોનું યોગ્ય ફળ આપણને મળવાનું છે. આ લોકમાં કોઈ લુચ્ચો માણસ પુષ્કળ સંપત્તિ મેળવે છે અને કોઈ સત્પુરૂષ દારિદ્રમાં દબાય છે. એટલે આ લોકમાં તો માણસને યોગ્ય ન્યાય મળતો નથી એ ઉઘાડું છે. પરંતુ આપણાં કર્મોથી આપણે એટલા બધા બંધનમાં આવી જઈએ છીએ કે તેને લીધે પરલોકમાં આપણો છૂટકારો થવો અત્યંત અશક્ય થઇ પડે છે. માટે આપણાં કર્મો જ આપણા રક્ષક અને આપણાં કર્મો જ આપણા ન્યાયાધીશ થશે, એ પક્કું ધ્યાનમાં રાખો. વળી તમારા મનને ખોટું લાગતું હોય તે વખતે જો તમારૂં મરણ થશે, તો તેનું પરિણામ અત્યંત અનિષ્ટ આવવાનું, કેમકે મનુષ્યનું મન અસ્થિર હોય તેવે વખતે જો તેનું મરણ થાય તો પુનર્જન્મમાં તે હીન યોનિમાં જન્મે છે, એવાં ઋષિમુનિઓનાં વચન છે. તેથી આ પ્રસંગે તમારી મૈત્રીભાવના દૃઢ કરો. જેવો તમારો લોક પર પ્રેમ હતો તેવો જ તમારી ઉપર ફરીયાદ કરનાર ગ્રામભોજક પર, તમને મારવાનો હુકમ કરનાર રાજા પર અને તમને મારવાને પ્રવૃત્ત થયેલા આ હાથી પર તમારો પ્રેમ થવા દો.

શત્રુ, મિત્ર, તટસ્થ અને હું આ ભેદો મનમાંથી કાઢી નાખી સર્વની ઉપર સરખી મૈત્રી થવા દો. એક દેહનાં જેમ ભિન્ન ભિન્ન અંગો હોય છે તેમજ આપણે એક વિશ્વનાં અંગ છીએ, એ સમજ ઢીલી પડવા દેશો નહિ. આજ પર્યંત કરેલાં સત્કર્મોનું તમે આ સમે ચિંતન કરો."

મઘનાં વચન પ્રમાણે તે સર્વેએ તે હાથી પર, રાજા પર અને ગ્રામભોજક પર મૈત્રીની ભાવના કરી. જોકે તેઓ તેમના દેહને અપાય કરનારા હતા, તોપણ તેમના અંતઃકરણને તે હિતકર્તા જ લાગ્યા! 'આ ગ્રામભોજક, આ રાજા અને આ હાથી એ આપણને આ નશ્વર જગત્માંથી મુક્ત કરે છે, તો પછી તેમને આપણે આપણા શત્રુ કેમ ગણીએ?' એમ તેઓ કહેવા લાગ્યા.

હાથી એ મહા બુદ્ધિમાન પ્રાણી છે. માણસ કરતાં પણ બીજાં પ્રાણીનું મન ઓળખતા તેને વધારે આવડે છે. જ્યારે મઘ અને તેના સાથીઓને મારવા માટે માવતે હાથીને આગળ આણ્યો ત્યારે તે મોટેથી ચીસ પાડી એકદમ પાછળ હઠ્યો! કેમે કર્યો તે તેમના શરીર પર ડગ દે જ નહિ! ફરી બીજો, ત્રીજો, એમ બે ચાર હાથી આણ્યા, પરંતુ તે સર્વે માવતના અંકુશના મારની દરકાર ન કરતા ચીસ પાડી પાછળ હઠ્યા. એકે હાથીએ મઘને અને તેના સાથીઓને ઉપદ્રવ કર્યો નહિ!

આ સમાચાર રાજાને મળતાં જ તે બોલ્યો, "આ લોકો હાથીનો મંત્ર જાણતા હોવા જોઈએ કે તેમની પાસે

કંઈ ઔષધ હોવું જોઇએ, જેના યોગે હાથી તેમની પાસે જઈને હિંસન કરતો નથી."

રાજાની આજ્ઞા થતાં બોધિસત્ત્વને અને તેના સાથીઓને સિપાઈઓએ રાજા સમક્ષ લઇ જઇ ઉભા કર્યા. રાજાએ તેમની પાસે ઔષધ છે કે કેમ એ જોવા માટે તેમની ઝડતી લેવડાવી. પણ કશું મળ્યું નહિ; ત્યારે રાજાએ તેમને પૂછ્યું, "તમને હાથીનો મંત્ર આવડતો હોવો જોઇએ, નહિ તો હાથી તમારાં શરીર પરથી ચાલવાને ના પાડે એ બને જ કેમ ?"

બોધિસત્ત્વ બોલ્યા, "મહારાજ, અમારો મંત્ર કહીએ, તો આજ સુધી અમે એકનિષ્ઠાથી શીલનું પાલન કરતા આવ્યા છીએ; જાણીબૂઝીને અમે કોઇ પણ પ્રાણીનો ઘાત કર્યો નથી; પરસ્ત્રીને અમે મા સમાન માનીએ છીએ; અસત્ય ભાષણ અમે કદીયે કર્યું નથી; અને મદ્યાદિ માદક પદાર્થોથી અમે અલિપ્ત રહ્યા છીએ. આ સિવાય આપની પ્રજાની સેવા અમે યથામતિ કરતા આવ્યા છીએ. અમારા પર એકાએક જ્યારે આ પ્રસંગ આવ્યો ત્યારે મ્હેં મ્હારા મિત્રોને હિંમતથી કહ્યું કે "આપણને પકડનાર ગ્રામભોજક પર, મારવાનો હુકમ આપનાર મહારાજ પર અને મારનારા હાથી પર આપણે બધાએ મૈત્રીની ભાવના રાખવી, કોઈ પણ પ્રકારે દ્વેષનો સ્પર્શ આપણાં મનને થવા ન દેવો. અમારા આ શીલનો અને મૈત્રીનો પ્રભાવ એ જ અમારો મંત્ર છે."

રાજાએ પોતાના દૂત મોકલીને મચના ગામની અને આસપાસનાં ગામની ખરી સ્થિતિ શી છે એની ચોકસી કરી

ત્યારે તેને જણાયું કે બોધિસત્ત્વ અને એના સાથીઓએ તે પ્રાંતની ઉત્તમ સુધારણા કરી છે; ત્યાંના લોક સુખી હોઈ પરસ્પર અત્યંત પ્રેમથી વર્તે છે; ચોરી, મારામારી, ટંટાફિસાદ વગેરે વસ્તુઓ તે પ્રાંતમાં નામશેષ થઈ છે. આ જાણીને રાજાએ ખોટી ફરિયાદ કરનારા પેલા ગ્રામભોજકને પકડીને એકદમ ફાંસી દેવાનો હુકમ આપ્યો અને તેની જગાએ મઘને નીમવામાં આવ્યો. ત્યારે બોધિસત્ત્વ રાજા પાસે ગયા અને ગ્રામભોજકને માફી આપવાની વિનંતિ કરી. તે બોલ્યો, "મહારાજ, આ ગ્રામભોજક ન હોત તો અમને આપના દર્શનનો યોગ ન મળ્યો હોત. અમારા શીલને અને મૈત્રીને કસોટીએ ચઢાવી જોવાની સંધિ એણે મેળવી આપી તેથી તે અમને પ્રિય છે. માટે મહારાજે એને જીવતદાન આપવું એવી અમારી નમ્ર વિનંતિ છે."

બોધિસત્ત્વની વિનંતિને માન આપી રાજાએ ગ્રામભોજકને છોડી મૂક્યો.

બોધિસત્ત્વે તે જન્મના સર્વ કર્મ પૂરા થતા દેહ છોડ્યો અને દેવલોકમાં તે દેવોનો રાજા થયો. એક દિવસ દેવ દાનવ વચ્ચે યુદ્ધ થયું તેમાં બોધિસત્ત્વનો પરાભવ થયો અને તે દેવોની રાજધાની તરફ પોતાના રથમાં આકાશમાર્ગે ભાગી નીકળ્યો. સમુદ્રકિનારે શીમળાનાં ઝાડ પર નાનામોટાં પક્ષીઓના ઘણા માળા હતા. બોધિસત્ત્વનો રથ વેગથી જતો હતો તેના ઝપાટાથી તે ઝાડો તૂટી સમુદ્રમાં પડવા લાગ્યાં અને તે પરના માળામાંથી પક્ષીઓનાં બચ્ચાંઓનો આર્ત કિલકિલાટ શરૂ થયો. ત્યારે બોધિસત્ત્વે (દંદે) માતલિ સારથિને કહ્યું

"હે માતલિ, આપણા વેગથી આ ઝાડ ઉખડીને સમુદ્રમાં પડે છે અને તેથી પક્ષીઓનાં બચ્ચાંનો સંહાર થાય છે. અસુરો મ્હારો પ્રાણ લે તેમાં હરકત નહિ. તું રથ પાછો ફેરવ."

માતલિ સારથિએ ઇંદ્રની આજ્ઞા અનુસાર રથ પાછો ફેરવ્યો એટલે દૈત્યોને લાગ્યું કે ઇંદ્રની મદદ માટે બીજા દેવ આવ્યા હશે. તેઓ દશે દિશામાં નાસી છૂટયા; આ પ્રમાણે અસુરો પરાજય પામ્યા અને દેવોનો જય થયો.

બોધિસત્ત્વે મઘના જન્મમાં શીલપારમિતાની અને મૈત્રીપારમિતાની પૂર્ણતા કરી, એ આ વર્ણન પરથી સહેજ સમજવા જેવું છે. બીજા પણ અનેક જન્મોમાં બોધિસત્ત્વે શીલપારમિતાનો અને મૈત્રીપારમિતાનો અભ્યાસ કર્યો; વિસ્તારભયથી તે સર્વ કથાઓ અહીં આપી શકાય એમ નથી.

---

## (૪)

### ચુલ્લબોધિજાતક

અતીત કાળમાં કાશીરાષ્ટ્રમાં બોધિસત્ત્વ એક બ્રાહ્મણ-કુળમાં જન્મ્યો. ચુલ્લબોધિ એવું એનું નામ રાખવામાં આવ્યું. બોધિસત્ત્વ નાનપણથી વિરક્ત હતો, તોપણ માબાપના આગ્રહથી તેણે લગ્ન કર્યું. તેની પત્ની પણ અત્યંત સુશીલ હતી. તેનું લગ્ન થયું તોપણ તેણે પોતાના બ્રહ્મચર્યનો ભંગ થવા દીધો નહિ. આગળ જતાં જ્યારે તેના માબાપ નિર્વાણ પામ્યા ત્યારે તેણે પત્નીને કહ્યું, "ભદ્રે, અમારા પૂર્વજોની આ અપાર સંપત્તિ તું લે અને દાનાદિ પુણ્યકર્મો કરીને આ ઘરમાં સુખેથી કાલક્રમણ કર. મને ગૃહસ્થાશ્રમનો હવે કંટાળો આવ્યો છે. હું પરિવ્રાજકવેશે હિમાલય પર વાસ કરવા ઇચ્છું છું."

તેની પત્ની બોલી, "આર્યપુત્ર, પુરુષોએ જ પ્રવ્રજ્યાવેશ ધારણ કરવો, સ્ત્રીઓએ કરવો નહિ, એવો નિયમ છે શું?"

બોધિસત્ત્વ બોલ્યો, "એવો કાંઈ નિયમ નથી. તોપણ તું મોટા કુળમાં જન્મેલી સુકુમાર સ્ત્રી છે. તારાથી અરણ્યવાસનાં દુઃખો સહ્યાં જશે નહિ. તેથી હું કહું છું કે તારે આ ઘરમાં જ રહી દાનાદિ પુણ્યકર્મ કરવાં."

બોધિસત્ત્વે ભાર્યાને પોતાની સાથે ન આવવાને ઘણી સમજાવી, પરંતુ તે સત્ત્વશીલ સ્ત્રીએ ભાવિ દુઃખોને ન ગણકારતાં તાપસવેશ સ્વીકારી પતિનો માર્ગ ગ્રહણ કર્યો. તે બન્ને હિમાલય પર્વત પર જઈ કેટલોક કાળ રહ્યાં. તે કાળે તાપસ લોકોનો એવો એક પરિપાક (રિવાજ) હતો કે કેટલોક કાળ ફળમૂળનું ભક્ષણ કરી અરણ્યમાં રહ્યા પછી તે ખારા ખાટા પદાર્થોનું સેવન કરવા લોકવસ્તીમાં આવતા અને કેટલોક કાળ તે પદાર્થોનું સેવન કરી ફરી અરણ્યમાં પ્રવેશ કરતા. આ પરિપાકને અનુસરી બોધિસત્ત્વ એક વખત પોતાની ભાર્યા સહ કાશીરાષ્ટ્રમાં સંચરતો હતો. તે ફરતો ફરતો વારાણસી નગરમ. આવ્યો અને ત્યાં રાજાના એક ઉદ્યાનમાં ઉતારો કર્યો.

એક દિવસ રાજા ઉદ્યાનક્રીડા માટે ત્યાં આવેલો. તેણે એક વૃક્ષ નીચે બોધિસત્ત્વને અને પાસે જ બીજા વૃક્ષ નીચે તેની પત્નીને જોયા. સ્ત્રીનું રૂપ જોઈ રાજા મોહિત થયો અને બોધિસત્ત્વની પાસે આવી પૂછ્યું, "ભો તાપસ, આ સ્ત્રીનું અને તારૂં શું સગપણ છે ?"

બોધિસત્ત્વ બોલ્યો, "એ મ્હારી ધર્મપત્ની છે."

રાજા બોલ્યો, "શું આ ઘેલછા ! તમે તમારી આ સુસ્વરૂપ સ્ત્રીને સાથે લઇને ફરો છો એને શું કહેવું ? વારૂ, સમજો કે કદાચ તમારા કોઈ શત્રુ ઉભા થયા. ત્યારે તમે રહ્યા તપસ્વી; તમારાથી તમારા શત્રુનો પ્રતિકાર થશે ખરો ?"

બોધિસત્ત્વ બોલ્યો, " મ્હારે શત્રુ ઉદ્‌ભવશે, પરંતુ તે મ્હારા હાથમાંથી છૂટશે નહિ. મહામેઘ જેમ ધૂળને જ્યાંની ત્યાં જ દાબી દે છે તેમ હું મારા શત્રુને એની જગાએ જ ઠેકાણે કરી નાંખીશ."

બોધિસત્ત્વનાં આ વચન સાંભળી રાજા અત્યંત ક્રોધાયમાન થયો અને તેણે પોતાના સેવકોને કહ્યું, " અરે! અહીં આવો અને આ સ્ત્રીને પકડી મ્હારા અંતઃપુરમાં લઇ ચાલો. આ બાવો મોટો ઢોંગી જણાય છે. 'હું મ્હારા શત્રુનો સંહાર કરીશ, આમ કરીશ, તેમ કરીશ' એવો એણે બડબડાટ ચલાવ્યો છે. પોતાની સ્ત્રીને સાથે લઇ ફરતા એને શરમ આવતી નથી. એના તપનું બળ કેટલું છે તે મને જોવા દો."

રાજસેવકોએ બોધિસત્ત્વની પત્નીના આક્રોશને (આક્રંદ) ન ગણકારતાં તેને પકડીને રાજાના અંતઃપુરમાં આણી. રાજાએ તેને ઘણી વીનવી જોઈ પરંતુ તે તેનું મન મનાવી શક્યો નહિ; ત્યારે તેણે વિચાર કર્યો કે આ તાપસીને આપણા અંતઃપુરમાં રાખવામાં કંઈ માલ નથી. આના પર બળાત્કાર કરીશ તો મ્હારી પ્રજા મ્હારા પર ખીજવાશે. વળી એનો પતિ સાચો તપસ્વી નહિ હોય એમ પણ શા પરથી કહેવાય?

રાજાના અંતઃકરણમાંથી વિકારનાં વાદળ ધીરે ધીરે નષ્ટ થયાં અને તેમાં વિવેકસૂર્યનો પ્રકાશ પડવા લાગ્યો. તેને પોતાના કૃત્યની લાજ આવવા લાગી અને પોતાનું કૃત્ય ઉઘાડું ન પડે તેને માટે તે પ્રયત્ન કરવા લાગ્યો. તે પોતાના પરિવાર સહ ઉદ્યાનમાં જ્યાં બોધિસત્ત્વ પોતાની કંથા સીવતો બેઠો હતો ત્યાં ગયો અને તેને કહેવા લાગ્યો, "ભો તાપસ, તેં મોટી મોટી

વાતો કરી. તેં કહ્યું કે મ્હારે શત્રુ ઉદ્‌ભવશે, પરંતુ તે મ્હારા હાથમાંથી છૂટશે નહિ; પણ જ્યારે હું તારી સ્ત્રીને ઉપાડી ગયો ત્યારે તો તું મ્હને કશું કરી ન શકયો; અને હવે પાછો કંથા સીવતો સ્વસ્થ બેઠો છે!"

બોધિસત્ત્વ બોલ્યો, "મ્હેં કાંઇ વૃથા વલ્ગના (બકવાદ) કરી નથી. મ્હારે જે શત્રુ ઉદ્‌ભવ્યો તે મ્હારા હાથથી છૂટયો નથી. મહામેઘ જેમ ધૂળને દાબી નાંખે છે તેમ મ્હેં ત્યાં ને ત્યાં જ તેને દાબી નાંખ્યો છે."

રાજાએ પૂછયું "એવો તારો શત્રુ કયો?"

બોધિસત્ત્વે કહ્યું, "જે ઉદ્‌ભવતાં મનુષ્યની વિવેકબુદ્ધિનો ધ્વંસ થાય છે; જે ઉપસ્થિત થતાં આપણા હિતશત્રુને આનંદ થાય છે, મનુષ્ય પોતાનું હિત સમજતો નથી, તેને પરલોકની ઇચ્છા રહેતી નથી, તે ક્રોધ રૂપી શત્રુએ આપ મારી સ્ત્રીને લઇ જતા હતા ત્યારે મ્હારા પર હલ્લો કર્યો. પરંતુ ક્ષાન્તિ (ક્ષમા)ના બળથી મ્હેં તેનો તત્ક્ષણે જ નાશ કર્યો. તે ક્રોધ રિપુથી મ્હને જરાયે ઉપદ્રવ થયો નહિ."

બોધિસત્ત્વનું આ બોલવું સાંભળી રાજાને અત્યંત આનંદ થયો, અને તેણે પોતાના અપરાધ સારૂ બોધિસત્ત્વની નમ્રપણે ક્ષમા યાચી. આગળ ઉપર એ જ ઉદ્યાનમાં તે બંનેને રહેવા માટે રાજાએ એક સુંદર આશ્રમ બંધાવી આપ્યો.

આ પ્રમાણે ચુલ્લબોધિ તાપસના જન્મમાં બોધિસત્ત્વે ક્ષાન્તિપારમિતાનો અભ્યાસ કરી આત્મપરહિત સાધ્યું.

---

( ૫ )

## મહાજનકજાતક

પ્રાચીન કાળમાં વિદેહરાષ્ટ્રની મિથિલા નામક રાજધાનીમાં મહાજનક રાજા રાજ્ય કરતો હતો. તેને અરિષ્ટજનક અને પૌલજનક એ બે પુત્રો હતા. મહાજનકના મરણ પછી અરિષ્ટજનકને ગાદી મળી. પોતાના નાના ભાઇને તેણે યુવરાજ બનાવ્યો. યુવરાજને અને પ્રધાનમંડળને કાંઇક કારણસર બનતું ન આવ્યું, એટલે તેઓએ યુવરાજ અને રાજા વચ્ચે અણબનાવ કરવાની એક યુક્તિ રચી. રાજાને તેમણે એવું ભરાવ્યું કે યુવરાજ તમારી ગાદી પચાવી પડવા માગે છે. અરિષ્ટજનકનો સ્વભાવ ઉતાવળિયો હોવાથી અને તેને લાંબો વિચાર કરવાની ટેવ ન હોવાથી પ્રધાનના કહેવા પર વિશ્વાસ રાખી તેણે પૌલજનકના પગમા બેડીઓ ઘાલી તેને અંધારી કોટડીમાં પૂરાવી દીધો.

પૌલજનક તુરંગમાંથી ઘણી યુક્તિએ નાસી છૂટયો અને તેણે જંગલનો આશ્રય લીધો. ત્યાંના લોકોને વશ કરી લઇ તેણે રાજાની વિરુદ્ધ મોટું બંડ ઉભું કર્યું. આસપાસનો મુલક કબજે કરી પોતાનું સૈન્ય વધારતાં વધારતાં તેણે ખુદ મિથિલા નગરી પર સવારી કરી. અરિષ્ટજનક પોતાના ભાઇને શાસન

દેવાને પોતે જાતે રણાંગણમાં ગયો. પરંતુ લડાઇમાં પૌલજનકના યોદ્ધાઓને હાથે તેનું મરણ નીપજ્યું. આ સમાચાર તત્ક્ષણ આખા નગરમાં ફેલાઇ ગયા. અરિષ્ટજનકની રાણી ગર્ભિણી હતી. પૌલજનક પોતાના ભાઇના દુષ્કૃત્યનો બદલો લેવાને મ્હને ઠાર મારશે એમ ધારી તેણે નાસી જવાનો વિચાર કર્યો. પરંતુ તેને પોતાની દાસીઓનો સુદ્ધાં વિશ્વાસ આવ્યો નહિ. આથી તેણે કોઈ પણ માણસને જાણવા ન દેતાં પોતાના દરદાગીના એક ટોપલીમાં ભરી તે પર ચોખા પાથર્યા, અને પોતે જૂનાં પુરાણાં લૂગડાં પહેરી દીનવેષે મિથિલામાંથી બહાર નીકળી પડી. લોકો તરત જ થયેલી રાજ્યક્રાંતિની ગડબડમાં હોવાથી કોઇએ તેને ઓળખી નહિ.

નગર બહાર નીકળ્યા પછી તેને એક ગાડીવાનનો ભેટો થયો. તેની ગાડીમાં બેસી તે ચંપાનગરમાં ગઇ. ત્યાં એક નામાંકિત ઔદીચ્ય બ્રાહ્મણને મળી તેને પોતાના સર્વ વૃત્તાંતથી વાકેફ કર્યો. બ્રાહ્મણે લોકોને આ મ્હારી બહેન છે એમ કહી, તેનું પોતાની સગી બહેન પ્રમાણે પાલન કર્યું. નવ માસ પૂર્ણ થયે તેને એક પુત્ર થયો. તેને તેના દાદાનું મહાજનક એ જ નામ આપવામાં આવ્યું. તે બ્રાહ્મણે તેને વેદમાં તથા ઈતર શાસ્ત્રોમાં પારંગત કર્યો. મહાજનક પોતાના ગોઠીઆઓ સાથે રમતો ત્યારે તેને ચીડવવા તેઓ કહેતા કે, "આ વિધવાપુત્ર બડો તોફાની છે." મહાજનકને પોતાનો બાપ કોણ એની ખબર ન હતી. એક દિવસ મા પાસે જઇ પોતાના બાપનું નામ જાણવાની તેણે ભારે હઠ લીધી. માએ તેને સાચી વાત કહી દીધી. ત્યારથી વિધવાપુત્ર કહે તે

પોતાના સોબતી પર ચીડાતો નહિ, પણ આપણે મિથિલાની ગાદી કોઇક વખતે તો કબજે કરશું જ એવી પ્રબળ મહત્વાકાંક્ષા તેના મનમાં એકસરખી વૃદ્ધિંગત થતી ચાલી.

મહાજનક કુમરલાયક થયા પછી પોતાની માને કહેવા લાગ્યો, "બા, મારા પિતાની ગાદી મેળવવાની મને ઉત્કંઠા થઇ છે. તારી પાસે આણેલું કઇ જરજવાહીર હોય તો તે મને આપ. તે વેચી એ મૂડી ઉપર હું ઘણા પૈસા કમાઇશ અને મોટું સૈન્ય ભેગું કરી કાકા પાસેથી મ્હારા પિતાનું રાજ્ય પાછું લઇશ.",

રાણીએ પોતાની સાથે આણેલા દાગીનામાંથી કેટલાક દાગીના બોધિસત્ત્વને (મહાજનકને) સ્વાધીન કર્યા. તે વેચી જે પૈસા આવ્યા તે લઈ કેટલાક વેપારી સુવર્ણભૂમિ (બ્રહ્મદેશ) વેપાર માટે જતા હતા તેમની સાથે તે એક વહાણ પર ચડ્યો. વહાણ એક અઠવાડીયું સુખરૂપ ચાલ્યું, પરંતુ એક અઠવાડીયા પછી ભયંકર તોફાન થતાં તે ફૂટ્યું અને ફૂટમાથી હડહડાટ પાણી અંદર દાખલ થવા લાગ્યું. તે પ્રસંગે સર્વ ઉતારૂઓ ગભરાટમાં પડી બુમાબુમ કરવા લાગ્યા. પરંતુ બોધિસત્ત્વે પોતાનું ધૈર્ય ઢળવા દીધું નહિ. તે વહાણની કોઠીમાં પેઠો અને ત્યાં પડેલા પદાર્થમાંથી સાકર અને ઘી લઇ તેણે પેટ ભરીને ખાઇ લીધાં, (ઘી ખાધું હોય તો માણસથી સમુદ્રના પાણીમાં દિવસોના દિવસ સુધી ઉપવાસી રહી શકાય છે એવી માન્યતા હતી.) અને તેલથી પોતાનાં વસ્ત્રો ભીંજવી તે બરોબર પહેરી લીધાં. જ્યારે વહાણ ડૂબવાની અણી પર આવ્યું ત્યારે બોધિસત્ત્વ સઢના થાંભલા પર ચઢીને બેઠે વહાણ ડૂબ્યા પછી માંહેના

લોકો પર સમુદ્રમાંના મોટા મોટા મગરમચ્છોએ હલ્લો કર્યો. પોતાની સાથેનાં ઉતારૂ મગરના ભક્ષ થઇ પડે છે એ જોઇને બોધિસત્ત્વે થાંભલા ઉપરથી દૂર સમુદ્રમાં ભૂસકો માર્યો. તેના તે ભૂસકાના અવાજથી મચ્છોનો સમૂહ બ્હીને જ્યાં ત્યાં ભાગી ગયો. બોધિસત્ત્વનાં હાથમાં વહાણનું એક પાટીયું આવ્યું, તેનો આશ્રય લઇ પોતાનો જીવ બચાવવાને તે સમુદ્રમાં તરવા લાગ્યો.

બોધિસત્ત્વ એક અઠવાડીયા સુધી પાણી પર તરતો રહ્યો. તે સમયે મણિમેખલા નામની દેવતાને દેવોએ સમુદ્રમાં રક્ષણના કામ માટે નિયુક્ત કરી હતી. પરંતુ કંઇક કામને લીધે તે દેવતા પોતાના કામ પર હાજર રહી શકી નહોતી. એક અઠવાડીયા પછી એકાએક તેને પોતાના કામનું સ્મરણ થવાથી તે ઉતાવળી ઉતાવળી જે જગાએ મહાજનક હતો ત્યાં આવી. મહાજનક એકસરખો તર્યા કરતો હતો તે જોઇ તે ઘણો અચંબો પામી અને બોલી, "આ સમુદ્રનો કિનારો કઇ બાજુએ છે એ ખબર ન હોવા છતાં તેં તરવાની આટલી બધી ખટપટ આદરી છે એનો અર્થ શું?"

મહાજનક તેની તરફ વળીને બોલ્યો, "પુરુષાર્થ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે એમ સમજી, હે દેવતા, આ સમુદ્રમાં કિનારાની માહીતી ન હોવા છતાં પણ હું રાતદિવસ તરૂં છું."

દેવતા બોલી: "પરંતુ આ વિશાળ સાગરમાં તારો પ્રયત્ન વ્યર્થ છે. તું કિનારે પહોંચ્યા વિના જ મરશે."

બોધિસત્ત્વ બોલ્યો, "ચાહે તે કેમ ન બને? જે પોતાનું કર્તવ્ય કરે છે તે પોતાનાં સગાંઓના અને પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે અને તેને પશ્ચાત્તાપ કરવાની વારી આવતી નથી."

દેવતા બોલી, "પરંતુ જે કર્મમાંથી ફળ ન નીપજતાં ત્રાસ માત્ર ઉપજવાનો છે, અરે, મરણ આવવાનું છે તેવાં કર્મ કરવાથી શો લાભ?"

બોધિસત્ત્વે જવાબ દીધો, "આપણો પુરુષાર્થ કોઈ કાળે પાર પડવાનો સંભવ ન હોય તોપણ બને ત્યાં સુધી પ્રાણનું રક્ષણ કરવું એ આપણું કર્તવ્ય છે. લોકસ્વભાવ જ એવો છે. મનુષ્યનાં સર્વ કામ પાર પડે છે એવું નથી. ખેતી, વ્યાપાર વગેરે સર્વ કાર્યોમાં મનુષ્ય સર્વદા યશસ્વી થાય જ છે એવું નથી. હવે મ્હારા પ્રયત્ન વિષે તું પૂછશે, તો એનું ફળ એ છે કે, મ્હારી સાથેના બીજા લોકો પાણીમાં ડૂબી મરી ગયા છે ત્યારે હું તારા જેવી મહાનુભાવ દેવતાનું દર્શન કરવા બચ્યો છું. તેથી હે દેવતા, હું યથાશક્તિ પ્રયત્ન કરવાનું કદી નહિ છોડું. આ સમુદ્રની પાર જવાનો ઉદ્યમ કરી હું મ્હારૂં પૌરુષ પ્રગટ કરીશ."

બોધિસત્ત્વનાં આ વચન સાંભળી દેવતા પ્રસન્ન થઇ અને તેણે બોધિસત્ત્વને તેની ઇચ્છા પ્રમાણે મિથિલા નગરીમાં પહોંચાડયો.

જે દિવસે બોધિસત્ત્વ સુવર્ણભૂમિ જવાને નીકળ્યો તે જ દિવસે પોલજનક મરણ પામ્યો. તેને સીવલી નામની એકની

એક કન્યા હતી. પાલકજનકની એવી ઇચ્છા હતી કે **સી**વલી જે પુરુષને વરે તે જ પોતાની પાછળ રાજા થાય. પરંતુ **સી**વલીનો પ્રેમ સંપાદન કરવાને કોઇ જ સમર્થ થયું નહિ. રાજ્યના મોટા મોટા અધિકારીઓએ તેની પસંદગી પામવાને અનેક પ્રયત્ન કર્યા, પણ તે સર્વ વ્યર્થ ગયા. જે અધિકારી તેનો પ્રેમ મેળવવાને રાજમહેલનાં આવતા તેમને તે કહેતી કે "તું મારૂં પાદસંવરણ કરે તો હું તારા પર પ્રસન્ન થાઉં" અને પાદસંવરણ-વિધિનો આરંભ કરતાની સાથે "તારા અંગમાં કાંઇ જ દમ નથી, તું તદ્દન અશક્ત છે. તું રાજા થવાને યોગ્ય નથી" એમ બોલી તેને લાત મારી ઉઠાડી તે રાજમહેલમાંથી હાંકી મુકતી.

રાજા સિવાય રાજ્યવ્યવસ્થા ઠીક ન ચાલી એટલે **સી**વલીની અનુમતિ વિના જ કોઇકને રાજા કરવો એવો નાગરિકોએ નિશ્ચય કર્યો. જૂદી જૂદી શરતો રાખીને તે શરતોમાં જે જીતે તેને રાજપદ આપવું એવો ઠરાવ થયો. પણ તે શરત જીતનાર કોઇ નર મળ્યો નહિ. હવે રાજા કોને બનાવવો એની લોકોને ભારે ચટપટી પેઠી. ત્યારે રાજાના વૃદ્ધ પુરોહિતે લોકોને કહ્યું, "તમે ચિંતા કરશો મા. અમે એક મંગળ રથ તૈયાર કરી તેને મંગળ અશ્વ જોડી છૂટો મુકશું. તે જે જગાએ જઇને ઉભો રહેશે તે જગાએ અમને રાજપદને યોગ્ય એવો મનુષ્ય મળશે."

પુરોહિતનો આ વિચાર સૌને ગમી ગયો. તે પ્રમાણે પુરોહિતે રથ તૈયાર કર્યો અને તેને ચાર શ્યામકર્ણ અશ્વ.

જોઈને છૂટો મુકી દીધો. તેની પાછળ પાછળ પુરોહિત, રાજાના પ્રધાનો વગેરે નગરજન અને મોટી ફોજ નીકળી પડી.

નગરની પ્રદક્ષિણા કરી રથ છેક રાજાના ઉદ્યાનમાં પેઠો. તે વખતે મહાજનક ત્યાં એક મંગળ શિલા પર સૂતો હતો. રથે તે જગાએ જઈ તે શિલાની પ્રદક્ષિણા કરી અને ત્યાં જ થંભી ગયો. પુરોહિતે ત્યાં સૂતેલા બોધિસત્ત્વને જોયો અને પોતાના લોકોને કહ્યું, "ગૃહસ્થો, આ જો સત્પુરુષ હશે તો ગાંભીર્યથી વર્તશે; નહિ હોય તો આપણાથી ડરી જઈ આમ તેમ ક્યાંક નાસી છૂટશે. સઘળાં વાદ્ય સાથે વાગે એવી વ્યવસ્થા તમે કરો. અમે આ માણસની પરીક્ષા કરીશું."

પુરોહિતનું કહેવું સાંભળીને મુખ્ય પ્રધાને સાથે આવેલા વાદકોને એકદમ સર્વ વાદ્યો વગાડવાનો હુકમ આપ્યો. વાદ્યોનો એવો મોટો અવાજ થયો કે એ ઠેકાણે સામાન્ય મનુષ્ય હોત તો જરૂર બાવરો બની ગયો હોત; પરંતુ બોધિસત્ત્વે માથા પર ઓઢેલું વસ્ત્ર ઉતારી આ મોટા જનસમૂહ ભણી એકવાર નજર નાંખી અને જમણે પડખેથી ડાબે પડખે ફરીને ફરી આંખ મીચી દીધી. પુરોહિતે પાસે જઈ ધીરેથી તેના પગ ઉઘાડા કરી જોયા. પગ પરનાં લક્ષણો જોઇ પુરોહિતે પોતાના માણસોને કહ્યું, "ગૃહસ્થો, આ સામાન્ય મનુષ્ય નથી. આ તો સાર્વભૌમ પદને પણ યોગ્ય છે!"

બોધિસત્ત્વ ઉઠીને બેઠો થયો અને આસપાસના ભેગા થયેલા લોકોને ઉદ્દેશીને બોલ્યો, "તમે મારી આસપાસ શા સારૂ એકઠા થયા છો?"

પુરોહિતે જવાબ દીધો, "અમે મિથિલાના નગરજન છીએ. અમારા રાજા પોલજનક પરલોકવાસી થયા છે તેમને ઠેકાણે બીજા રાજાની ચુંટણી કરવા અમે બધા નીકળ્યા છીએ. અમારો મંગળ રથ અહિં આવી ઉભો રહ્યો; માટે અમારી બધાની મનીષા એવી છે કે આપ આ દેશનું રાજપદ સ્વીકારો."

બોધિસત્ત્વ બોલ્યો, "તમારી પ્રચ્છાને માન આપવા હું તૈયાર છું."

પછી લોકોએ ત્યા જ તેનો અભિષેક કર્યો, અને મોટી ધામધુમથી એને લઇને નગરમાં પ્રવેશ કર્યો.

રાજકુમારી સીવલીએ મહાજનકને બોલાવવા બે ત્રણ વખત તેડું મોકલ્યું, પણ મહાજનક પોતે જરૂરના કામમાં રોકાએલો હોવાનું કારણ આપી તેના મહેલમાં ગયો નહિ. છેવટે સીવલીનો સતત આગ્રહ જોઇ તે તેને મળવા ગયો. તેનું ધીરોદાત્ત વર્તન જોઈ સીવલી તેના પર અતિશય પ્રસન્ન થઇ. કેટલેક વખત બાદ સીવલીનું મહાજનક સાથે લગ્ન થયું. તેને દીર્ઘાયુ નામનો પુત્ર થયો. તે વયમાં આવ્યે મહાજનકે તેને યુવરાજપદ આપ્યું. જનકરાજાએ પોતાના પ્રધાનમંડળની સાહાય્યથી રાજ્યકારભાર એવો ઉત્તમ રીતે ચલાવ્યો હતો કે આસપાસના પ્રજાહિતદક્ષ રાજાઓને તે ગુરુ સમાન થઈ રહ્યો હતો. તેના પોતાના રાજ્યમાંથી જ નહિ પરંતુ બીજા રાજ્યોમાંથી પણ અનેક વિદ્વાન ભાવિક જનો તેની કીર્તિ સાંભળી તેના દર્શનાર્થે મિથિલા આવતા.

એક દિવસ જનકરાજા ઉદ્યાનક્રીડા માટે જતો હતો ત્યાં તેણે ફળના ભારથી લચી ગયેલું એક આમ્રવૃક્ષ જોયું. રાજાને તેનું ફળ ખાવાની ઇચ્છા થતાં તેણે એક સેવકને એક પાકેલી કેરી તોડી લાવવાની આજ્ઞા કરી. સેવકે તોડી આણેલી કેરી રાજાને બહુ જ ભાવી. તે ઝાડનાં વખાણ કરી રાજા આગળ ચાલ્યો. રાજાને આ આંબાની કેરી ગમી ગઈ એવું માલમ પડતાં લોકોનાં ઝુંડનાં ઝુંડ તે ઉપર ઉલટયાં અને આંબા પર એક પણ ફળ રહેવા દીધું નહિ. જનકરાજાએ ઉદ્યાનમાંથી પાછા વળતાં ફરી તે ઝાડ ભણી નજર નાખી તો ઝાડ પર એક પણ ફળ જણાયું નહિ! "આટલા થોડા વખતમાં આટલો ફેરફાર કેમ થઇ ગયો?" એમ જનકે પોતાના માણસોને પૂછ્યું. તેઓએ જવાબ આપ્યો કે મહારાજે આ ઝાડના વખાણ કર્યાં એટલે લોકોએ તેનાં કાચાં ફળ સુદ્ધાં તોડી ખાધાં! રાજાને તે ઝાડની સ્થિતિ જોઇ ઉદ્વેગ ઉપજ્યો. તે મનમાં વિમાસવા લાગ્યો, "અરેરે! શી આ સંપત્તિની ક્ષણભંગુરતા! હું જતો હતો ત્યારે આ વૃક્ષ ફળના ભારથી લચી જતું હતું; પણ હવે જોઉં છું તો એ જ ઝાડ પર એક પણ ફળ જણાતું નથી! આ દુનિયાનાં ધન દોલતની પણ આ જ સ્થિતિ છે. કોઈ માણસ પારાવાર શ્રમ વેઠી, ટાઢ, તડકો, પવન વગેરે સહન કરી ધન મેળવે છે; પરંતુ અલ્પ-કાળમાં જ તે ધન તેની પાસેથી ચોર અથવા અન્યાયથી રાજા હરી લે છે. ઠીક, તો મ્હારી રાજ્યસંપત્તિ યે દૃઢ છે ખરી? મ્હારા પિતાએ પોતાના માડીજાયા ભાઇને પણ એ રાજસંપત્તિમાં વિઘ્ન નાખશે એવી બીકથી કારાગૃહમાં નાંખ્યો, પરંતુ એ

ાઇ જ મારા પિતાના મરણનું કારણ બન્યો. આવી આ રાજ્યલક્ષ્મી ચંચળ છતાં હું એને કેવળ વશ થઈ રહ્યો છું!"

જનકરાજા ઉદ્યાનમાંથી રાજધાનીમાં ગયો; પણ તેને રાજમહેલનાં સર્વ સુખ તુચ્છ લાગવા માંડયાં. બે નોકરો સિવાય બીજાને પોતાના મહેલમાં આવવાની તેણે મનાઇ કરી અને એકાન્તમાં તે પરમાર્થનું ચિન્તન કરવા લાગ્યો. ત્રણ મહિના આ પ્રમાણે વીતાડયા પછી એક દિવસ તેણે વિચાર કર્યો કે "મ્હારા પ્રજાજનને ઉપયોગી ન થતાં તેમનું અન્ન માત્ર હું ખાયા કરું છું! આ રાજમહેલના કારાગૃહવાસથી મારા મનને સુખ કેમ થશે? હિમાલય પર જઈ પુણ્યવાન ઋષિમુનિઓના આશ્રમમાં રહેવાનો સુદિન ક્યારે ઉગશે?"

રાજાની અરણ્યવાસની ઉત્કંઠા એટલી તો વધી ગઇ કે એક દિવસ કાષાયવસ્ત્ર (ભગવાં) ધારણ કરી તે રાજમહેલમાંથી બહાર નીકળી પડયો અને પાસેના એક ઉદ્યાનમાં જઈ એક ઝાડ નીચે રહ્યો.

રાજાએ સંન્યાસ લીધો એ સાંભળી સીવલીદેવીના દુઃખનો પાર રહ્યો નાહ. પોતાની દાસીઓ સાથે રાજા બેઠો હતો ત્યાં જઈ તેણે તેને બહુ રીતે વીનવ્યો; પણ રાજાનું મન તે રતિપૂર પણ ફેરવી શકી નહિ. આથી તેણે રાજાનું મન ફેરવવાને એક યુક્તિ રચી. પોતાના નોકરોને મોકલી મિથિલાના ભાંગ્યાં તૂટયાં ઘરોને તેણે આગ લગડાવી અને ઘર સળગવા લાગ્યાં એટલે તે રાજાને કહેવા લાગી, "મહારાજ, આપે જે મિથિલાની અભિવૃદ્ધિ કરી તેની આપ ત્યાંથી નીકળ્યા પછી

થી દુર્દશા થઇ રહી છે તે જુઓ. તમારી આ નગરી અરાજક થવાથી તેનો અગ્નિથી નાશ થાય છે! તમે મેળવેલા સર્વ ધનનો આ અગ્નિપ્રલયમાં નાશ થશે; માટે મહારાજ, જલદી પાછા ફરી આ નગરીનું રક્ષણ કરો."

રાજા બોલ્યો, "દેવી, હવે આગળનો જનક રહ્યો નથી. મ્હારા મને પૂર્ણ વૈરાગ્ય ધારણ કર્યો છે. સારી મિથિલા નગરી બળીને ભસ્મ થાય તો યે મારૂં આ નવીન ધન નષ્ટ થનાર નથી."

ત્યારે સીવલીએ રાજાને વાળવાનો બીજો એક ઉપાય શોધી કાઢયો. કેટ લોકોને શહેરમાં જ્યા ત્યા નાસભાગ કરવાનું કહ્યું, કેટ લોકોના શરીર પર લાક્ષારસ રેડી જાણે તેમનાં અંગ પર રક્ત જ વહેતું હોય એવો દેખાવ ઉત્પન્ન કર્યો, અને એ લોકોને રાજા પાસે લઇ જઈ તે રાજાને કહેવા લાગી, "મહારાજ, જે પ્રજાનું તમે પુત્રવત્ પાલન કર્યું તે પ્રજાની આ વિપત્તિ જુઓ! આપની મિથિલા નગરીમાં હાલમાં બંડખોરો પેઠા છે અને તેમણે આ લોકો પર પ્રહાર કરવાથી તેમના આ હાલ થયા છે. આ જુઓ—પણે કેટલાક લોકો બંડખોરોનો બેસુમાર માર પડવાથી રગદોળાતા પડયા છે. બીજા કેટલાક નાગરિકો પેલી તરફ ચોપાસ નાસભાગ કરી રહ્યા છે. માટે હે દયાળુ મહારાજ, આપ પાછા ફરો અને આ લોકોનું રક્ષણ કરો."

જનકે જવાબ આપ્યો, "મિથિલાનું રક્ષણ કરવા જેટલું મિથિલાના તરુણોને મેં શિક્ષણ આપ્યું છે એટલે

આવે સમયે બંડખોરોને તેઓ દાબી દેશે જ, પરંતુ જો તેઓ એટલા અલ્પ સમયમાં જ નામર્દ બની ગયા હશે તો તેમના શહેરનું રક્ષણ હું એકલો શી રીતે કરીશ ?"

સીવલીદેવીએ અને મિથિલાના નાગરિકોએ જનક રાજાને પાછા ફરવાને બહુ બહુ તરેહની આજીજી કરી, પણ તેનો નિશ્ચય ડગ્યો નહિ. તે બોલ્યો, "મિત્રો, તમારો મારા પર આટલો પ્રેમ છે એ યોગ્ય જ છે, કેમકે રાજ્યાભિષેક થયો તે દિવસથી આજ સુધી હું તમારા હિત માટે સતત મથ્યો છું. મારી કારકીર્દીમાં તરુણ વર્ગને મેં એવી જાતનું શિક્ષણ આપેલું છે કે વિદેહરાષ્ટ્ર આજે સૌ બાબતમાં આગળ છે. વિદેહની નવી પેઢી શત્રુ સામે પોતાનું રક્ષણ કરવા સમર્થ છે. હવે મારૂં કર્તવ્ય કંઈ બાકી રહ્યું નથી. મારી આ ઉત્તર વય ધર્મચિન્તનમાં ગાળવી મારે માટે અત્યંત ઇષ્ટ છે. સામાન્ય માણસ પ્રમાણે ધન અને સત્તાની તૃષ્ણા છોડયા વિના જ મિથિલાના રાજાને મોત આવશે તો તેમાં તમને શો ફાયદો થનાર છે? પરંતુ ઉત્તર વય ધર્મચિન્તનમાં ગળાય અને તૃષ્ણાનો સમૂળ ઉચ્છેદ કરતાં કરતાં મરણ આવે એવો હું દાખલો બેસાડી દઉં તો વૃદ્ધ અને તરુણ પેઢીમાં ધન અને સત્તાની તૃષ્ણાને લીધે જે કલહો મચે છે તે બંધ પડશે અને સર્વ મનુષ્યોની આ લોકની સંસારયાત્રા સુખરૂપ થશે; તેથી તમે હવે મારી પાછળ ન પડતાં દીર્ઘાયુને રાજગાદી આપો અને એકમતે રાજ્યકારભાર ચલાવો." આટલું કહી જનક રાજાએ પ્રજાજનોને પાછા વાળ્યા અને પોતે હિમાલયનો માગ લીધો.

આ જન્મમાં ઘણા શૌર્યથી સમુદ્ર તરી જઇ અને ત્યાર બાદ પોતાની પ્રજાનું અદ્દભુત દક્ષતાથી કલ્યાણ કરી, બોધિસત્ત્વે વીર્યપારમિતાનો અભ્યાસ કર્યો. પછી રાજ્યનો ત્યાગ કરી અને ઉત્તર વયના લોકોને વૈરાગ્યનો દાખલો બેસાડી નૈષ્કર્મ્યપારમિતાનો અભ્યાસ કર્યો. મિથિલા બળે છે, મિથિલાના લોકોને બંડખોરો લૂટે છે એમ સીવલીએ કહેવા છતાં પોતાની સાત્ત્વિક ઉપેક્ષા ચળવા ન દઇને બોધિસત્ત્વે ઉપેક્ષા-પારમિતાનો અભ્યાસ કર્યો. માત્ર આ જન્મમાં જ નહિ, પરંતુ બીજા કેટલાયે જન્મોમાં બોધિસત્ત્વે આ પારમિતાઓનો અભ્યાસ કર્યો. હવે બોધિસત્ત્વે પ્રજ્ઞાપારમિતાનો અભ્યાસ શી રીતે કર્યો એનું એક ઉદાહરણ આપું છું.

( ૬ )

## મહૌપધની વાત

મિથિલા નગરીમાં એક કાળે વૈદેહ નામનો રાજા રાજ્ય કરતો હતો. સેનક, પુક્કુસ, કાવિંદ અને દેવિંદ એ ચાર એના વિદ્વાન અમાત્ય હતા. એક દિવસ રાજાને એવું સ્વપ્નું આવ્યું કે "રાજાંગણમાં જાણે ચાર મોટા અગ્નિકુંડ પ્રજ્વલિત થયા છે, એવામાં ત્યાં એક આગીયા જેવડો ભભુકો ઉત્પન્ન થયો અને તે ચારે અગ્નિકુંડને વીંટળાઇ વળ્યો."

પ્રાતઃકાળે જ્યારે અમાત્યો રાજાના દર્શને આવ્યા ત્યારે રાજાએ તેમને કહ્યું, "રાત્રે મને સારી ઉંઘ આવી નહિ. મેં એક ભયંકર સ્વપ્ન જોયું."

સેનકે રાજાને 'શું સ્વપ્નું આવ્યું?' એમ પૂછતાં રાજાએ તે કહી બતાવ્યું. સેનકે કહ્યું, "મહારાજ, ગભરાવાનું કંઇ કારણ નથી. આ સ્વપ્નાનો અર્થ સારો છે. આજે જે અમે ચાર અમાત્યો આ રાજભવનમાં પોતાના બુદ્ધિતેજથી પ્રકાશીએ છીએ તેમાં અપ્રસિદ્ધ કુળમાંથી એક માણસ આગળ આવશે અને તે પોતાના બુદ્ધિપ્રભાવથી અમને સૌને પાછળ પાડશે, એવું આપના આ સ્વપ્ના પરથી ભવિષ્ય બાંધી શકાય છે.

મિથિલાથી કેટલાક અંતર ઉપર પ્રાચીનયવમધ્યક નામનું એક ન્હાનું સરખું શહેર હતું. ત્યાં શ્રીવર્ધન નામનો એક સુશીલ ગૃહસ્થ રહેતો હતો. જે દિવસે વૈદેહ રાજાને ઉપરનું સ્વપ્નું આવ્યું તે જ દિવસે શ્રીવર્ધનની સાધ્વી સ્ત્રી ગર્ભવતી થઈ. નવ માસ પૂર્ણ થયે તેને એક કાન્તિમાન પુત્ર થયો. આ જ આપણો બોધિસત્વ. નામકરણને દિવસે આ બાળકનું નામ 'મહૌષધ' એવું રાખવામાં આવ્યું. મહૌષધ જ્યારે ઉંમરલાયક થયો ત્યારે પોતાના બુદ્ધિબળે કરીને શહેરના સર્વ યુવાનોનો તે આગેવાન થયો.

એક દિવસ સેંકડો છોકરાઓ સાથે તે ક્રીડામંડપમાં રમતો હતો. તે વેળાએ એકાએક વરસાદનું મોટું ઝાપટું આવ્યું અને સૌ છોકરાઓનાં કપડાં ભીંજાઈને તરબોળ થયાં. બોધિસત્વ બોલ્યો, "ભાઇઓ, આવો, આપણે વરસાદ પડે ત્યારે રમવાને માટે એક ક્રીડાશાળા બાંધીએ. તમે તમારા વડીલો પાસેથી એક એક કાર્ષાપણ * લાવો."

છોકરાઓએ બોધિસત્વના કહેવા પ્રમાણે ફાળો ભેગો કરીને તેને સોંપ્યો. મહૌષધે શહેરના મુખ્ય સુતારને બોલાવીને તેને એક ઉત્તમ શાળા તૈયાર કરવાને કહ્યું. પરંતુ સુતારે કરેલો નકશો મહૌષધને પસંદ પડયો નહિ. તેણે પોતે નકશો તૈયાર કરીને પોતાની દેખરેખ નીચે તે સુતાર પાસે એક ઉત્તમ શાળા બંધાવી. આ શાળાને એક છેડે તેણે વરસાદ વખતે રમવાની સગવડ પણ કરી હતી. પરંતુ શાળાના મુખ્ય

* કાર્ષાપણ તે વખતનો એક સીક્કો હતો.

વિભાગમાં જુદા જુદા રાંક અભ્યાગત લોકોને માટે સગવડ કરવામાં આવી હતી. એક ભાગ મુસાફરોને માટે અલગ રાખવામાં આવ્યો હતો; બીજા એક ભાગમાં ગરીબ સ્ત્રીઓ માટે એક પ્રસૂતિગૃહ બાંધવામાં આવ્યું હતું; ત્રીજે ઠેકાણે ધર્મોપદેશગૃહ બાંધવામાં આવ્યું હતું અને તેની જોડાજોડ એક ન્યાયસભા રચી હતી.

બોધિસત્ત્વે બાંધેલી આ અપૂર્વ શાળાથી તેની કીર્તિ તે નગરમાં અને આસપાસનાં ગામોમાં પ્રસરી. દૂરદૂરના લોકો ખાસ તે શાળા જોવા માટે આવવા લાગ્યા. થોડા જ વખતમાં બોધિસત્ત્વે બીજો ફાળો એકઠો કરી શાળાની પાસે જ એક સુંદર તળાવ બાંધ્યું.

એક દિવસ બોધિસત્ત્વ પોતાના સોબતીઓ સાથે શાળાની પાસે રમતો હતો તેવામાં બે ખેડૂતો એક બળદની જોડ વિષે લડતા લડતા જતા હતા. બોધિસત્ત્વે તેમને બોલાવીને પૂછ્યું, "તમે શા માટે લડો છો?" ત્યારે તેમાંના એક જણે જવાબ આપ્યો, "હે પંડિત, હું તારા તળાવનું પાણી પીને અને બળદોને પાણી પાઈને એક ઝાડ નીચે વિશ્રાન્તિ લેતો પડયો હતો; મારા બળદ પાસે જ ચરતા હતા. એટલામાં મારી આંખ મળી ગઈ અને બળદો કોણ જાણે ક્યારે જંગલમાં ચાલ્યા ગયા. ત્યાં આ માણસે તેમને ઓળખ્યા અને હવે એ પોતાના જ હોવાનો દાવો કરે છે!"

બીજો બોલ્યો, "અરે પંડિત, તું આ માણસ ઉપર બિલકુલ વિશ્વાસ રાખ મા. એ બડો લુચ્ચો છે. હું મારા

ઘરના આ બળદ લઇને વેચવા માટે બજાર તરફ જતો હતો ત્યાં આ માણસ મને વાટમાં મળ્યો અને આ બળદ મારા છે એમ કહી ટંટો કરવા લાગ્યો."

બોધિસત્ત્વ બોલ્યો, "મારો આપેલો ન્યાય તમને પસંદ પડશે કે?"

તે બંનેએ બોધિસત્ત્વનો આપેલો ચુકાદો માન્ય રાખવાનું કબુલ કર્યું. પછી બોધિસત્ત્વ એકને ત્યાં રાખી બીજાને બીજે ઠેકાણે લઇ ગયો અને ત્યાં ભેગા થયેલા સર્વ લોકો સમક્ષ ફરી એક વાર સર્વ હકીકત પૂછી લીધી. તે માણસે પણ પોતે એ બળદ બજારમાં લઇ જતો હતો વગેરે પૂર્વવત્ કહ્યું. ત્યારે તેને બોધિસત્ત્વે પ્રશ્ન કર્યો કે "આ બળદોને તેં આજે શું નીર્યું છે?" તે બોલ્યો, "મેં એમને તલનો ખોળ અને ચોખાની રાબડી નીરી છે."

બોધિસત્ત્વે પાસે ઉભેલા સંઘને તેનું કહેવું બરોબર ધ્યાનમાં રાખવા કહ્યું અને ત્યાંથી તેને બીજે ઠેકાણે મોકલી તેના પ્રતિપક્ષીને ત્યાં બોલાવ્યો. પોતે ઝાડ નીચે સૂતો હતો ત્યાંથી બળદો જંગલમાં ભાગી ગયા વગેરે હકીકત તેણે કહ્યા પછી બોધિસત્ત્વે તેને પૂછ્યું, "પણ તેં આજે આ જનાવરોને શું શું નીર્યું છે?" તે બોલ્યો, "હું તેમને બીજું શું નીરવાનો હતો? સવારના તેઓ કેવળ જંગલના ઘાસ પર જ છે."

બોધિસત્ત્વે સભાસ્થાનમાંના લોકોને તેનું આ કહેવું બરાબર ધ્યાનમાં રાખવા કહ્યું; અને પ્રિયંગુ વલ્લીનાં પાંદડાં મંગાવી

આરીક ફૂટીને તેનું પાણી તે બળદોને પાયું. તેના જોરથી બળદોએ થોડા જ વખતમાં મળત્યાગ કર્યો. પણ છાણમાં ખોળનો બિલકુલ અંશ દેખાયો નહિ ત્યારે બોધિસત્ત્વે તે બંનેને ત્યાં બોલાવી કહ્યું, " જે ગૃહસ્થ પોતે ઉંઘતો હતો ત્યારે બળદ જંગલમાં જતા રહ્યાનું જણાવે છે તે આ બળદનો ખરો માલિક, અને જે ખોળ ખવડાવ્યાનું કહે છે તે દંભી છે. "

બોધિસત્ત્વે આપેલો ન્યાય સભાગૃહમાંના સર્વ લોકોને પસંદ પડયો. દંભીએ પોતાનો ગુન્હો કબુલ કર્યો. બોધિસત્ત્વે તેને ફરીથી આવું ખરાબ કામ ન કરવાને શીખામણ આપી અને પછી બળદોને તેના ખરા માલિકને હવાલે કર્યા. ત્યાં મળેલા સઘળા માણસો બોધિસત્ત્વની બુદ્ધિનાં વખાણ કરતા કરતા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

એક દિવસ એક સ્ત્રી પોતાના બાળકને લઇને ન્હાવા આવેલી. તે બાળકને પાળ પર મુકી નીચે ન્હાવા ઉતરી એટલામા એક યક્ષિણી ત્યાં આવી અને બોલી, " બ્હેન આ તારો બાળક છે શું? અહો, તે કેવો સુંદર દેખાય છે! હું તેને જરા ધવડાવું?

બાળકની માતા બોલી, " કશી હરકત નથી."

યક્ષિણીએ તે બાળકને ધવડાવીને થોડી વાર રમાડયો અને ત્યાર પછી તેને લઇને જવા લાગી, એટલે તેની અને બાળકની માતા વચ્ચે ગાળાગાળી ચાલી. ત્યાં મળેલા લોકોએ તે બન્નેને બાળક સહવર્તમાન બોધિસત્ત્વ સમક્ષ લાવીને ઉભી કરી.

બોધિસત્ત્વ બોલ્યો, "મારો ફેંસલો તમે બન્ને કબુલ કરશો ને?

તેઓએ 'હા' કહેતાં જ તે બોલ્યો, "તમે બન્ને આ બાળકના હાથપગને ખેંચો. જે આ બાળકને ખેંચીને લઈ જઇ શકે તે જ આ બાળકની ખરી માતા."

તે બંને જણીઓ તે બાળકને ખેંચવા લાગી. તેથી તે બાળક ઘણે જ મ્હોટેથી રડવા લાગ્યો. તેની ખરી માએ તેને તરત જ છોડી દીધો અને એક બાજુ પર જઇને કરુણ સ્વરે રુદન કરવા લાગી. પરંતુ યક્ષિણીના મુખ પર પોતાને મળેલી ફત્તેહને લીધે સ્મિત છવાઇ રહેલું દેખાતું હતું.

બોધિસત્ત્વ બોલ્યો, "ગૃહસ્થો, બાળકને છોડી દઇને બાજુ પર રડે છે તે જ સ્ત્રી બાળકની ખરી માતા છે. પોતાના બાળકના રડવાથી તેનું અંતઃકરણ કકળી ઉઠયું, અને તેણે બાળકને તરત જ છોડી દીધો. પરંતુ આ યક્ષિણીના ચહેરા પર એના બાળકને માટે દુઃખ થયું હોય એવું સ્હેજ પણ ચિન્હ દેખાતું નથી."

સભાગૃહના લોકોને બોધિસત્ત્વે આપેલો ન્યાય પસંદ પડયો. યક્ષિણીએ પોતાનો ગુન્હો કબુલ કર્યો, અને બાળકને તેની માતાને સ્વાધીન કરી તે શરમની મારી નીચું ઘાલી ત્યાંથી ચાલતી થઇ.

બોધિસત્ત્વના ચાતુર્યની કીર્તિ વૈદેહ રાજાના કાન સુધી કયારનીયે પહોંચી ગઈ હતી. પોતાના દરબારમાં એને

બોલાવી રાખવાનો વિચાર રાજાના મનમાં અનેકવાર આવ્યો, પરંતુ આ કામમાં અમાત્યોની સંમતિ ન મળવાથી રાજાથી તે વિચાર અમલમાં મૂકી શકાયો નહિ. તોપણ રાજા વારંવાર બોધિસત્ત્વની ખબર લેતો. જૂદા જૂદા ઉપાયોથી તેણે બોધિસત્ત્વના ચાતુર્યની કસોટી કરી જોઇ અને જ્યારે તેની ખાતરી થઈ ત્યારે અમાત્યોને પૂછવા ન રહેતાં બોધિસત્ત્વનાં માબાપની સંમતિ લઇને તેણે બોધિસત્ત્વને પોતાના મહેલમાં લાવીને રાખ્યો.

બોધિસત્ત્વ તરુણ હોવાથી રાજાના દરબારમાં એકદમ તેનો પ્રભાવ પડયો નહિ. તોપણ પોતાના બુદ્ધિબળ વડે તેણે સર્વ અમાત્યોમાં અગ્રસ્થાન મેળવી લીધું. અલબત્ત રાજાના ચારે અમાત્ય તેની ભારે અદેખાઇ કરવા લાગ્યા. તેમણે બોધિસત્ત્વને ઝાંખો પાડવાને પુષ્કળ પ્રયત્ન કર્યા, પરંતુ બોધિસત્ત્વે પોતાના ચાતુર્યથી તેમના પ્રયત્નને સફળતા મળવા દીધી નહિ.

તે કાળમાં પાંચાલ દેશમાં ચૂલનિ બ્રહ્મદત્ત નામનો રાજા રાજ્ય કરતો હતો. કેવટ્ટ નામનો બ્રાહ્મણ તેનો મુખ્ય પ્રધાન હતો. કેવટ્ટની સલાહથી બ્રહ્મદત્તે આખા ભરતખંડ પર એકછત્રે રાજ્ય કરવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના સૈન્યને લઇને ન્હાના ન્હાના દેશોને પાદાક્રાન્ત કર્યા, અનેક રાજાઓને પોતાના માંડલિક બનાવ્યા અને પોતાની આજ્ઞાને ન માનનારા રાજાઓને પદચ્યુત કરી તેમની ગાદી પોતાની આણ માનનારા તેમના ભાયાતોને આપી.

બ્રહ્મદત્તે આટલી ઉથલપાથલ કરી, પણ વૈદેહના રાજ્ય પર સ્વારી કરવાનું સાહસ કર્યું નહતું. મિથિલા હસ્તગત કર્યા વિના બીજા રાજાઓ તેને સર્વાંશે શરણ આવવાને તૈયાર નહોતા તેથી તેણે મ્હોટી ફોજ ભેગી કરીને વિદેહ પર હલ્લો કર્યો.

વૈદેહ રાજાની અંદર પોતાના શત્રુનો પરાભવ કરવાનું સામર્થ્ય ન હતું. તેણે પોતાના પ્રધાનોને બોલાવીને હવે શું કરવું એ વિષે મસલત ચલાવી. સૌનું કહેવું એમ થયું કે બ્રહ્મદત્ત સામે આપણું કશું વળવાનું નથી; પરંતુ બોધિસત્ત્વે રાજાને ધીરજ આપીને કહ્યું, "મહારાજ, આપ ગભરાશો નહિ. ચૂલની બ્રહ્મદત્ત જોતજોતામાં આપણા રાજ્યમાંથી નાસી જશે."

આ વાત સાંભળી રાજાએ બધો ભાર બોધિસત્ત્વ ઉપર નાંખ્યો.

બોધિસત્ત્વે મિથિલામાં એકદમ બંદોબસ્ત કરવા માંડયો. શહેરમાં ત્રણ ચાર વર્ષ ચાલે એટલી સામગ્રી જૂદા જૂદા કોઠારોમાં સંઘરી. મિથિલાની આસપાસ જે કોટ હતો તેને સમરાવીને દુરસ્ત કર્યો; અને ઠામ ઠામ શહેરના રક્ષણ માટે ચુનંદી ફોજ ગોઠવી દીધી.

બ્રહ્મદત્તે વિદેહના ન્હાનાં ન્હાના ગામો કબજે કરવાની તરખાડમાં ન પડતાં એકદમ મિથિલા પર સ્વારી કરી અને મિથિલાને ઘેરો ઘાલ્યો. કેવદ્દનું એમ કહેવું હતું કે મિથિલાના લોકો સાથે લડાઇ કરી આપણી ફોજનો નાશ કરવામાં કશો

લાભ નથી. શહેરમાં ધાન્યસંચય ખૂટી જતાં વાર તે આપો-આપ આપણા હાથમાં આવશે. આથી બ્રહ્મદત્તનું આખું સૈન્ય મિથિલાની આસપાસ ઘેરો ઘાલીને પડયું. ઘણાય મહિના ગયા, પરંતુ મિથિલામાંની અન્નસામગ્રી ખૂટયાનું ચિન્હ દેખાયું નહિ.

બ્રહ્મદત્ત ત્રણ વર્ષ સુધી ઘેરો ચાલુ રાખત તોયે મિથિલાના લોકોને ભૂખે મારવાનો વખત ન આવત; પરંતુ વૈદેહ રાજાને બ્રહ્મદત્તના ભયથી ઉંઘ આવતી બંધ થઇ. બોધિસત્ત્વને બોલાવીને તેણે કહ્યું, "હે પંડિત, તેં મ્હારા શહેરનો સારો બંદોબસ્ત કર્યો એ માટે મને ઘણો જ આનંદ થાય છે, પરંતુ આ બ્રહ્મદત્તની સમુદ્ર સરખી અફાટ સેના તરફ નજર ફેંકતાં તો મારી છાતી ધડકવા લાગે છે. મને હવે ઉંઘ તો મુદ્દલે આવતી નથી."

બોધિસત્ત્વે કહ્યું, "મહારાજ, બ્રહ્મદત્તને અહિંથી હાંકી કહાડવાના જ પેંતમાં હું છું, પણ પ્રયત્નને સફળ થતાં કેટલોક કાળ લાગે છે. ઝાડનું બીજ વાવી બીજે જ દિવસે ફળની અપેક્ષા કરવી યોગ્ય નથી. મ્હારો પ્રયત્ન જલદી યશસ્વી થશે એવી મ્હારી ખાતરી છે ત્યાં સુધી આપ ન ડગમગતાં નિશ્ચિંત રહેજો."

મહૌષધને અનુકેવદ્દ નામનો એક મિત્ર હતો. તે નગરના કોટ ઉપરથી મેવા મીઠાઇ બ્રહ્મદત્તનાં માણસો પાસે ફેંકતો અને તેમને કહેતો કે "તમે હમણાં ઘેરો ઉઠાવશો મા. વૈદેહરાજા એ મૂર્ખ મહૌષધ સાથે ઘણાં જ થોડા સમયમાં તમારે શરણે આવશે. શહેરમાં દાણોપાણી થઇ રહેવા આવ્યાં છે."

છેવટે અનુકેવટ્ટનાં આ વચન એક દિવસ વૈદહરાજાના કોઇ સૈનિકે સાંભળ્યાં. તે તેને પકડીને મહૌષધ પાસે લઈ ગયો. મહૌષધે તેને ગધેડે બેસાડી શહેરમાંથી હાંકી કહાડવાનો હુકમ કર્યો. તે પ્રમાણે તેની હજામત કરી, ગામમાં ફેરવી તેને હાંકી કહાડવામાં આવ્યો. તે બ્રહ્મદત્ત રાજાના સિપાઇઓ પાસે જઇ કહેવા લાગ્યો, "તમને મદદ કર્યાનું આ ફળ છે! એ દુષ્ટ ખેડુતના છોકરાએ— મહૌષધે —મારી આ શી દુર્દશા કરી છે તે જુઓ!"

બ્રહ્મદત્તના સિપાઇઓ તેને પોતાના રાજા પાસે લઈ ગયા. તેની સર્વ હકીકત સાંભળી લીધા પછી બ્રહ્મદત્ત ખૂબ હરખમાં આવી બોલ્યો, "મહૌષધે તારી આવી ફજેતી કરી તે માટે મનને દુભાવા દઇશ નહિ. હું તને મારા રાજ્યમાં મ્હોટી પદવીએ ચડાવીશ. તું મ્હારી પાસે રહે.

બ્રહ્મદત્ત રાજાનો અનુકેવટ્ટ પર ધીરે ધીરે પૂર્ણ વિશ્વાસ બેઠો.

આ તરફ બોધિસત્ત્વે રાજાના કોઠારમાંથી સુંદર સુંદર વસ્ત્ર અને આભૂષણ કહાડી તે ઉપર પોતાનો સીક્કો માર્યો અને તે બ્રહ્મદત્તના સૈન્યમાં વેચવાને મોકલ્યાં. તે જોઇને બ્રહ્મદત્તના સરદારોને અને અધિકારીઓને ખૂબ લોભ છૂટયો. તેઓ બોધિસત્ત્વે મોકલેલા વેપારીઓને પૂછવા લાગ્યા, "તમે આ ચીજો અહિં વેચવા માટે કેમ લાવ્યા છો?"

વેપારીઓએ જવાબ દીધો, "મિથિલામાં તો હાલમાં ભૂખમરો ચાલેલો છે. ત્યાં આમાંનું એકાદ વસ્ત્ર યા તે એકાદ

દાગીના આપીએ તોપણ એક દિવસ એક જ માણસ ધરાઇ રહે એટલી યે અન્નસામગ્રી મળી શકતી નથી. તમે તમારા રાજાને ન જણાય એવી રીતે થોડું ધાન્ય મિથિલામાં લઇ જવાની પરવાનગી આપો તો આ સર્વ જણસો અમે તમને આપી દઇએ.

બ્રહ્મદત્તના અધિકારીઓ અને સરદારોએ વિચાર કર્યો કે આટલી અણમોલી જણસો અમને આપીને આ લોકો પોતાને બે દિવસ ચાલે એટલી સામગ્રી શહેરમાં લઇ જાય તો અમારા રાજાનું તેથી કાંઇ ભારે અહિત થઇ જવાનું નથી. બહુ થશે તો અમને બે દિવસ વધારે લાગશે. બે દિવસ વધારે ઘેરો ઘાલીને બેસશું તો આ લોકો આપોઆપ જ શરણ આવશે.” આમ વિચાર કરી થોડુંક ધાન્ય બદલામા આપી વેપારીઓ પાસેથી તેમણે જણસો ખરીદી લીધી. અને સૌએ તે આપસમાં વહેંચી લીધી.

બ્રહ્મદત્ત રાજાએ એક દિવસ એકાંતમાં અનુકેવટને પૂછયું, “મિથિલામાં અન્ન મળવાનાં સાંસાં પડયાં છે એમ તમે કહો છો, પણ તમારો પેલો ખેડુતનો છોકરો હજી પણ કેમ શરણ આવતો નથી ?”

અનુકેવટ બોલ્યો, “મારા કાન પર એક અતિ ઉદ્વેગજનક બાતમી આવી છે. મિથિલાના લોકો હજી શરણ આવતા નથી એ જોઈ એ બાતમી ખરી હોવી જોઇએ એવો મને ભારે શક જાય છે. આપ જે સરદારોનું આટલું ગૌરવ કરો છો તે જ સરદારો મહૌષધ પાસેથી અમૂલ્ય વસ્ત્ર અને અલં-

કાર બક્ષિસ તરીકે લઇ આપ ન જાણો એવી રીતે મિથિલા શહેરમાં ધાન્ય જવા દે છે. આપના આ સૈન્યમાં મહૌષધ પાસેથી લાંચ ન ખાધી હોય એવો એક પણ અધિકારી નથી રહ્યો, નહિ તો મિથિલાના લોકોને અન્નસામગ્રી શી રીતે મળે એ આપણને ક્યારનું યે સમજાયું હોત."

બ્રહ્મદત્ત બોલ્યો, હે અનુકેવદ્દ, તું જ એક મ્હારો હિતકર્તા છે એમ દીસે છે. હવે મ્હારા સરદાર અને અધિકારીઓ દગાખોર બન્યા છે એ વાતની પરીક્ષા શી રીતે કરવી એ કહે."

અનુકેવદ્દ બોલ્યો, "એ કામ સહેલું છે. આપ આવતી કાલે એક દરબાર ભરો અને તેમાં સર્વ હજુરીયાઓ અને સરદારોને બોલાવો. તેમાના કેટલાકનાં શરીર પર મહૌષધે આપેલા વસ્ત્રાલંકાર દેખાઇ આવે તો જરૂર સમજજો કે એ લોક મહૌષધને મળી ગયા છે."

અનુકેવદ્દની યુક્તિ બ્રહ્મદત્તને બહુ જ ગમી. તેણે બીજે દિવસે એક મ્હોટો દરબાર ભરી સરદાર અમલદાર વગેરે લોકોને પોતપોતાના ઉત્તમોત્તમ વસ્ત્રાલંકાર સજીને ત્યાં આવવાનો હુકમ કર્યો. સરદારોએ અને હજુરીયાઓએ તરતમાં જ વેચાતાં લીધેલા કપડાં શરીર પર ધારણ કરીને દરબારમાં ગયા. બ્રહ્મદત્તની નજર તેમનાં કપડાં અને દાગીના પર જ લાગેલી હતી. દરેક સરદાર અને હજુરીયાઓનાં અંગ ઉપર પૂર્વે કદી ન જોએલા વસ્ત્રાલંકાર તેણે તે દિવસે જોયા. એટલું જ નહિ પણ અનેક વસ્ત્ર અને અલંકાર પર મહૌષધની છાપ તેના જોવામાં આવી. હવે તેના મનની ખાત્રી થઈ કે મહૌષધે

મ્હોટમ્હોટી બક્ષિસો આપી સૈન્યમાંના સર્વ અધિકારીઓને ફોડયા છે. અનુકેવટ્ટના કહેવાની પ્રતીતિ થવાથી તેના પર બ્રહ્મદત્તનો પૂર્ણ વિશ્વાસ બેઠો.

એક દિવસ અનુકેવટ્ટ હાંફળો ફાંફળો બ્રહ્મદત્ત પાસે આવી બોલ્યો, "મહારાજ, આપ અહિંથી આજ ને આજ નાસી જાઓ તો! આપના સરદારોએ અને હજુરીયાઓએ એવું એક ગુપ્ત કાવતરૂં રચ્યું છે કે આવતી કાલે સવારે આપને મહૌષધના હાથમાં સ્વાધીન કરવા; અને એક વખત આપ એ ખેડુતના છોકરાના તાબામાં ગયા એટલે આપની જીંદગીની આશા મૂકી જ દેવી."

આ સમાચાર સાંભળીને બ્રહ્મદત્ત રાજા બેબાકળો બની ગયો. હવે શું કરવું એ જ એને સુઝે નહિ. તેણે અનુકેવટ્ટને કહ્યું, "આ સંકટમાંથી મને પાર ઉતારનાર તારા સિવાય બીજો કોઇ નથી!"

અનુકેવટ્ટ બોલ્યો, "મહારાજ, તમે આમ ગભરાશો નહિ. તમારા સરદારોએ અને હજુરીયાઓએ રચેલા કાવતરાની જાણ તમને છે એમ તમારી સાશંક ચર્યા ઉપરથી જણાઈ આવશે તો તેઓ તમને આજે ને આજે પકડીને મહૌષધને સ્વાધીન કરશે. તેથી આજનો દિવસ તમારે અત્યંત ગાંભીર્યથી વર્તવું જોઇએ. આજ રાત્રે આપણે અહિંથી નાસી જઈ શકીએ એવી હું વ્યવસ્થા કરૂં છું."

અનુકેવટ્ટે કોઇને ન જણાવતાં પોતાના વિશ્વાસુ સિપાઇઓ પાસે રાત્રે બે ઉત્તમ ઘોડા તૈયાર કરાવ્યા અને મધ્ય-

રાત્રિને સુમારે બ્રહ્મદત્ત પાસે જઈને બોલ્યો, "મહારાજ, અહિંથી ચાલી નીકળવાની આ જ વેળા છે. પેલી બાજુના આંબાવાડિયામાં બે ઘોડા તૈયાર છે, ત્યાં સુધી કોઈને જાણ ન થાય તેમ આપણે ચાલ્યા જઈશું અને ત્યાં ઘોડા પર સવાર થઈ નાસી છૂટશું."

પછી બ્રહ્મદત્ત અને અનુકેવટ્ટ ઘોડા ઉપર સવાર થઈ કોઈને ખબર ન પડે તેમ ત્યાંથી ચાલી નીકળ્યા.

કેટલેક ગયા પછી અનુકેવટ્ટ બોલ્યો, "મહારાજ, એ દુષ્ટ ખેડુતના છોકરાનો મને ભારે ભય રહે છે. તેના જાસુસ રાતદહાડો આપણા સૈન્યમા ફર્યા કરે છે. આપણે બન્ને નાસી ગયા એ વર્તમાન એણે અત્યાર સુધીમા જાણ્યા જ હશે અને આપણી પાછળ પાછળ તેણે આપણને પકડવાને ઘોડેસ્વાર મોકલ્યા હશે. મારી જીંદગીની મને પરવા નથી; પરંતુ આપને જો તેણે પકડયા તો મેં આપને બચાવવા માટે કરેલી આ બધી ખટપટ પાણીમા જશે. એટલે હું કહુ છું કે આપ પાંછળ ન જોતા સીધો આપની રાજધાનીનો રસ્તો લેજો. હું અહિં જ ઉભો રહું છું, અને આપને પકડવાને ઘોડેસ્વાર આવશે તો તેમને કંઈ પણ થાપ દઇ આડો જ રસ્તો બતાવી દઇશ. મને તે પકડી જશે એમા શક નથી. પરંતુ મારે માટે આપ ચિન્તા કરશો મા. હું એ ખેડુતના છોકરાને ઓળખું છું. એ મને પકડશે તોપણ યુક્તિપ્રયુક્તિથી તેના હાથમાંથી સટકી થોડા વખતમાં હું આપના દર્શને આવીશ."

બ્રહ્મદત્તને આ વખતે પોતાનો જ જીવ બચાવવાની પંચાત હતી. એ આવે વખતે અનુકેવટ્ટની ચિન્તા કરવા શાનો

બેસે ? તેણે અનુકેવટ્ટને ત્યાં જ મૂકી પાંચાલ દેશનો રસ્તો લીધો !
અનુકેવટ્ટ ત્યાંથી જ પાછો ફર્યો અને વહાણું વાતા પહેલાં જ બ્રહ્મદત્ત નાસી ગયાની ખબર તેણે મહૌષધને આપી.

મહૌષધે પોતાના ચુનંદા સૈન્યને લઈ પ્હો ફાટતાં એકાએક બ્રહ્મદત્તના સૈન્યને ઘેરો ઘાલ્યો. બ્રહ્મદત્તના સૈન્યમાં જ્યાં ત્યાં ભારે ગડબડ મચી રહી. સરદાર અને અધિકારીઓ રાજાના રહેઠાણ તરફ દોડયા. ત્યાં તો રાજા નાસી ગયાની ખબર અનુકેવટ્ટે આગળથી જ ફેલાવી રાખી હતી. તે ખબર સાંભળતાં જ જે તે અવ્યવસ્થિતપણે દોડવા લાગ્યા. બ્રહ્મદત્તના સૈન્યનો પૂર્ણ પરાજય થયો. મહૌષધે જય મેળવ્યો એટલું જ નહિ પણ બ્રહ્મદત્તના નાસી ગએલા સૈન્યે નાંખી દીધેલાં શસ્ત્રાસ્ત્રો, વસ્ત્ર, આભૂષણ વગેરે પણ મેળવ્યું. બોધિસત્ત્વના ચાતુર્યની વૈદેહ રાજાએ ઘણી તારીફ કરી અને સર્વ નાગરિકો સમક્ષ તેને ઘણું માન આપ્યું.

બ્રહ્મદત્ત અને તેનું સૈન્ય પાંચાલ દેશમાં નાસી ગયા પછી સૌ કોઈ બ્રહ્મદત્તના પરાજયનું કારણ શોધવા લાગ્યા; પરંતુ પોતે કેમ નાસી ગયો એ કહેવાને બ્રહ્મદત્ત તૈયાર ન હોવાથી એ કારણ કોઇના કળ્યામાં આવ્યું નહિ. માત્ર બ્રહ્મદત્ત મનમાં ને મનમાં ખૂબ ધુંધવાયો. અનુકેવટ્ટ એ મહૌષધનો જાસુસ હતો તે વિષે ધીરે ધીરે તેની ખાત્રી થતી ગઈ. ગયેલો દેશ ફરી પ્રાપ્ત કરવા માટે પોતાના કેવટ્ટ બ્રાહ્મણ સાથે એકાંતમાં તે અનેક મસલતો કરવા લાગ્યો. છેવટે કેવટ્ટે અને તેણે વૈદેહ રાજાને પોતાને હાથ કરવાની એક નવી યુક્તિ શોધી કહાડી.

બ્રહ્મદત્તને એક લાવણ્યવતી કન્યા હતી. તે તરુણ અવસ્થામાં હોવાથી થોડા વખતમાં તેનું લગ્ન કરવાનું ઠર્યું હતું. બ્રહ્મદત્તે પોતાના રાજ્યના નામાંકિત કવિઓને બોલાવી તેના સૌન્દર્ય વિષે કવિતા રચાવી અને ભાટો પાસે તે દેશે દેશમાં ફેલાવી. ત્યાર બાદ તેણે કેવટ્ટ બ્રાહ્મણ સાથે વૈદેહ રાજાને સંદેશ મોકલ્યો કે "મારી એકની એક કન્યા તમને આપી તમારી સાથે કાયમની મૈત્રી બાંધવાની મારી ઉત્કટ ઇચ્છા છે."

કેવટ્ટ બ્રાહ્મણે વૈદેહ રાજાને મ્હોટમ્હોટાં નજરાણા આપી તેના દરબારમાં પોતાના રાજાનો સંદેશ તેને જણાવ્યો. વૈદેહ રાજાએ પોતાના અમાત્યોની આ કાર્યમાં સલાહ લીધી. તેના જુના પ્રધાનોએ આવો સંબન્ધ બાંધવો ઇષ્ટ છે એવો મત આપ્યો. પરંતુ બોધિસત્ત્વ બોલ્યો, "મહારાજ, પોતાની કન્યાની લાલચ લગાડી બ્રહ્મદત્ત આપને ભૂલથાપ આપવા માગે છે. આપ જો તેના ભૂલાવ્યા ભૂલશો તો માછલી જેમ ગલને વળગી નાશ પામે છે તેમ આપ નાશ પામશો. આપ બ્રહ્મદત્તની મીઠી મીઠી વાતોથી ભોળવાઇ જો પાંચાલ દેશમા જશો તો પોતાને જ હાથે પોતાનો નાશ વહોરી લેશો."

વૈદેહને બોધિસત્ત્વનાં વચન સાંભળી અત્યન્ત સંતાપ થયો અને તે બોલ્યો, "આવા નાજુક કામમાં મ્હેં તારા જેવા ખેડુતની સલાહ પૂછી એ મ્હારી જ મૂર્ખતા. આ બાબતમાં મારા જુના પ્રધાન અને જેવી સલાહ આપી શકશે એવી તું નહિ આપી શકે એ મારે પહેલાંથી જ

જાણવું જોઈતું હતું. મ્હોટાં મ્હોટાં કુળો સાથે સંબન્ધ જોડવા એ કામ હીન કુળમાં જન્મેલા માણસને ક્યાંથી આવડે ?"

વૈદેહ પોતાના નોકર તરફ વળી બોલ્યો, "અરે, આ મૂર્ખ મહૌષધને ધોલ લગાવી અહિંથી કહાડી મૂકો. મને રૂપવતી સ્ત્રી મળે છે તેમાં એ પોતાની મૂર્ખાઈથી અંતરાય નાંખવાનો ઇરાદો રાખે છે !"

મહૌષધે પવન કઈ દિશામાં વાય છે, એ વરતી લીધું. પોતાનો રાજા કામાન્ધ બન્યો છે અને તેને સારાસારનો વિવેક રહ્યો નથી એમ જાણી તે ત્યાં એક ક્ષણ પણ રહ્યો નહિ. આપણે ત્યા રહીશું, તો રાજા આપણને ધોલ લગાવી બહાર કહાડશે એ તે જાણતો હતો. તેથી ચુપકીથી રાજ-મહેલમાંથી નીકળી તે પિતાને ઘેર ગયો.

અહીં વૈદેહ રાજાએ પોતે બ્રહ્મદત્તની કન્યા સાથે વિવાહ કરશે એવું કેવટ્ટ બ્રાહ્મણને અભિવચન આપ્યું. માત્ર વિવાહનું મુહૂર્ત ક્યારે છે, તે ઉત્તમ જ્યોતિષીઓની સલાહથી ઠરાવી પાછળથી જણાવું છું એમ કહેવડાવ્યું.

કેવટ્ટે પાછા ફરી સર્વ વૃત્તાંત બ્રહ્મદત્તને નિવેદન કર્યો. પોતાની મસલતના બીજને ફણગો ફુટે છે એ જોઈ બ્રહ્મદત્ત હરખથી ફુલાવા લાગ્યો.

મહૌષધ રાજાથી દૂર ગયો હતો તો પણ રાતદહાડો તેને એના હિતની ચિન્તા તો હતી જ. પોતાનો માલિક

કામાંધ બની બ્રહ્મદત્તના પાશમાં ફસાઈ રહ્યો છે એ જોઈ તેના ચિત્તને બહુ ક્ષોભ થયો. તેણે રાજાને કહાવ્યું કે "બ્રહ્મદત્તની કન્યા સાથે લગ્ન કરવાનો મહારાજનો જો નિશ્ચય જ થયો હોય તો ઉતાવળ ન કરતાં લગ્નવિધિનું મુહૂર્ત જરા આઘું ઠેલો. હું પાંચાલ દેશની રાજધાનીમાં જઇ વિદેહરાજને યોગ્ય એવું એક નિવાસસ્થાન તૈયાર કરૂં છું. એ સ્થાન તૈયાર થયે મહારાજે ત્યાં આવવું. આમ કરવાથી આપણા દેશની આબરૂ રહેશે."

વૈદેહ રાજાને મહૌષધને કહાડી મૂકયા માટે અત્યન્ત દુઃખ થયું હતું. સંકટ સમયે મહૌષધનો કેવો ઉપયોગ થાય છે એ તે ભૂલી ગયો નહોતો. મહૌષધ પોતાની સાથે પાંચાલ દેશમાં આવે એવી એની તીવ્ર ઇચ્છા હતી. આથી મહૌષધના આ સંદેશાથી તેને ઘણો આનન્દ થયો અને તેણે મહૌષધને તેડાવી પાંચાલ દેશમાં જઇ પોતાના આગમનની સર્વ તૈયારી કરવાને આજ્ઞા આપી.

રાજાની આજ્ઞા પ્રમાણે મહૌષધ પોતાના સુનંદા માણસોને સાથે લઇ પાંચાલ દેશમાં ગયો. જતાં વાટમાં એક એક યોજનને અન્તરે તેણે ચોકીઓ બેસાડી. આ ચોકીઓ ઉપર કેટલાક ઘોડેસ્વાર અને હાથી મૂકવામાં આવ્યા હતા. પાંચાલની રાજધાની ગંગાને કાંઠે હતી. મહૌષધે પોતાના રાજાને માટે ઉતારાનાં ઘર બાંધવામાં જરૂરી લાકડ સામાન વગેરે લાવવાને બહાને ગંગામા ત્રણસો હોડીઓ સજ્જ કરી રાખી.

આ સઘળો બંદોબસ્ત કર્યા પછી તે મોટા ઠાઠમાઠ સાથે બ્રહ્મદત્ત રાજા પાસે ગયો અને તેને કહ્યું કે "મહારાજ, મારા સ્વામીએ મને અહીં મોકલ્યો છે. આપની કન્યા સાથે લગ્ન કરવા માટે તે અહીં આવવાના છે; પરંતુ તે પહેલાં તેમના દરજ્જાને છાજે એવો એક ઉતારો તૈયાર કરવાને મને તેમણે મોકલ્યો છે. આપ જો પરવાનગી આપો તો વિના વિલંબે હું આ કામે લાગું."

વૈદેહ રાજા પોતાના રાજ્યમાં આવે છે એ સમાચાર સાંભળી બ્રહ્મદત્તને અત્યન્ત હર્ષ થયો. તેણે મહૌષધને કહ્યું, "વૈદેહ રાજાએ તમને આગળ મોકલ્યા એ ઘણું જ સારૂં કર્યું. તમારા જેવા બાહોશ નર વિરલા છે. તમે તમારા રાજાની યોગ્ય વ્યવસ્થા કરશો એની મને ખાત્રી છે. મારી તરફથી પણ તમારા રાજાનું અભિનંદન કરવાને હું તમને જ પ્રતિનિધિ નીમું છું. તેમનો મોભો જળવાય એવી વ્યવસ્થા કરવામાં જે કંઇ મદદની જરૂર પડશે તે આપવાને હું તૈયાર છું."

મહૌષધ બોલ્યો, "મહારાજ, હાલ મને બીજા કશાની જરૂર નથી. અમારા વૈદેહ રાજાના ઉતારા માટે એકલી સગવડવાળી જગા આપો એટલે થયું. કડીઆ, મજૂર વગેરે સૌ માણસો મેં સાથે આણેલા છે. જંગલમાંથી લાકડાં આણવા માટે અમારી હોડીઓ ગંગા નદીમાં ફરે છે. અમને જરૂર પડે તો તેટલી ઈંટો માત્ર આપના લોકો તરફથી અમને પુરી પાડવામાં આવે."

બ્રહ્મદત્તે મહૌષધને જોટલી ઇંટો જોઇએ તેટલી પૂરી પાડવાનો તાબડતોબ હુકમ કર્યો અને યોગ્ય લાગે એ જગા પસંદ કરવાની મહૌષધને પરવાનગી આપી. મહૌષધે ગંગાની અને બ્રહ્મદત્તના મહેલની વચમાં એક જગા પસંદ કરી પોતાના રાજા માટે અને તેની સાથે આવનાર ઇતર લોકો માટે ઘર બાંધવાની શરૂઆત કરી. પ્રથમ તો મહૌષધે પોતે પસંદ કરેલી જગાની આસપાસ કોટ બાંધ્યો અને પછી અંદરનાં ઘર તૈયાર કર્યાં. આ કામ પુરૂં થયા બાદ તેણે રાજાને સંદેશો મોકલ્યો અને તે પ્રમાણે વૈદેહ રાજા પોતાના પ્રધાન સહવર્તમાન મોટી ધામધુમ સાથે પાંચાલની રાજધાનીમાં આવી દાખલ થયો.

બ્રહ્મદત્તે વૈદેહ રાજાનો આદરસત્કાર રૂડી રીતે કર્યો. શુભ મુહૂર્તમાં વિવાહવિધિ કરવાનું નક્કી થયું. એ દિવસ બ્રહ્મદત્તની પરોણાગત સ્વીકારતો વૈદેહ રાજા મહૌષધે બાંધેલા ભવનમાં ઘણા ચેનથી રહેતો હતો. પરંતુ ત્રીજે દિવસે રાત્રે જુએ છે તો પોતાના મહેલને બ્રહ્મદત્તના સૈન્યે એકાએક ઘેરો ઘાલેલો. એ સમુદ્રના જેવી અફાટ સેના જોઈ વિદેહ-રાજનું ધૈર્ય ગળી ગયું. બ્રહ્મદત્ત રાજાએ ફસાવીને મને અહીં આણ્યો એ હવે તેના લક્ષમાં આવ્યું. આ સંકટમાંથી કેમ છુટાય એ એને સુઝે નહિ. તેણે પોતાના મન્ત્રીઓને તાબડતોબ બોલાવી આ આફતમાંથી ઉગરવાનો ઉપાય શોધી કાઢવા કહ્યું.

તેમાંનો એક જણ બોલ્યો, " મહારાજ, આ સૈન્ય સાથે યુદ્ધ કરવા ગયે આપણા મૂઠીભર લોકો ટક્કર ઝીલી

શકશે નહિ. માટે આપણે આ બધાં મકાન સળગાવી બળી મરવું એ સારું. જોગજોગે જો આપણે બ્રહ્મદત્તના હાથમાં આવ્યા તો તે આપણને હાલહાલ કરીને ઠાર કરશે."

બીજો બોલ્યો, "મહારાજ, આગમાં બળી મરવા કરતાં આપણે એકમેકને મારીને મરીએ."

ત્રીજો કહે, "આપણે બધા એકદમ ઝેર પીએ."

ચોથો બોલ્યો, "મહારાજ, આ પ્રસંગે અમારા જેવાને સંકટમાંથી ઉગરવાની કશી જ તદબીર સૂઝશે નહિ. આપણે બધા મહૌષધને શરણે જઇએ; કાંઇ ઉપાય હશે તો તેને જ સૂઝશે."

રાજા પોતાના ચારે અમાત્યો સાથે મહૌષધ હતો તે ઠેકાણે ગયો એને તેને કહેવા લાગ્યો, "મહૌષધ, તું ઘણો બુદ્ધિમાન છે. ગમે તેવો વિકટ પ્રસંગ આવે તોયે તારું ધૈર્ય ખૂટતું નથી. અમારા પર આ અચાનક ઘાત આવી છે. આમાંથી પાર પાડવાની તારા સિવાય કોઇનામાં શક્તિ નથી.

મહૌષધ બોલ્યો, "હું રહ્યો ખેડુતનો છોકરો ! આવી મોટી ગંભીર વાતો મને ક્યાંથી સમજાય ? મારા જેવા મૂર્ખને આપે લપડાક લગાવી કાઢી ન મૂકતાં આપની સેવામાં રાખ્યો એ જ આશ્ચર્ય !"

વૈદેહ બોલ્યો, "મહૌષધ, બની ગયું તે બની ગયું. ડાહ્યા માણસો ગયું ગુજરી સંભારીને વાદ કરતા બેસતા નથી.

મે તને કંઈ કહ્યું હશે, તારૂં અપમાન કર્યું હશે, પણ તેનું વેર વાળવાનો આ સમય નથી. સવાર થતાં પહેલાં બ્રહ્મદત્ત અમારો બધાનો નાશ કરવાનો છે! માટે પ્રથમ અમને આ સંકટમાંથી ઉગાર અને પછી તને ભૂલમાં જે કંઇ બોલાઇ ગયું હોય તેને માટે અમારો જે કંઈ ધીક્કાર કરવો હોય તે કરજે."

મહૌષધ બોલ્યો, "મહારાજ, આપના પર વેર લેવાની કે ધીક્કાર કરવાની મારી ઇચ્છા નથી, પરંતુ માણસનાં પાછલા કર્મો એવાં વિકટ હોય છે કે સંભારો યા ન સંભારો તોપણ તેનું ફળ તો મળવાનું જ! આપ જે આ બ્રહ્મદત્તની પુત્રી પર લુબ્ધ થયા તેનું ફળ ભોગવ્યા સિવાય આમાથી કેમ કરી છૂટશો?"

રાજા અને તેના ચારે પ્રધાન વિચારમૂઢ થઈ બાળકની પેરે રડવા લાગ્યા. મહૌષધને પોતાના રાજાની દયા આવી. તે બોલ્યો, "મહારાજ, સંકટ સમયે આવો શોક કરવો આપના જેવા રાજકુળમાં ઉત્પન્ન થયેલા ક્ષત્રિયને ઉચિત નથી. આપ જો ધીરજ રાખશો તો સૌને થોડા જ વખતમા હું આ સંકટમાંથી પાર ઉતારૂં છું."

મહૌષધે પોતાના નોકરોને જમીન નીચે તૈયાર કરેલા ભોંયરાનો દરવાજો ઉઘાડવાનો હુકમ કર્યો. બ્રહ્મદત્ત રાજાની પોતાના ધણીને ફસાવવાની યુક્તિ જાણી જઇને તેણે આ નિવાસસ્થાનથી બે ભોંયરાં તૈયાર કર્યા હતાં. મોટું ભોંયરૂં ગંગાના કાંઠા સુધી લઇ જવામાં આવ્યું હતું અને

ન્હાનું બ્રહ્મદત્ત રાજાના રાજમહેલમાં લઈ જાય માળ પર ચઢવાના દાદર નીચે લાવી રાખ્યું હતું.

બ્રહ્મદત્તે પોતાના ઉતારાને ઘેરો ઘાલ્યો એમ જ્યારે મહૌષધને માલમ પડ્યું ત્યારે તેણે પોતાના છુપા જાસુસ રાજમહેલમા મોકલ્યા. તેઓ ન્હાના ભોંયરા વાટે રાજમહેલમાં પેઠા અને મહોષધે શીખવી રાખેલું તે મુજબ તેમણે એક સરખી ધમાલ શરૂ કરી. બ્રહ્મદત્તની મા, પત્ની, વૈદેહ રાજાને આપવાની છોકરી અને એકનો એક છોકરો, એટલાં માણસો રાજમહેલમાં હતાં. મહૌષધના જાસુસોએ મચાવેલી ગરબડથી જાગી તેઓ એકઠાં થયાં. પછી પેલા જાસુસ બ્રહ્મદત્તની માને કહેવા લાગ્યા કે, " મહારાણી સાહેબ, તમારી પુત્રવધૂને તથા પૌત્રપૌત્રીને હમણાં ને હમણાં જ અહીંથી નીકળવું જોઇએ. અમારા રાજાને (બ્રહ્મદત્તને) વૈદેહ રાજાએ પકડ્યા છે. આપણાં માણસો જોકે પુષ્કળ હતાં તોપણ મહૌષધના શૂર સીપાઇઓ એકાએક ઘેરો ઘાલી રાજાને પકડી ગયા. હવે તેઓએ તમને સૌને પકડવા માટે પોતાના સીપાઇઓને અત્રે મોકલ્યા છે. માટે હવે પળનોય વિલંબ ન કરતાં અમારી સાથે ચાલો. અમે તમને ગુપ્ત માર્ગે બીજે ઠેકાણે લઈ જઇએ છીએ."

મહૌષધના જાસુસ બ્રહ્મદત્તના નોકર છે એમ માનીને બ્રહ્મદત્તની મા પોતાની વહુને અને પૌત્રપૌત્રીને લઈ તેમની સાથે નીકળી. તેઓ તે સૌને ન્હાના ભોંયરામાંથી મ્હોટા ભોંયરામાં લઈ ગયા અને ત્યાંથી તેમણે મહૌષધની આજ્ઞા અનુસાર ગંગાને કાંઠે ભોંયરાની અંદર જ તેમને રાખ્યાં.

આ તરફ મહૌષધે પોતાના ધણીને અને તેના ચારે જૂના પ્રધાનને ભોંયરામાં ઉતાર્યા અને કહ્યું, "હું ચાર પાંચ મહિનાથી અહીં આવી બેઠો હતો તે મોજને ખાતર બેઠો હતો એમ તમને લાગે છે શું? મિથિલામાં હતો ત્યારથી જ હું બ્રહ્મદત્તનું કપટ કળી ગયો હતો. તમને સૌને તે સકંજામાં લેનાર છે એમ હું જાણતો હતો, અને તેથી જ ગયા ચાર મહિનામાં અહીં આવી મ્હેં અવિશ્રાન્ત મહેનત કરી. આ બાગી છૂટવાની ચોરવાટ છે એમ સમજીને વાંકાચૂકા ન જતા. આ ભોંયરા વાટે ઘોડા પર બેસીને સુદ્ધાં તમારાથી સહેજે જઈ શકાય એવું છે."

બોધિસત્ત્વના ચાતુર્યથી તે સઘળા બહુ ચકિત થઇ ગયા. મહૌષધ કેવળ રાજનીતિમાં જ નહિ પણ કળાકૌશલ્યમાં સુદ્ધાં અતિ નિપુણ હતો. આ ઉન્માર્ગની (ભોંયરાની) તેણે જે રચના કરી હતી તેવી શિલ્પકલાનિષ્ણાત માણસને પણ કરતાં આવડત કે કેમ તે વિષે શંકા જ રહે છે. આ ભોંયરાને અંદરથી છો કરી બેઉ બાજુએ સુંદર ચિત્રો કઢાડયાં હતાં; ચોડે ચોડે અંતરે સુગંધી તેલના દીવા ટંગાવવામાં આવ્યા હતા; જમીન પર કાસ્મીરી પાષાણની ફરસબંધી કરી હતી અને તે પર સુંદર ગાલીચા પાથર્યા હતા. વચમા વચમાં ફળો વગેરે વસ્તુઓ ગોઠવી રાખી હતી; અને સુવાસિત પુષ્પમાળાઓથી એ ભોંયરાનો ઉપરનો ભાગ શણગારવામાં આવ્યો હતો.

રાજા અને પ્રધાન આ શોભા નિહાળવામાં જ ગરક થઈ ગયા એ જોઇ બોધિસત્ત્વે તેમને કહ્યું "હવે આ ભોંયરામાં

વધારે વખત રહેવું આપણે માટે સહીસલામત નથી. આપણે અહીંથી સવેળા નીકળી જવું જોઇએ."

એ સર્વ મંડળને લઇ મહૌષધ ગંગાતટે આવ્યો અને ત્યાં રાખેલા બ્રહ્મદત્ત રાજાના કુટુંબને પોતાના રાજાને હવાલે કરી બોલ્યો, "મહારાજ, આ બ્રહ્મદત્ત રાજાનાં માતા એ આપને દાદી સમાન છે. આ બ્રહ્મદત્ત રાજાનાં પત્ની એ આપનાં ભાવિ સાસુ છે; એમનું આપ માતા પ્રમાણે પાલન કરજો; આ બ્રહ્મદત્ત રાજાનાં એકનાં એક પુત્રી અને આપનાં ભાવિ પત્ની છે; એમની સાથે આપ સુમુહૂર્તે વિવાહ કરજો. આ એમનો ભાઈ, તેનું આપ ભાઈ પ્રમાણે રક્ષણ કરજો. આ હોડીઓ આપને માટે તૈયાર રાખવામાં આવી છે. મ્હારા શૂરા હોડીવાળા આપને આજે જ રાત્રે વિદેહ દેશમાં પહોંચાડી દેશે. ત્યાંથી આગળ મિથિલા સુધી યોજને યોજને ચોકી બેસાડી ઘોડા અને હાથી રાખવામાં આવ્યા છે. તેની સહાયથી આપ અતિ ત્વરાથી મિથિલા જઇ શકશો. આપના મિથિલા પહોંચ્યાના સમાચાર મ્હારા દૂત તરતોતરત મ્હને આપશે."

વૈદેહ બોલ્યો. "ત્યારે તેં અમને સંકટમાંથી છોડાવ્યા અને તને અમારે અહીં છોડી જવો કેમ? તું યે અમારી સાથે જ ચાલ."

મહૌષધ બોલ્યો, "મ્હારે એમ કરવું યોગ્ય ન ગણાય. આપણા સૈન્યને પાછળ છોડી હું એકલો આવવા ઇચ્છતો

નથી. આપ મ્હારી ચિંતા કરશો મા. બ્રહ્મદત્તના સૈન્યે ઘાલેલા ઘેરામાંથી આપણા આખા સૈન્યને છોડાવી તેને સાથે લઈ હું તાબડે આપનાં દર્શને આવીશ."

આમ કહી મહૌષધે પોતાના ધણીની રજા લીધી અને તે પાછો ફર્યો.

વૈદેહ રાજાએ પોતાના પ્રધાન અને બ્રહ્મદત્તના કુટુંબ સહવર્તમાન મહૌષધે તૈયાર રાખેલી હોડીઓમાં બેસી મિથિલાનો માર્ગ લીધો.

આ તરફ બ્રહ્મદત્ત વૈદેહના મહેલ પાસે આવી પહોંચ્યો અને પરોઢ થતાં વેંત મહેલમાં પેસી વૈદેહ રાજાને અને તેના પ્રધાનોને જીવતા પકડી લાવવાનો તેણે પોતાનાં માણસોને હુકમ આપ્યો. મહૌષધ પ્હો ફાટતાં ઉઠ્યો અને સ્નાન વગેરે કરી માળ પરના દીવાનખાનામાં આવી બેઠો. બ્રહ્મદત્ત રાજાએ કરેલો હુકમ સાંભળી તે અગાસીએ ચઢી બ્રહ્મદત્તને કહેવા લાગ્યો, "મહારાજ, આપ આ નાહક વલખાં મારી રહ્યા છો. આપનું ધનુષબાણ નીચે મૂકી દો. આપના કવચનું યે અહીં કામ નથી."

બ્રહ્મદત્ત બોલ્યો, "તારો ચહેરો પ્રફુલ્લિત દેખાય છે અને તું હસતો હસતો બોલે છે. કદાચ મરણ પહેલાં માણસની આવી સ્થિતિ થતી હશે!"

બોધિસત્ત્વે જવાબ દીધો "આપની ગર્જના વ્યર્થ છે! વૈદેહ રાજા રાતોરાત ગંગા ઉતરીને પોતાને દેશ ચાલતા

થયા છે. હવે આપ ગમે તેટલી ઉતાવળ કરશો તોયે એમનો પીછો પકડી શકવાના નથી."

બ્રહ્મદત્તને નખશીખ ક્રોધ ચડી ગયો. તેણે પોતાનાં માણસોને કહ્યું, "પહેલાં આને પકડી એના હાથપગ અને નાકકાન કાપી નાખો. આણે જ હરામખોરે વૈદેહ રાજાને અહીંથી ભગાડી મૂકયો."

મહૌષધ બોલ્યો, "આપ જો હાથપગ કાપી મ્હારા બેહાલ કરશો તો વૈદેહ રાજા આપના કુટુંબના એવા જ હાલ કરશે! પ્રથમ આપ રાજમહેલમાં જઇ ત્યાં આપનું કુટુંબ છે કે નહિ તે જુઓ. આપના કુટુંબને રાત્રે જ વૈદેહ રાજાને હવાલે કર્યું છે!"

બ્રહ્મદત્તને મહૌષધનાં વચન સાંભળી ભારે અચંબો થયો. અમે આને ચારે બાજુએ ઘેરેલો છતાં મ્હારૂં કુટુંબ એના હાથમાં શી રીતે જઇ પડયું? તોપણ મહૌષધનું વચન છેક જ ખોટું ન કહી શકાય. કેમકે મહૌષધ ભારે ચોકસ માણસ છે. એ પોતાની બુદ્ધિના જોરે સામાન્ય માણસને અત્યન્ત વિલક્ષણ ભાસનારી વાતો યે પાર પાડી શકે. આવો વિચાર કરી બ્રહ્મદત્તે પોતાના દૂતોને રાજમહેલમાં ખબર કાઢવા મોકલ્યા. દૂતો ખબર લાવ્યા કે આપના કુટુંબનાં ચારે માણસ ગભરાઇને રાત્રે જ રાજમહેલમાંથી નાસી ગયાં છે.

આ સાંભળી બ્રહ્મદત્તનો ક્રોધ ત્યાં ને ત્યાં જ શમી ગયો. ધનુષ્યબાણ હેઠે મૂકી તેણે મહૌષધને પૂછ્યું, "તારી બાહોશી

વિષે મ્હારી ખાતરી થવામાં કશું બાકી રહ્યું નથી, પણ રાજમહેલમાંનું મ્હારૂં કુટુંબ તારા હાથમાં શી રીતે આવી પડ્યું એ મને કહે."

બોધિસત્વ મેડા પરથી નીચે ઉતરી બ્રહ્મદત્તને પોતે કરેલા ભોંયરામાં લઇ ગયો અને ત્યાંની સઘળી શોભા બતાવી બોલ્યો, "મહારાજ, આજ એ ત્રણ મહિના . સતત પરિશ્રમ કરીને વૈદેહ રાજાને અને આપના કુટુંબને સુરક્ષિતપણે નીકળી જવા માટે આ માર્ગ મ્હેં તૈયાર કર્યો છે."

બ્રહ્મદત્ત બોધિસત્વની ચોકસાઇથી જ નહિ પણ શિલ્પકળાવિજ્ઞાનથી પણ ચકિત થઇ ગયો. તેણે બન્ને ભોંયરા તપાસી જોયા અને તેમાંની રચના જોઇ આશ્ચર્યચકિત થઈ મહૌષધને કહેવા લાગ્યો કે, "હે મહૌષધ, તને હું અહીંથી જવા દેનાર નથી. તારે હવેથી મ્હારી પાસે જ રહેવું પડશે. હું તને મુખ્ય પ્રધાનની જગા આપું છું. તારા જેવો ચતુર માણસ પાસે હોવો એ રાજ્યનું મ્હોટું સદ્ભાગ્ય ગણાય."

મહૌષધ બોલ્યો, "વૈદેહ રાજા જીવે છે ત્યાં સુધી મ્હારાથી બીજા રાજાની સેવા ન થઈ શકે, કારણ એમનું અન્ન હું ઘણા દિવસથી ખાતો આવ્યો છું. છતાં આપને કશી અડચણ પડશે ત્યારે ત્યારે હું આપની મદદે આવતો રહીશ. હવે વૈદેહનું અને આપનું સગપણ બંધાયું જ છે, એટલે આપણો સંબંધ નિકટ થશે અને તેથી વિદેહની અને પાંચાલની મૈત્રી વૃદ્ધિંગત થતી જશે એવી હું આશા રાખું છું."

બ્રહ્મદત્તે મહૌષધને કિંમતી ભેટ આપી અને બારે ઠાઠમાઠ સાથે પાછો મિથિલા મોકલ્યો. વૈદેહ રાજાએ પણ મહૌષધને બહુ માન આપ્યું. મહૌષધ સુખરૂપ આવ્યો તે નિમિત્તે મિથિલામાં સાત દિવસ સુધી મ્હોટો ઉત્સવ કરવામાં આવ્યો. આ પ્રમાણે વૈદેહ અને બ્રહ્મદત્ત એ બન્ને રાજાની કૃપા સંપાદન કરી બોધિસત્ત્વે ઉભય રાષ્ટ્રનું અપરિમિત કલ્યાણ કર્યું.

આ જન્મમાં લોકહિત માટે પોતાની બુદ્ધિનો સદ્વ્યય કરીને બોધિસત્ત્વે પ્રજ્ઞાપારમિતાનો અભ્યાસ કર્યો.

---

(૭)

## તેમિયજાતક

પ્રાચીન કાળમાં વારાણસી નગરીમાં કાશીરાજા નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીને અનેક વ્રતો ને માનતાઓના ફળ રૂપે પુત્રપ્રાપ્તિ થઇ; ત્યારે રાજાએ અતિશય પ્રસન્ન થઇ પોતાની પટરાણી ચંદાદેવીને વર માગવાને કહ્યું. તેણે રાજાનો વર સ્વીકાર્યો, પરંતુ મનોવાંછિત વર તે જ સમયે ન માગતાં, આગળ ઉપર પ્રસંગ આવ્યે માગીશ એમ કહ્યું. રાજાને આ વાત પસંદ પડી.

ત્યારબાદ રાજાએ પોતાના રાજ્યના જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવી પોતાના બાળકનું જાતક વર્તવાને કહ્યું.

બ્રાહ્મણો પોતાનાં પંચાંગ કાળજીપૂર્વક જોઇને બોલ્યા, "આપનો આ પુત્ર મ્હોટો પુણ્યશાળી થનાર છે. એ ચક્રવર્તી રાજા થવાને યોગ્ય છે. આવો સર્વગુણસંપન્ન પુત્ર આપને પ્રાપ્ત થયો જોઈ અમને ઘણો આનંદ થાય છે."

રાજાએ સંતુષ્ટ થઇ તે બ્રાહ્મણોને અનેક દાન આપ્યાં, અને તેમના કહેવા પ્રમાણે પુત્રનું નામ તેમિય રાખ્યું.

તેમિય ન્હાનો હતો ત્યારે રાજસભામાં પિતાના ખોળામાં રમતો. એક દિવસ કાશીરાજાએ પોતાના સિંહાસન પર બેસી ચાર માણસોને ભયંકર શિક્ષા ફરમાવી. તે જોઇને તેમિય કુમારના મનને ઉદ્વેગ થયો. તે મનમાં જ કહેવા લાગ્યો, "આ સિંહાસન એટલે પાપની ભૂમિ જ છે. ચોરે સહેજ ચોરી કરી હોય તો તેને સિંહાસન પર બેસી રાજા લોક ભારે ભારે દંડ કરે છે, અને પોતે લોકોના હિતકર્તા છે એમ સમજે છે. પરંતુ પેટ માટે સહેજસાજ ચોરી કરનાર માણસનો ન્યાય કરવા જવ્જડિત સોનાના સિંહાસન પર બેસનાર અને મ્હોટા આલેશાન રાજમહેલોમાં વિહાર કરનાર રાજાને અધિકાર છે ખરો? ગરીબ લોકોનું દારિદ્ય વધવામાં રાજાના આ મોજશોખ જ કારણરૂપ નથી થતા શું? દારિદ્યથી પીડિત થઈ કોઇ બિચારો ચોરી કરે તો તેને દંડ કરવાનો અધિકાર રાજાને કે રાજકુટુંબના મનુષ્યને શી રીતે હોઇ શકે?"

તેમિયકુમારને રાજમહેલ તુરંગ સમાન લાગવા માંડયો અને અહીંથી કયારે ભાગી છૂટું એમ એને થવા લાગ્યું. પણ માબાપની આજ્ઞા તોડયા સિવાય આ કારાગૃહમાંથી મુક્ત થવાનો ઉપાય તેને સુઝયો નહિં.

રાજમહેલમાં રહેનારી દેવતા પૂર્વજન્મે તેમિયકુમારની મા હતી. તેમિયકુમારને દુઃખથી બ્હીલાએલો જોઇ તેને બહુ દુઃખ થયું. તેણે કુમારને કહ્યું, "કુમાર, તું આટલો શોકાકુલ કેમ દેખાય છે?"

તેમિયકુમારે પોતાના શોકનું કારણ કહેતાં તે બોલી, "તું ગભરાઇશ મા. શાણપણ બતાવવાને બદલે ઘેલછાથી વર્તીશ તો તારા આસઈષ્ટિ પોતાની મેળે જ તને અહીંથી કાઢી મૂકશે."

તેમિય બોલ્યો, "હે દેવતા, તારાં વચન પર વિશ્વાસ રાખી હું એ રીતે વર્તુ છું. આ રાજમહેલમાં તું જ એક મ્હારી હિતચિંતક છે."

ત્યારથી તેમિયકુમારે ઘેલછાનો ઢોંગ શરૂ કર્યો. તે શું બોલે છે એ કોઇનેય સમજાતું નહિ. માત્ર "હા હા હા" એવો શબ્દ કરવો; કોઇવાર હાથ પગ અકડાંઇ ગયા જેવા કરી પાથરણા પર પડી રહેવું; કશું કારણ ન હોય તોપણ બૂમો પાડવી, એવો ક્રમ એણે ચલાવ્યો. કાશીરાજને પોતાના એકના એક પુત્ર માટે બહુ ચિંતા થવા લાગી. તેણે પોતાના રાજ્યના જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવી મન્ત્રતન્ત્ર, હોમહવન વગેરે બધું કરાવ્યું, પરંતુ તેમિયની પ્રકૃતિ સુધરી નહિ! ઉત્તમ વૈદ્યો બોલાવી રાજાએ પોતાના પુત્રના વ્યાધિનો ઉપચાર કરવાને કહ્યું; પણ વૈદ્યો તેમિયનો રોગ શો છે તે જ સમજી શક્યા નહિ!

આવી સ્થિતિમાં કેટલાંક વર્ષો વીત્યાં પછી તેમિયની બાલ્યાવસ્થા પૂર્ણ થઇ અને તેણે તરુણાવસ્થામાં પ્રવેશ કર્યો. તેના રૂપમાં કશીયે મણા નહોતી. યૌવનના જોસમાં હોવાથી તે ઘણો જ તેજસ્વી જણાતો હતો. પરંતુ તેની ઘેલછાથી રાજાને તે અળખામણો થતો ચાલ્યો. તોપણ રાજાએ તેને સાજો કરવાના ઉપાય છોડી દીધા નહિ.

એક દિવસ પ્રધાનમંડળમાંનો એક જણ રાજાને કહે, "મહારાજ, યુવરાજની ઘેલછા મટાડવાને અમે અનેક ઉપાય કર્યા, પણ એમાં અમારૂં કંઇ વળ્યું નહિ. વૈદ્યોએ, જ્યોતિષીઓએ અને માંત્રિકોએ પણ હાથ હેઠા મૂકયા છે! હવે મ્હને એક નવો ઉપાય સૂઝયો છે. યુવરાજ યૌવનમાં આવ્યા હોવાથી તેમની આસપાસ સંખ્યાબંધ સુંદર સ્ત્રીઓ રાખવામાં આવે તો કદાચ તેઓના સહવાસથી યુવરાજની ઘેલછા દૂર થવાનો સંભવ છે."

રાજાએ તાબડતોબ યુવરાજની સેવામાં પુષ્કળ તરુણ રૂપવતી સ્ત્રીઓને ગોઠવી દીધી.

તેમિયે બીજા ઉપાયોની જેમ આ ઉપાયને પણ દાદ દીધી નહિ! પેલી તરુણ સ્ત્રીઓ તેની પાસે બહુ શૃંગાર-રસપૂર્ણ મનોવેધક સંભાષણો કરે, પણ તેમિય તો "હા હા" "હૂ હૂ" સિવાય બીજા શબ્દો ઉચ્ચારે જ નહિ.

રાજાને પુત્રની પ્રકૃતિ સુધરવાની આશા હવે રહી નહિ. તેણે પોતાના જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવ્યા અને પૂછયું, "ભૂદેવો, આ પુત્ર જન્મ્યો ત્યારે તમે એવું ભવિષ્ય ભાખ્યું હતું કે આ મ્હોટો પુણ્યશાળી થનાર છે; પરંતુ આટલાં બધાં વર્ષોના અનુભવે એમ લાગવા માંડયું છે કે આ છોકરો સાવ જ જડમૂઢ છે. આવા આ પથ્થરને રાજમહેલમાં રાખવો કે ન રાખવો એનો જ હું વિચાર કરૂં છું!"

બ્રાહ્મણ બોલ્યા, "મહારાજ, જ્યોતિઃશાસ્ત્રીથી અજાણ એવી એકે વાત નથી. પ્રાચીન આર્યોએ પોતાની દિવ્ય દ્રષ્ટિથી

જ્યોતિઃશાસ્ત્રના સિદ્ધાંત બાંધેલા છે. આ છોકરો ઘેલો થશે એમ અમે પહેલેથી જ જાણી ગયા હતા. પણ તે સમયે આપને એમ કહીએ તો પુત્રજન્મનો આનંદ આપ નહિ માણી શકો એમ અમને લાગ્યું. વળી ગ્રહોને દાન વગેરે આપવાથી એ જરાક સુધરશે એવી અમને આશા હતી. પરંતુ આનો ગ્રહયોગ એવો વિલક્ષણ છે કે ગ્રહશાંતિથી આનો સુધારો થવો તો બાજુએ રહ્યો પણ ઉલટો એ બગડતો જાય છે! હવે અમારે આપને એ કહેવાનું કે આ અભાગી પ્રાણીને આપ રાજમહેલમાં ન રાખશો. એને જો અહીં રાખશો તો આપના રાજ્ય પર મ્હોટું સંકટ આવવાનો સંભવ છે!"

કાશીરાજાએ જ્યોતિષી બ્રાહ્મણોની અને પ્રધાનમંડળની સલાહથી તેમિયકુમારને અરણ્યમાં મોકલી ત્યાં દાટી દેવાનો નિશ્ચય કર્યો.

આ સમાચાર ચંદાદેવીને મળ્યા ત્યારે તેને અત્યન્ત દુઃખ થયું! રાજાનું મન વાળવાનો પ્રયત્ન નિષ્ફળ જવાથી તેણે રાજાને કહ્યું, "મ્હને આપે એક વર આપ્યો છે તે હું આ પ્રસંગે માગી લઉં છું."

કાશીરાજાએ લે એમ કહેન. ચંદાદેવી બોલી, "મ્હારા પુત્રને રાજ્ય આપો.''

કાશીરાજા બોલ્યો, "એમ કરૂં તો મ્હારી પ્રજા ખળભળી ઉઠશે; માટે આ વર મ્હારાથી નહિ અપાય."

ચંદાદેવીએ પોતાના પુત્રને અનુક્રમે સાત વર્ષ, સાત મહિના, વધુ નહિ તો એક મહિનોયે રાજ્ય આપવું એવી પ્રાર્થના કરી. પણ રાજાને તેનું કહેવું પસંદ પડયું નહિ. છેવટે ચંદાદેવીએ તેમિયને ઓછામાં ઓછા સાત દિવસ તો રાજ્ય આપો જ એવી હઠ પકડી. રાજાએ તેના આગ્રહને વશ થઇ એક અઠવાડિયું તેમિયને રાજા કર્યો છે એવું જાહેરનામું બહાર પાડયું.

ચંદાદેવીએ પુત્રને ઉપડાવીને અંબાડીમાં બેસડાવ્યો. પણ પુત્ર તો બેસે જ શાનો? તે ઢગલાની માફક હાલ્યા ચાલ્યા વિના અંબાડીમાં પડી રહ્યો. ચંદાદેવીએ તેને આખા નગરમાં બારે ઠાઠથી ફેરવી લાવવાનો હુકમ આપ્યો.

તેમિય સર્વ પ્રકારની સાહ્યબી અનુભવતો હતો, છતાં પોતાની ઘેલછામાં તેણે ફરક પડવા દીધો નહિ.

૭ દિવસ સુધી પુત્રને રાજ્યસુખની લાલચ બતાવી જોયા પછી ચંદાદેવીએ તેને કહ્યું, "તેમિય, આવતી કાલે તારો મ્હારો વિજોગ થવાનો છે. તને દૂર અરણ્યમાં લઈ જઈ દાટી દેવાનો ઠરાવ થયો છે. આજ સુધી મ્હને ભરોંસો હતો કે તારી ઘેલછા સાચી નથી. પણ હવે મ્હને પૂરેપૂરી નિરાશા ઉપજી છે!"

પછી ચંદાદેવીએ એટલો તો વિલાપ કર્યો કે, તેના શોકથી પાષાણને વાચા સ્ફુરી હોત. પણ તેમિયની ઘેલછા તો અચળ જ રહી. તે જેવો ને તેવો જડભરત રહ્યો!

બીજે દિવસે કાશીરાજાએ સુનંદ સારથિને બોલાવી તેમિયને અમંગળ રથમાં બેસાડી દૂર એક અરણ્યમાં લઈ જઈ દાટી દેવાની આજ્ઞા કરી.

તે પ્રમાણે સુનંદે કાળા રથને કાળા ઘોડા જોડી તેમાં તેમિયને બેસાડી અરણ્યમાં લઈ ગયો અને ત્યાં તેમિયને રથમાં જ રાખી સુનંદ તેને દાટવા માટે એક ખાડો ખોદવા લાગ્યો.

આ જોઈ તેમિય તેને કહેવા લાગ્યો, "હે સારથિ, તું આટલી ઉતાવળથી આ ખાડો શા માટે ખોદે છે?"

સુનંદે તેની તરફ વળી ન જોતાં તેને કહ્યું, "અમારા રાજાને એક મૂગો, બહેરો, અને જડભરત એવો પુત્ર થયો છે. તેને આ ખાડામાં ઘાલી દાટી દેવાને રાજાએ મ્હારે સ્વાધીન કર્યો છે."

તે સાંભળી તેમિય બોલ્યો, "હું બહેરો નથી, મૂગો નથી, પાંગળો નથી, કે જડમૂઢ નથી! મ્હને તું આ ખાડામાં દાટીશ તો તારે હાથે મ્હોટો અનર્થ થશે! હાથમાંથી કોદાળી નીચે મૂકી જરા મ્હારા ભણી જો! મ્હારા હાથપગ સાબૂત છે અને મ્હારા બોલ તો તું સાંભળે જ છે! માટે મ્હને આ ખાડામાં નાંખીને તું અધમાચરણ કરીશ મા!"

સારથિને બોધિસત્વનાં આ વચન સાંભળી ઘણો જ અચંબો થયો. રાજાના પ્રધાનમંડળે, વૈદ્યોએ અને જ્યોતિષીઓએ જેને જડમૂઢ ઠરાવી દાટી દેવા માટે પોતાને હવાલે કર્યો તેને

એકાએક વાચા ફૂટી કયાંથી ? આ કંઈ પણ અમાનુષ ચમત્કાર હોવો જોઇએ એમ ધારી તે બોલ્યો, "તું આ અરણ્યમાં વાસ કરનારી દેવતા છે, કે ગંધર્વ છે, શક્ર છે, કે છે કોણ એ જ મ્હને સમજાતું નથી!"

બોધિસત્ત્વ બોલ્યો, "હું બીજો કોઈ નહિ, પણ જેને માટે તું આ ખાડો ખોદે છે તે જ—કાશીરાજાનો પુત્ર છું."

સુનંદ સારથિને બોધિસત્ત્વના બોલ સાંભળી અતિશય આનંદ થયો. તે બોલ્યો, "તારી વાણી આટલી મધુર છે છતાં તું તારા માતપિતા સાથે એક શબ્દ પણ કાં બોલ્યો નહિ ?"

બોધિસત્ત્વે જવાબ આપ્યો, "હે સારથિ, મ્હારા સાંધા જકડાયા હતા માટે હું લંગડો હતો એમ નથી. મ્હારી કર્ણેન્દ્રિય નષ્ટ થઈ હતી માટે હું બહેરો હતો એમ નથી. મ્હારે છીભ નહોતી માટે હું મૂગો હતો એમ નથી. પરંતુ પૂર્વજન્મમાં મ્હેં એક દેશના રાજા થઇને વીસ વર્ષ રાજ્ય કર્યું અને તેને લીધે પછી એંશી હજાર વર્ષ નરકમાં પડયો! આ વાતનું સ્મરણ થતાં, મ્હને વ્હેલું મોડું રાજ્યપદ દઇ દેશે એ મ્હીકથી હું લૂલો ન હોવા છતાં લૂલો થયો, બહેરો ન હોવા છતાં બહેરો થયો અને મૂગો ન હોવા છતાં મૂગો થયો! હવે મ્હારા પિતાએ આપખુશીથી જ મ્હને વનમાં કાઢી મૂક્યો છે. હવે હું અહીં તપશ્ચર્યા કરી સુખેથી કાલક્રમણ કરીશ!"

સારથિ બોલ્યો, "હે રાજપુત્ર, તને ધન્ય છે! તારા જેવો મહાન સત્પુરુષ મ્હેં જન્મારામાં જોયો નથી. તારા દઢ

નિશ્ચયને કમાલ છે! તારા સહવાસમાં કાળ ગાળવો એના જેવી બીજી કશી વસ્તુ મ્હને પ્રિય લાગતી નથી. માટે તાપસવેષ સ્વીકારી તારો શિષ્ય થવાની પરવાનગી તું મ્હને આપ!"

બોધિસત્ત્વ બોલ્યો, "જો તારે અહીં રહેવું હોય તો આ રથ પાછો આપી રાજાના ઋણમાંથી મુક્ત થઇને આવ."

સારથિ બોલ્યો, "હું તારા કહેવા પ્રમાણે વર્તવાને તૈયાર છું, પણ મ્હારા પાછા આવતા સુધી તારે અહીં જ રહેવું પડશે."

બોધિસત્ત્વે ત્યાં રહેવાનું કબૂલ કર્યા પછી સારથિ વારાણસી પાછો ગયો. ત્યાં તેને પહેલ વહેલો ચંદાદેવીએ જોયો. તે બોલી, "મ્હારા પુત્રનું તેં શું કર્યું? તેને ખાડામાં દાટયો ત્યારે એણે બૂમો ન પાડી? હાથપગ હલાવીને મ્હને દાદીશ મા એવી એણે સાન ન કરી? આ શબ્દો ઉચ્ચારતા ચંદાદેવીનો કંઠ ભરાઇ આવ્યો અને તેની આંખ વાટે એકસરખી અશ્રુધારા વહેવા લાગી.

સારથિ બોલ્યો "દેવી તારો પુત્ર બહેરો, લુલો કે મૂગો નથી! કેવળ પોતાને રાજગાદી પર બેસાડશે એ ભયથી તેણે આ વ્રત સ્વીકાર્યું હતું."

પછી વનમાં બનેલો આખો પ્રસંગ તેણે રાજા અને રાણી આગળ વર્ણવી બતાવ્યો. રાજાએ તાબડતોબ રથ સજ્જ કરાવ્યો અને ચંદાદેવી સહવર્તમાન બારે દરબારો સાથે સુનંદ સારથિએ બતાવેલા માર્ગે તે તેમિય હતો ત્યાં ગયો.

પિતાને જોઈ બોધિસત્ત્વ તેની સામે ગયો અને બોલ્યો, "હે તાત, આપની પ્રકૃતિ સારી છે ને? આપની સર્વ રાજ્ય-વ્યવસ્થા ઠીક ચાલી રહી છે ને?

કાશીરાજાએ જવાબ આપ્યો "અમારું બધું ઠીક ચાલે છે." બોધિસત્ત્વે કહ્યું, "આપના આગમનથી મ્હને અતિશય આનન્દ થયો છે!"

આ પ્રમાણે બોધિસત્ત્વે પિતાનું સ્વાગત કર્યા પછી રાજા બોલ્યો, "દીકરા, તેં દૃઢ નિશ્ચયની હદ કરી છે! હવે તું ફરી રાજપદ સ્વીકાર. વનમાં તપશ્ચર્યા કરવાનો આ મ્હારો કાળ છે, તારો નથી. તું તરુણ છે, એટલે રાજ્યભાર વહન કરવાને તું સર્વથા સમર્થ છે."

બોધિસત્ત્વે પૂછ્યું, "મહારાજ, આપે મ્હને બધી રાજસંપત્તિ તો આપી, પણ આગળ પર આવનારા ભયપ્રદ જરામરણથી મ્હને બચાવી શકશો ખરા? આ નશ્વર તારુણ્ય પર વિશ્વાસ રાખી મોજમજામાં દિવસ ખોવાને કયો શાણો પુરુષ તૈયાર થશે?"

રાજાએ અને ચંદાદેવીએ પુત્રને પાછો લઈ જવાનો ઘણો પ્રયાસ કર્યો, પરન્તુ બોધિસત્ત્વનો દૃઢ નિશ્ચય તલપૂર સુદ્ધાં ડગ્યો નહિ. તેણે ત્યાં જ બાંધેલી પર્ણકુટીમાં વાસ કરી આખી જીંદગી યોગાભ્યાસમાં ગાળી.

આ પ્રમાણે બોધિસત્ત્વે પોતાનો નિશ્ચય ડગવા ન દેતાં અધિષ્ઠાનપારમિતાનો અભ્યાસ કર્યો.

## ૮

## સુતસોમજાતક

આપણા બોધિસત્ત્વ એક વખત કુરુ દેશમાં ઇન્દ્રપ્રસ્થ નગરમાં કૌરવ્ય નામના રાજાની પટરાણીને પેટે જન્મ્યો. તેનું નામ સુતસોમ રાખવામાં આવ્યું. તે વયમાં આવ્યા પછી કૌરવ્ય રાજાએ તેને તક્ષશિલા નગરીમાં શાસ્ત્રાભ્યાસ માટે મોકલ્યો. તે જ સમયે કાશીના રાજાનો પુત્ર બ્રહ્મદત્ત વિદ્યાભ્યાસ માટે તક્ષશિલા જવાને નીકળ્યો હતો. માર્ગમાં આ બે રાજકુમારનો એક ધર્મશાળામાં મેળાપ થયો. પરસ્પર એકબીજાની ઓળખાણ થયા બાદ એની મૈત્રી જામી. તક્ષશિલા સુધી તેમણે સાથે પ્રવાસ કર્યો અને પછી તેઓ એક જ આચાર્યગૃહે વિદ્યાભ્યાસ માટે રહ્યા.

બોધિસત્ત્વનો આચાર્ય બહુ પ્રસિદ્ધ હોવાથી તેની પાસે બીજા પણ ઘણા રાજકુમાર વિદ્યાભ્યાસ માટે રહેતા. સુતસોમે થોડા જ વખતમાં તે સર્વમાં અગ્રપદ પ્રાપ્ત કર્યું. આચાર્યે તેની પ્રવીણતા જોઈ તેને પોતાનો સહાયકારી બનાવ્યો. બોધિસત્ત્વ પોતાના સહાધ્યાયીઓને ખૂબ ઉમળકાથી ભણાવતો. છતાં તે સૌમાં બ્રહ્મદત્ત પર તેનો વિશેષ પ્રેમ હતો.

સુતસોમે અભ્યાસ પુરો થયા પછી ગુરુદક્ષિણા આપી પિતૃગૃહે જવાને આચાર્યની રજા લીધી. તેની સાથે ઈતર રાજકુમારોએ પણ આચાર્યની યોગ્ય સેવા કરી તેની આજ્ઞા લીધી. તે સર્વ બોધિસત્ત્વની સાથે જ ગુરુગૃહ છોડીને નીકળ્યા. બોધિસત્ત્વ પર તેમનો અતિશય પ્રેમ હતો. તેઓ તેને આચાર્ય જેવો જ માનતા હતા. તેને છોડીને જતાં તેમને બહુ દુઃખ થયું. તેઓ બોલ્યા, " સુતસોમ! તું જો કે અમારામાંનો જ એક છે, તોપણ તારી બુદ્ધિમત્તાથી અને સદ્ગુણથી તું અમારે ગુરુ જેટલો પૂજ્ય છે. તેથી તારા ઉપકારમાંથી મુક્ત થવા માટે અમારે તને કાંઇ પણ ગુરુદક્ષિણા દેવી ઘટે છે. "

સુતસોમ બોલ્યો, " ભાઇઓ, હું કાંઇ ગરીબ બ્રાહ્મણ નથી. અહીંથી ગયા પછી મ્હારા પિતા મ્હને યુવરાજ બનાવનાર છે. એટલે સંપત્તિની બાબતમાં મ્હારે કોઇ જાતની કમીના રહેશે નહિ. પરન્તુ મ્હારા સ્મરણ માટે જો તમે કંઇક આપતા હો તો હું તમારી પાસે એક જ વસ્તુ માગું છું."

તે સૌ રાજકુમાર એકદમ બોલ્યા, " અવશ્ય માગ ! અમારે હાથે થાય એવી સેવા કરવાને અમે તૈયાર છીએ."

બોધિસત્ત્વ બોલ્યો, "તમે પોતપોતાના રાજ્યમાં ગયા પછી મ્હારૂં સ્મરણ રાખવા માટે ઉપોસથ વ્રતનું* પાલન કરજો."

રાજકુમારોએ આ વ્રત પાળવાનું કબૂલ કર્યું અને બોધિસત્ત્વની આજ્ઞા લઇ પોતપોતાનાં રાજ્યમાં ગયા.

બ્રહ્મદત્ત કુમારને તેના પિતાના મરણ પછી રાજ્યપદ મળ્યું. છતાં બોધિસત્ત્વને આપેલા વચન પ્રમાણે તે ઉપોસથ વ્રત પાળતો. ઉપોસથને દિવસે પોતાની રાજધાનીમાં કોઇપણ પ્રાણીનો વધ ન કરવો, એવો હુકમ તેણે કર્યો હતો: પરન્તુ રાજમહેલમાંના સુખમાં ડૂબી જવાથી ગુરુગૃહે પ્રાપ્ત થએલી સાદાઈ બ્રહ્મદત્તની અંદર રહી નહિ. તેને ધીરે ધીરે માંસ-ભક્ષણનો એટલો ચસકો લાગ્યો કે ઉપોસથને દિવસે સુદ્ધાં

---

* બંન્ને અષ્ટમી, પૂર્ણિમા અને કૃષ્ણચતુર્દશી આ ચાર દિવસને ઉપોસથ દિન કહે છે. આ દિવસે જે પુરુષ અને જે સ્ત્રીઓ ધર્માચરણમાં કાળ ગાળે છે તેમને ઉપાસક અને ઉપાસિકા કહે છે. ઉપાસકોને અને ઉપાસિકાઓને આ દિવસે પાળવા માટે બુદ્ધે આઠ નિયમ કરી આપ્યા છે. તે આ પ્રમાણે—

૧. પ્રાણઘાત ન કરવો; ૨. ચોરી ન કરવી; ૩. અબ્રહ્મચર્ય ન કરવું (બ્રહ્મચારી રહેવું); ૪. ખોટું ન બોલવું; ૫ મદ્યાદિક માદક પદાર્થનું સેવન ન કરવું; ૬. મધ્યાહ્ન પછી ન જમવું; ૭. મનોવિકારનું ઉદ્દીપન કરનાર નૃત્યગીતાદિ વસ્તુઓ ન જોવી અને ગંધમાલ્યાદિ વિલાસના પદાર્થ ધારણ ન કરવા; ૮. ઉંચી અને મ્હોટી પથારી પર ન સૂવું.

આ આઠ નિયમ પૂર્વના બુદ્ધોના કાળમાં પણ પ્રચારમાં હતા એમ બૌદ્ધ લોકો માને છે.

તેનાથી માંસ વિના અન્ન ખવાય નહિ ! રસક નામનો તેનો એક મુખ્ય રસોઇયો હતો, તે ઉપોસથને આગલે દિવસે જ રાજા માટે માંસ વેચાતું આણી રાખતો અને તે ઉપોસથને દિવસે રાંધી રાજાને પીરસતો.

એક દિવસ રસકે આણેલું માંસ રાજાનો પાળેલો કુતરો ખાઇ ગયો. રસકને ઉપોસથને દિવસે માંસ ક્યાંથી આણવું એની પંચાત પડી. માંસ નહિ હોય તો રાજા અન્ન ગ્રહણ કરશે નહિ અને મ્હને ભારે શિક્ષા કરશે એવી પણ એને બીક લાગી. લાંબા વિચારને અન્તે તેને એક ભયંકર યુક્તિ સુઝી! ઉપોસથને આગલે દિવસે એક લટું ચોરને ફાંસી દેવામાં આવેલી તેનું પ્રેત સ્મશાનમાં ખુલ્લી જગામાં નાંખવામાં આવ્યું હતું. રસકે ત્યાં જઇ તેનું માંસ આણી સંતાડી રાખ્યું અને બીજે દિવસે રાજાને તેનું ઉત્તમ પકવાન્ન બનાવી પીરસ્યું!

બ્રહ્મદત્ત રાજા આગલે ભવે મનુષ્યમાંસભક્ષક યક્ષ હતો, તેથી તેને રસકે તૈયાર કરેલું પકવાન્ન બહુ જ ભાવ્યું. તેણે રસકને પૂછ્યું, "હે રસક ! આજ પર્યન્ત મ્હેં આવી જાતનું માંસ ખાધું નથી. આ કયા પ્રાણીનું માંસ છે તે કહે."

રસક ભયથી થરથર કાંપવા લાગ્યો. તેના મ્હોમાંથી શબ્દ નીકળે જ નહિ. બ્રહ્મદત્તે તેને કહ્યું "અરે આટલો ગભરાય છે શાને ? જે કંઇ ખરૂં બન્યું હોય તે કહે. તને હું અભયદાન આપું છું."

રાજા પાસેથી અભય મળ્યા પછી રસકે બનેલી સાચી વાત રાજાને કહી. પછી રાજા બોલ્યો, "રસક, આજથી તું

અને બીજું કંઈ પણ ન પીરસતાં મનુષ્યમાંસ જ આપી જા ! પરન્તુ રાજા મનુષ્યમાંસનું ભક્ષણ કરે છે એ ખબર કોઈને પણ જણાવા દઈશ નહિ. ક્યાંય પણ આ વાત ફૂટી જશે તો હું તને દેહાન્તદંડની શિક્ષા કરીશ."

રસકે કહ્યું, "મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે વર્તવાને હું તૈયાર છું; પણ રોજ મનુષ્યમાંસ આણવું ક્યાંથી?"

રાજા બોલ્યો, "અરે તુરંગમાં પુષ્કળ કેદીઓને ફાંસી દેવામાં આવે છે. ત્યાંથી તું માંસ લાવતો જા."

રાજાના હુકમ પ્રમાણે રસક, કેદખાનામાંથી કોઈ ન જાણે એમ નરમાંસ લઈ આવતો; પણ ત્યાંના ગુન્હેગાર થોડા વખતમાં ખલાસ થયા. રાજાને તો નરમાંસનો એવો ચસકો લાગ્યો હતો કે એક દિવસ પણ તે ન મળતાં તેના જીવને ગભરામણ થતી.

એક દિવસ રસકે રાજાને કહ્યું, "હવે આજથી તુરંગમાંથી આપને રોજનું માંસ મળવાનો સંભવ નથી. તો આગળ શું કરવું ?"

રાજા બોલ્યો, "રસક, આટલી બધી ચિન્તા કરવાનું કશું કારણ નથી. સન્ધ્યાકાળે ચોઘડીયાં શરૂ થયા પછી તું એકાદ નાનકડી ગલીમાં જઈ ભરાઈ બેસ અને ત્યાં એકાદ લઘુ પુરુષ કે સ્ત્રી મળે એટલે તેને મારીને માંસ લઈ આવવાનું ચાલુ કર."

ત્યારથી રસકે રાજાના પ્રમાણે રાત્રે માણસોને મારી રાજાને તૃપ્ત કરવાનું શરૂ કર્યું. પણ રસકના આ કૃત્યથી શહેરમાં એકદમ હાહાકાર મચી રહ્યો. કોઇ કહે, ' ગઈ રાત્રે મ્હારો ભાઇ માર્યો ગયો, ' તો કોઇ કહે, ' મ્હારી બહેન મારી ગઇ. ' કોઇ કહે, ' કોઇ વાઘ શહેરમાં આવતો હોવો જોઇએ,' ને બીજો કહે, ' આ કામ સિંહનું હશે ! ' છેવટે કેટલાક વિચારવંત માણસોએ રસ્તામાં પડેલાં પ્રેત તપાસી જોયાં અને તેમનાં અંગ પર જણાતાં જખમો પરથી એવું અનુમાન કર્યું કે આ કામ વાઘનું કે સિંહનું નહિ પણ કોઇ નરમાંસભક્ષક ચોરનું જ હોવું જોઇએ.

બીજે દિવસે બધા નાગરિકો રાજમહેલ સામે ભેગા થયા અને આ ચોરને પકડી ઠાર મારવાની રાજાને અરજ કરી.

રાજા બોલ્યો, " હું ચોરને કેમ પકડી શકીશ ? હું કાંઇ નગરરક્ષણનું કામ કરતો નથી ! "

લોકોને રાજાના બોલ સાંભળીને બહુ માઠું લાગ્યું. રાજા પોતાની પ્રજાની લેશી ઘરે એટલી સંભાળ લેતો નથી એમ સૌ કોઈ કહેવા લાગ્યું.

પછી તે સઘળા લોકો કાલહસ્તી નામનો રાજાનો સેનાપતિ હતો તેની પાસે ગયા અને પોતાની ફરિયાદ તેની આગળ રજુ કરી. તેણે ચોરનો તાબડતોબ તપાસ કરવામાં આવશે એવું વચન આપી તેમને શાન્ત પાડયા. કાલહસ્તી મ્હોટો ટેકીલો માણસ હતો. તેથી તેના વચનથી નાગરિકોમાં ધીરજ આવી અને તેઓ પોતપોતાને ઘેર ગયા.

કાલહસ્તીએ તે જ દિવસે રાતે પોતાના છુપા જાસૂસ આખા શહેરમાં પાથરી દીધા. તેમણે રસકને એક માણસનું ખૂન કરી તેનું માંસ ટોપલીમાં ભરીને જતાં પકડયો અને તાબડતોબ પોતાના ઉપરી સામે લઇ જઈ ઉભો કર્યો.

કાલહસ્તીએ પૂછયું, "અરે રસક! તું તો રાજાનો માનીતો રસોઇયો છે ને તેં આ શો ગજબ કરવા માંડયો છે?"

રસકે જવાબ આપ્યો, "સેનાપતિ મહારાજ, હું મ્હારા પેટનો ખાડો ભરવા સારૂ કે કુટુંબના પોષણ સારૂ આ કામ કરતો નથી. મહારાજાધિરાજના હુકમથી મ્હારે આ કર્મ કરવું પડે છે. મ્હારા માલિકથી એક દિવસ પણ નરમાસ સિવાય અન્ન ખવાતું નથી.

સેનાપતિએ કહ્યું, "રસક, આવતી કાલે હું તને લઇને રાજમહેલમાં આવીશ. ત્યાં રાજા સામે આ વાત તારે કહેવી પડશે."

બીજે દિવસે સવારે રસકને લઇ કાલહસ્તી રાજમહેલમાં ગયો અને રાજાને કહ્યું, "મહારાજ, આ રસકને મોકલીને આપ નગરવાસી સ્ત્રીપુરૂષોના ખૂન કરાવો છો એ વાત સાચી છે?"

રાજાએ કહ્યું, "રસકે જે કહ્યું છે તે સાચું છે. મ્હારે માટે તે આ કામ કરે છે."

રાજા પોતાના રસોઇયાને મોકલી લોકોનાં ખૂન કરાવે છે અને તેમનું માંસ ખાય છે એ બાતમી સવાર થતાં

પહેલાં જ આખી રાજધાનીમાં ફેલાઇ ગઇ. સેનાપતિ રસકને લઇ બહાર આવ્યો તે જ વખતે બહારની બાજુએ, પોતાના રાજ્યની શી વ્યવસ્થા કરવી એનો વિચાર કરવાને મુખ્ય નાગરિકોની મ્હોટી સભા ભરાઇ હતી. સેનાપતિએ રાજા સાથે અનેક દલીલો કરી નરમાંસમાંથી નિવૃત્ત થવાનો પુષ્કળ ઉપદેશ કર્યો; પણ રાજાના અન્તઃકરણ ઉપર એની કશી અસર થઇ નહિ.

તે બોલ્યો, " સેનાપતિ, તું બીજી કોઇ પણ વાત કહે તો તે કબૂલ કરવાને હું તૈયાર છું; પણ નરમાંસ છોડી દેવું એ મ્હારાથી પ્રાણાન્તે પણ થવાનું નથી ! "

સેનાપતિએ રાજાનો નિશ્ચય બહાર ભેગા થએલા નાગરિકોને જણાવ્યો. તેઓ બોલ્યા, " સેનાપતિ મહારાજ, આ નરમાંસભક્ષક ચોરનું મન ફેરવવાનો પ્રયત્ન તમે શા માટે કરો છો? તેને આ જ ઘડીએ આ રાજ્યમાંથી બહાર કાઢી મૂકો, નહિ તો અંહીં એની માઠી દશા થશે ! "

ફરી સેનાપતિ રાજા પાસે જઈ બોલ્યો, " મહારાજ, આપના આ અમાનુષ કૃત્યથી સર્વ નાગરિકો ખૂબ ખળભળી ઉઠયા છે. આપને જો નરમાંસ છોડવું શક્ય ન હોય, તો આ ક્ષણે જ આપ નીકળી જાઓ એ સારૂં ! આપ હવે અહીં રહેશો તો સર્વ નાગરિકો મ્હારી પણ ઉપરવટ થઇને અહીં ને અહીં જ આપને ઠાર કરશે ! "

બ્રહ્મદત્ત ખૂબ ગભરાયો અને સેનાપતિને કહેવા લાગ્યો, " હું હમણાંને હમણાં જ ચાલ્યો જાઉં છું; પરન્તુ મ્હારા

રસકને માત્ર મ્હારી સાથે આપો. મ્હને મ્હારાં શસ્ત્રાસ્ત્ર અને મ્હારો રસક મળશે એટલે પછી મ્હારે આ રાજમહેલમાંની બીજી કશીયે સંપત્તિ નથી જોઈતી !"

સેનાપતિએ તે જ દિવસે રાજાને અને રસકને તેમનાં શસ્ત્રાસ્ત્ર સહિત વારાણસી નગરમાંથી હાંકી કાઢયા. બ્રહ્મદત્ત એક મ્હોટા અરણ્યમાં પેઠો અને ત્યાં એક વડના ઝાડ નીચે રહેવાની જગા તૈયાર કરી. વડનું ઝાડ એવડું મ્હોટું હતું કે પોતાનું રહેઠાણ તૈયાર કરવા માટે નીચેની જમીન સાફસુફ કરવા ઉપરાંત બ્રહ્મદત્તને વિશેષ મહેનત કરવી પડી નહિ.

આ ઝાડથી થોડેક દૂર કાશી દેશમાંથી બીજા દેશમાં જવાનો રસ્તો હતો. આ રસ્તે વટેમાર્ગુ અને વ્યાપારીઓ પ્રવાસ કરતા. બ્રહ્મદત્ત કોઇ ઝાડની આડે સંતાઇ બેસે અને એ રસ્તે મુસાફર લોક જવા લાગે એટલે એમાંથી એકાદ લઠ્ઠ માણસને મારી અથવા જીવતો પકડી પોતાના વડ તરફ ચાલતો થાય, અને ત્યાં રસક પોતાના ધણીએ આણેલો શિકાર લઇ પકવાન્ન તૈયાર કરી શેકને ખવડાવે, એવો ક્રમ ચાલતો હતો.

બ્રહ્મદત્તની આખા ભરતખંડમાં 'મનુષ્યભક્ષક ચોર' એ નામથી પ્રસિદ્ધિ થઇ. તે માર્ગે જનારા વટેમાર્ગુ અને વેપારી બ્હીવા લાગ્યા. છતાં અરણ્યમાંથી પસાર થવાને બીજો સગવડભરેલો રસ્તો ન હોવાથી નિરુપાયે જીવનું જોખમ વેઠીને પણ લોકો એ જ માર્ગે જતા.

એક દિવસ રસ્તામાં માણસનો શિકાર હાથ ન લાગવાથી બ્રહ્મદત્તે પોતાના રસકને મારી તેનું જ માંસ ખાધું અને ત્યારથી તે એકલો જ રહેવા લાગ્યો.

એક દિવસ એક ધનાઢ્ય બ્રાહ્મણ તે રસ્તે જતો હતો. તેણે પોતાના રક્ષણ માટે પુષ્કળ ધન આપી પોતાની સાથે કેટલાક શૂરવીર સિપાઇઓને લીધા હતા. બ્રહ્મદત્તે તેના પર એકદમ તરાપ મારી! 'હું મનુષ્યભક્ષક ચોર છું' એવી તેની ત્રાડ સાંભળતાં વેંત બ્રાહ્મણના સિપાઇઓનાં હાંજાં ગગડી ગયાં અને તેઓ ગર્ભગળિત થયા. બ્રહ્મદત્ત બ્રાહ્મણને ખાંધે નાખી પોતાના રહેઠાણ બાજુ જવા લાગ્યો. પાછળથી તે શૂરા સિપાઇ એકબીજાને કહેવા લાગ્યા, "કેવી આપણી નામર્દાઇ! આપણે મ્હોટમ્હોટી લડાઇઓ લડેલા યોદ્ધા તે એક ચોરને જોઈ ગભરાઇ ગયા એ આશ્ચર્ય નહિ તો શું? ચાલો આપણે તેનો પીછો પકડીએ ને બ્રાહ્મણને છોડવી લાવીએ." તેમણે બ્રહ્મદત્તનો કેડો લીધો. તેમને ભૂલાવામાં નાખવા માટે આડે રસ્તે દોડતા બ્રહ્મદત્તના પગમાં એક બાવળની શૂળ વાગી. તેણે બ્રાહ્મણને ત્યાં જ નાંખી દઇ પોતાનો જીવ માંડમાંડ બચાવ્યો. સિપાઇઓને બ્રાહ્મણ મળ્યા પછી ચોરને પકડવાથી તેમની ઇચ્છા રહી નહિ. તેઓ બ્રાહ્મણને લઈ પાછા ફર્યા અને પોતાને રસ્તે પડયા.

આ તરફ બ્રહ્મદત્ત ખોડંગતો ખોડંગતો પોતાના રહેઠાણ પાસે આવ્યો અને તે વડ પર રહેનાર દેવતાની તેણે એવી બાધા રાખી કે, "જો મ્હારો આ જખમ જલદી રૂઝાઇ જશે તો સો રાજપુત્રના લોહીથી હું તને સ્નાન કરાવીશ અને મ્હોટો નસ્યન્ન કરીશ."

સાત દિવસ સુધી પથારીમા પડી રહેવાની ફરજ પડવાથી બ્રહ્મદત્તનો જખમ આપોઆપ રૂઝાવા લાગ્યો; પણ

હવે દેવનાના ઋણમાંથી મુક્ત શી રીતે થવું એ તેને સૂઝયું નહિ!

એક દિવસ તે પોતાના શિકાર માટે નીકળેલો ત્યાં તેને એક યક્ષ મળ્યો. એ તેનાં પૂર્વજન્મનો સોબતી હતો. બ્રહ્મદત્તે પોતાની વાત તે યક્ષને કહી એટલે તે બોલ્યો, "મિત્ર, તું મ્હારો આગલા ભવનો દોસ્ત છે. તું મ્હારી સાથે આવતો હોય તો ચાલ, આપણે એક એક જ ઠેકાણે રહીએ."

બ્રહ્મદત્ત બોલ્યો, "હું તારી સાથે આવત તો ખરો, પણ મ્હારી એક બાધા છે તે પૂરી કર્યા વિના મ્હારાથી આ જગા છોડાય એમ નથી."

યક્ષ બોલ્યો, "એવી તે તારી બાધા શી છે?"

બ્રહ્મદત્તે બનેલી વાત કહ્યા પછી યક્ષ બોલ્યો, "સો રાજકુમારોને પકડી આણવામાં હું તને મદદ કરત; પણ જરૂરના કામને લીધે મ્હારે મ્હારા નિવાસસ્થાન તરફ આજ ને આજ જવું જોઈએ. તોપણ હું તને એક મંત્ર શીખવું છું, તે મંત્રના સામર્થ્યથી ચાહે તે ઠેકાણે વાયુવેગે જઈ શકાશે."

બ્રહ્મદત્તે તે મંત્ર બરાબર મ્હોડે કર્યો. પછી યક્ષે તેને આલિંગન દીધું અને તેની વદાય લીધી.

તે દિવસથી ભરતખંડના રાજકુમારોને પકડી આણવાનો બ્રહ્મદત્તે સપાટો ચલાવ્યો. દિવસમાં પાંચ દસ રાજકુમારને તે પકડી આણતો અને તેમની હથેળીમાં કાણું પાડી તેમાં દોરી પરોવી વડવાઇઓ સાથે બાંધી દેતો. આ પ્રમાણે એક

આસ્વાડિયામાં જ તેણે સો રાજકુમાર તે વડના ઝાડ નીચે ભેગા કર્યા. છતાં સુતસોમ રાજકુમારને ન્હાનપણમાં તેણે કરેલા ઉપકાર સંભારી પકડી આણ્યો નહિ.

બીજે દિવસે તેણે પકડી આણેલા રાજકુમારોને મારી મહામન્ન કરવાનો વિચાર કર્યો; એટલે પેલી વટવૃક્ષવાસી દેવતા પર તો મોટું સંકટ આવ્યું. તે મનમાં કહેવા લાગી, "આ ચોરના પગમાં કાંટો વાગ્યો ત્યારે એ કંઈક બબડી ગયો, કંઈક બાધાઓ રાખવા લાગ્યો એમ મ્હને લાગ્યું હતું. એનો જખમ આપોઆપ રૂઝાઈ ગયો. છતાં આજે એ મ્હારે માટે સો રાજકુમારોને મારી યજ્ઞ કરવાને તૈયાર થયો છે ! આ રાજકુમારોની હત્યાનું પાપ મ્હારા ઉપર પાડવા આવે છે ! પણ એને આ કમથી નિવૃત્ત કરવાનો મ્હને ઉપાય સૂઝતો નથી. હું પ્રગટ થઈ આ વૃક્ષ પર રહેનારી દેવતા છું એમ કહું તોપણ એને મ્હારા પર વિશ્વાસ આવશે નહિ. હવે ઇન્દ્રલોકમાં જઈ આ વાત ઇન્દ્રને જણાવું તો તે કદાચ આ ચોરને આ પાપકર્મમાંથી નિવૃત્ત કરી શકશે."

આ પ્રમાણે વિચાર કરી તે દેવતા એકદમ ઇન્દ્રલોકમાં ગઈ અને ઇન્દ્રને મળીને તેને આ સમાચાર જણાવ્યા. ઇન્દ્રે તેને કહ્યું, "એ ચોરને ક્રૂર કર્મમાંથી નિવૃત્ત કરવાનું સામર્થ્ય મ્હારામાં નથી. ઘોર પાપથી તેની જ્ઞાનદૃષ્ટિ એટલી તો મંદ થઈ છે કે મ્હને ઓળખવાની શક્તિ તેનામાં રહી નથી. આ પાપકર્મમાંથી તેને વાળવાનો એક જ ઉપાય મ્હને સૂઝે છે; તે એ કે સુતસોમ રાજકુમારનો અને તેનો મેળાપ કરાવી

દેશે. સુતસોમ પોતાના શીલતેજથી તેની પાપબુદ્ધિ બાળી નાંખશે અને પુણ્યબુદ્ધિ પ્રકાશિત કરશે."

ઇંદ્રનાં આ વચન સાંભળીને દેવતા તે જ ક્ષણે પોતાને સ્થાનકે આવી અને ભિક્ષુવેષે બ્રહ્મદત્ત પાસે ગઈ. બ્રહ્મદત્ત પોતાની તલવાર લઈ તેને મારવા ધસ્યો, પરન્તુ તેનો કેડો તેનાથી લઈ શકાયો નહિ, ત્યારે તે બોલ્યો, "અરે ભિક્ષુ, મ્હારાથી બ્હીને આમ ભાગે છે શાને? તું જો ખરેખરો સંન્યાસી હોય તો જીંદગીની તને આટલી બધી પરવા ન હોવી જોઇએ!"

ભિક્ષુવેષધારિણી દેવતા બોલી, "અરે ચોર, હું તો ન નાસતાં સ્થિર જ છું. પણ તારા પેલા પાપકર્મે કરીને તું જ અસ્થિર છે. તું જ અહીં તહીં દોડતો જણાય છે!"

તે ભિક્ષુના આ શબ્દો સાંભળી બ્રહ્મદત્ત જરા ખંચાયો અને બોલ્યો, "હું ભલે પાપી હઉં, તોપણ મ્હારૂં વચન હું પાળતો આવ્યો છું. મ્હારી દેવતાની કરેલી માનતા પ્રમાણે આવતી કાલે હું સો રાજકુમારને મારી યજ્ઞ કરનાર છું."

ભિક્ષુ બોલ્યો, "આ બાબતમાં યે તેં લુચ્ચાઈ કરી છે! દેવતાને પોતાની પ્રિય વસ્તુનો બળિ આપવો એવો રિવાજ છે. પરંતુ તારા માનીતા સુતસોમને ટાળીને બાકીના રાજકુમારોનો તું બળિ આપે છે! આ તારા કૃત્યથી તારી દેવતા કદી યે પ્રસન્ન થવાની નથી!"

આમ બોલીને દેવતા ત્યાં જ અંતર્ધાન થઇ ગઈ.

બ્રહ્મદત્તને તે ભિક્ષુનું કહેવું ખરૂં લાગ્યું. ભિક્ષુવેષે પોતાની દેવતા જ પ્રગટ થઈ હોવી જોઇએ એમ એને શંકા આવી. તે મનમાં કહેવા લાગ્યો, "મ્હેં સુતસોમને મુકી દીધો એ ઠીક કર્યું નહિ. દેવતાની તૃપ્તિ કરવા માટે સાચા ભક્તો પોતાના દીકરાનું પણ બળિદાન આપે છે ! તો પછી સુતસોમે બાળપણમાં મ્હારા પર થોડો ઘણો ઉપકાર કર્યો હતો એમ કરીને એનું બળિદાન ન આપું એ મ્હારી દેવતાને પસંદ કેમ પડે ?"

તે જ દિવસે સુતસોમને પકડી આણવાનો બ્રહ્મદત્ત વિચાર કર્યો; પણ રાજમહેલમાંથી સુતસોમને પકડી અણાય એમ હતું નહિ. હવે શી યુક્તિ લડાવવી એની ચિંતા કરતો બ્રહ્મદત્ત બેઠો હતો તેવામાં તેનું લક્ષ આકાશમાંના તારા ભણી ગયું. જ્યોતિઃશાસ્ત્રમાં તેની ઠીક પહોંચ હોવાથી આકાશમાંના તારા ભણી જોતાં બીજે દિવસે સવારે પુષ્યનક્ષત્રનો યોગ આવવાનો છે એ તેને સમજાયું. પુષ્યનક્ષત્રનો યોગ આવે ત્યારે રાજા લોક પોતાના તળાવ પર કે નદી પર સ્નાનાર્થે જતા. સુતસોમ તળાવમાં સ્નાન માટે ઉતરે તેની સાથે જ તેને પકડી આણવો એવો નિશ્ચય કરી બ્રહ્મદત્ત પ્હો ફાટતાં ઇંદ્રપ્રસ્થ નગરની બહાર સુતસોમે પોતાને માટે બાંધેલા તળાવમાં એક કમલિની નીચે ભરાઈ બેઠો.

સુતસોમ યુવરાજ વિદ્યાનો અનન્ય ભક્ત છે એવી કીર્તિ સાંભળી તક્ષશિલા નગરીનો એક બ્રાહ્મણ પ્રાચીન કાળમાં કશ્યપ બુદ્ધે કહેલી ચાર ગાથા (શ્લોક) મ્હોડે કરી ઇન્દ્રપ્રસ્થ નગરમાં

આવ્યો. પુષ્યનક્ષત્રના યોગને આગલે દિવસે ઈન્દ્રપ્રસ્થ નગરની પાસેના ગામમાં તે આવી પહોંચ્યો. રાત્રિ ઘણી ગયેલી હોવાથી અને થાક લાગેલો હોવાથી તેણે વિચાર કર્યો કે આજની રાત અહીં જ મુકામ કરી આવતી કાલે સવારે યુવરાજના દર્શને જવું.

સુતસોમ પુષ્યનક્ષત્રના યોગને સમયે સ્નાનાર્થે જતો હતો ત્યાં રસ્તામાં આ બ્રાહ્મણનો ભેટો થયો. બ્રાહ્મણે હાથ ઉંચા કરી યુવરાજને આશીર્વાદ દીધો. સુતસોમ રથમાંથી નીચે ઉતર્યો અને બ્રાહ્મણ ક્યાંથી અને કેમ આવ્યો છે એની પૂછ-પરછ કરી.

બ્રાહ્મણ બોલ્યો, "મહારાજ, આપ વિદ્યાના અનન્ય ભક્ત છો એવી આપની કીર્તિ સાંભળી તક્ષશિલાથી હું અહીં સુધી ચાલતો આવ્યો છું. મ્હેં મ્હારી સાથે સો સો કાર્ષાપણની કિંમતના ચાર શ્લોક આણ્યા છે, તે આપ સાંભળી લો અને આપને પસંદ પડે તો મ્હને યોગ્ય પારિતોષિક આપજો."

સુતસોમ બોલ્યો, "હું હમણા સ્નાન માટે જાઉં છું. પુષ્યનક્ષત્રનો યોગ હોય ત્યારે સ્નાન કરવું એવો શાસ્ત્રનો નિયમ છે. તેથી તમે હમણાં હું આવું ત્યા સુધી હું કહું તે ઠેકાણે વિશ્રાન્તિ લો."

સુતસોમે પોતાના એક હજુરીઆને બ્રાહ્મણ સાથે મોકલી એક ઉત્તમ મહેલમાં તેની સઘળી વ્યવસ્થા કરી.

સુતસોમ પોતાના તળાવને કાંઠે આવી સ્નાનાર્થે તળાવમાં ઉતરે છે કે તરત નરભક્ષકે તેને પકડ્યો. સુતસોમને પીઠ પર નાખી

બ્રહ્મદત્તને તે ભિક્ષુનું કહેલું ખરૂં લાગ્યું. ભિક્ષુવેષે પોતાની દેવતા જ પ્રગટ થઈ હોવી જોઈએ એમ એને શંકા આવી. તે મનમાં કહેવા લાગ્યો, "મ્હેં સુતસોમને જતી દીધો એ ઠીક કર્યું નહિ. દેવતાની તૃપ્તિ કરવા માટે સાચા ભક્તો પોતાના દીકરાનું પણ બળિદાન આપે છે ! તો પછી સુતસોમે બાળપણમાં મ્હારા પર થોડો ઘણો ઉપકાર કર્યો હતો એમ કરીને એનું બળિદાન ન આપું એ મ્હારી દેવતાને પસંદ કેમ પડે ?"

તે જ દિવસે સુતસોમને પકડી આણવાનો બ્રહ્મદત્તે વિચાર કર્યો; પણ રાજમહેલમાંથી સુતસોમને પકડી અણાય એમ હતું નહિ. હવે શી યુક્તિ લડાવવી એની ચિંતા કરતો બ્રહ્મદત્ત બેઠો હતો તેવામાં તેનું લક્ષ આકાશમાંના તારા ભણી ગયું. જ્યોતિઃશાસ્ત્રમાં તેની ઠીક પહોંચ હોવાથી આકાશમાંના તારા ભણી જોતાં બીજે દિવસે સવારે પુષ્યનક્ષત્રનો યોગ આવવાનો છે એ તેને સમજાયું. પુષ્યનક્ષત્રનો યોગ આવે ત્યારે રાજા લોક પોતાના તળાવ પર કે નદી પર સ્નાનાર્થે જતા. સુતસોમ તળાવમાં સ્નાન માટે ઉતરે તેની સાથે જ તેને પકડી આણવો એવો નિશ્ચય કરી બ્રહ્મદત્ત પ્હો ફાટતાં ઇંદ્રપ્રસ્થ નગરની બહાર સુતસોમે પોતાને માટે બાંધેલા તળાવમાં એક કમલિની નીચે ભરાઈ બેઠો.

સુતસોમ યુવરાજ વિદ્વાનો અનન્ય ભક્ત છે એવી કીર્તિ સાંભળી તક્ષશિલા નગરીનો એક બ્રાહ્મણ પ્રાચીન કાળમાં કશ્યપ બુદ્ધે કહેલી ચાર ગાથા (શ્લોક) મ્હોડે કરી ઇન્દ્રપ્રસ્થ નગરમાં

આવ્યો. પુષ્યનક્ષત્રના યોગને આગલે દિવસે ઇન્દ્રપ્રસ્થ નગરની પાસેના ગામમાં તે આવી પહોંચ્યો. રાત્રિ ઘણી ગયેલી હોવાથી અને થાક લાગેલો હોવાથી તેણે વિચાર કર્યો કે આજની રાત અહીં જ મુકામ કરી આવતી કાલે સવારે યુવરાજના દર્શને જવું.

સુતસોમ પુષ્યનક્ષત્રના યોગને સમયે સ્નાનાર્થે જતો હતો ત્યાં રસ્તામાં આ બ્રાહ્મણનો ભેટો થયો. બ્રાહ્મણે હાથ ઉંચા કરી યુવરાજને આશીર્વાદ દીધો. સુતસોમ રથમાંથી નીચે ઉતર્યો અને બ્રાહ્મણ ક્યાંથી અને કેમ આવ્યો છે એની પૂછપરછ કરી.

બ્રાહ્મણ બોલ્યો, "મહારાજ, આપ વિદ્યાના અનન્ય ભક્ત છો એવી આપની કીર્તિ સાંભળી તક્ષશિલાથી હું અહીં સુધી ચાલતો આવ્યો છું. મેં મ્હારી સાથે સો સો કાર્ષાપણની કિંમતના ચાર શ્લોક આણ્યા છે, તે આપ સાંભળી લો અને આપને પસંદ પડે તો મ્હને યોગ્ય પારિતોષિક આપજો."

સુતસોમ બોલ્યો, "હું હમણા સ્નાન માટે જાઉં છું. પુષ્યનક્ષત્રનો યોગ હોય ત્યારે સ્નાન કરવું એવો શાસ્ત્રનો નિયમ છે. તેથી તમે હમણાં હું આવું ત્યા સુધી હું કહું તે ઠેકાણે વિશ્રાન્તિ લો."

સુતસોમે પોતાના એક હજુરીઆને બ્રાહ્મણ સાથે મોકલી એક ઉત્તમ મહેલમાં તેની સઘળી વ્યવસ્થા કરી.

સુતસોમ પોતાના તળાવને કાંઠે આવી સ્નાનાર્થે તળાવમાં ઉતરે છે કે તરત નરભક્ષકે તેને પકડ્યો. સુતસોમને પીઠ પર નાખી

તેના અંગરક્ષકોની પરવા ન કરતાં નરભક્ષક વાયુવેગે જવા લાગ્યો. કેટલેક દૂર ગયા પછી સુતસોમને નીચે મૂકી ઉભો રહ્યો ત્યાં નરભક્ષકે સુતસોમની આંખમાંથી આંસુ નીકળતાં જોયાં. તેણે સુતસોમને કહ્યું, "આ તું સુજ્ઞ માણસને ન છાજે એવું કૃત્ય કરે છે. સત્પુરુષો ગમે તેવો પ્રસંગ આવે છતાં શોક કરતા નથી. તને પણ અમે નાનપણમાં ધૈર્યશાળી સમજતા હતા. પણ આ પ્રસંગે તું શોકથી વ્યાકુળ થએલો દેખાય છે! તારાં સગાંવહાલાંનું અથવા પુત્રપત્નીનું સ્મરણ થવાથી તને દુઃખ થાય છે કે શું?"

બોધિસત્ત્વે જવાબ આપ્યો, "હું મ્હારે માટે, મ્હારાં સ્ત્રીપુત્ર માટે કે સગાંવહાલાં માટે શોક કરતો નથી; પણ એક બ્રાહ્મણને તારા શ્લોક સાંભળી લઇશ એવું વચન આપી હું સ્નાન માટે આવ્યો અને મ્હારૂં વચન પળાયું નહિ એનો મ્હને અત્યંત ખેદ થાય છે. તું જો મ્હને છોડી દે તો બ્રાહ્મણનો શ્લોક સાંભળીને અને એને યોગ્ય વિદાયગિરી આપીને હું પાછો આવું."

નરભક્ષક બોલ્યો, "આવી વાત પર ભરોંસો રાખવા જેટલો હું મૂર્ખ નથી! મૃત્યુના મુખમાંથી છૂટીને સુખરૂપ પોતાને ઠેકાણે પહોંચેલો માણસ ફરીને રાજીખુશીથી પોતાના શત્રુને તાબે જાય, એ સંભવિત પણ છે ખરૂં? હે કુરુશ્રેષ્ઠ, તું મ્હારા હાથમાંથી છૂટતાંની સાથે તારા અન્તઃપુરમાં જઈ નાના પ્રકારની વસ્તુઓનો ઉપભોગ લેવા લાગીશ અને અતિ મધુર તથા પ્રિય જીંદગી બચ્યાનો તને હરખ થશે; અને પછી તું આવવા બેઠો છે. મ્હારી પાસે!"

બોધિસત્ત્વ બોલ્યો, "હે નરભક્ષક, અસત્યભાષણનું પાપ વહોરીને જીવવા કરતાં હું ઘણી ખુશીથી મરણ સ્વીકારીશ. જે કેવળ પોતાનો જીવ બચાવવા ખાતર જૂઠું બોલે છે તે શત્રુના પંજામાંથી કદાચ બચશે, પણ દુર્ગતિમાંથી કદિ છૂટવાનો નથી. હે પુરુષાદ, ચંદ્ર અને સૂર્ય કદાચ પૃથ્વી પર પડશે અને સર્વ નદી કદાચ મૂળ ભણી વહેવા લાગશે, પણ મ્હારા મ્હોંમાંથી અસત્ય કદિ નીકળનાર નથી! આટલું છતાં તને જો મારી પતીજ પડતી ન હોય તો આ તારી તલવારના સોગન ખાઈને હું કહું છું કે બ્રાહ્મણના ઋણમાંથી મુક્ત થઈ હું જલદી તારી પાસે આવીશ."

નરભક્ષક મોટી મૂંઝવણમા પડ્યો. ક્ષાત્રિયો સહસા ખાય નહિ એવા સોગન સુતસોમ ખાય છે, તો તેને છોડી દેવો કે નહિ એનો તેને વિચાર પડ્યો. છેવટે તે એવા નિશ્ચય પર આવ્યો કે સુતસોમ ન્હાસી જાય તોપણ હરકત નહિ, એકવાર એની પરીક્ષા તો લેવી. પછી તેણે સુતસોમને કહ્યું, "ક્ષત્રિયો સહસા ખાય નહિ એવી જાતના તલવારના સોગન તેં ખાધા છે. તેથી તારા પર વિશ્વાસ રાખી હું તને છોડી દઉં છું. બ્રાહ્મણને વિદાય કરીને તું પાછો આવશે જ. તારા વિના મારો યજ્ઞ પૂરો થવાનો નથી એ લક્ષમાં રાખજે."

સુતસોમ નરભક્ષકના હાથમાંથી છૂટીને ઠેઠ પોતાના મહેલમાં ગયો. તેને જોઈ સૌ લોકને આનન્દ થયો. રાજપુત્ર બારે કહાપણથી નરભક્ષકના હાથમાંથી છૂટ્યો એમ જે તે કહેવા લાગ્યું. પરંતુ બોધિસત્ત્વે પોતાના પરિજનના કહેવા તરફ ઝાઝું

લક્ષ ન દેતાં, પહેલાં શ્લોક લઈ આવેલા બ્રાહ્મણની તપાસ કરી અને તેને તાબડતોબ બોલાવી તેના શ્લોક ગાઈ બતાવવા કહ્યું.

બ્રાહ્મણ બોલ્યો, "મહારાજ, મ્હારા આ શ્લોક કશ્યપ બુદ્ધના મુખમાંથી નીકળેલા છે, તેથી તેનું સાદર શ્રવણ કરો."

सकिदेव सुतसोम सब्भि होति समागमो ।
सा नं संगति पालेति नासब्भि बहु संगमो ॥
सब्भिरेव समासेथ सब्भि कुब्बेथ संथवं ।
सतं सद्धम्ममञ्ञाय सेय्यो होति न पापियो ॥
*जीरन्ति वे राजरथा सुचित्ता अथो सरीरंऽपि जरं उपेति ।*
सतं च धम्मो न जरं उपेति सन्तो हवे सब्भि पवेदयन्ति ॥
नभं च दूरे पठवी च दूरे पारं समुद्दस्स तदाहु दूरे ।
ततो हवे दूरतरं वदन्ति सतं च धम्मो असतं च राजाऽति ॥

---

ભાવાર્થ:—(૧) જો એકવાર સજ્જનનો સંગ થાય તોય તે માણસને તારીને પાર ઉતારે છે. દુર્જનનો સમાગમ હંમેશનો હોય તોપણ તે નકામો છે.

(૨) જે હંમેશાં સાધુજનના સંગમાં રહે છે અને તેમની પ્રેમથી મૈત્રી કરી તેમનો ધર્મ સ્પષ્ટ જાણી લે છે તે માણસ સુખ પામે છે અને તેનું દુઃખ નાશ પામે છે.

(૩) રાજાના ચિત્રવિચિત્ર રથો જીર્ણ થાય છે. માણસનાં શરીર સહેજમાં વૃદ્ધ બને છે, અને સજ્જનોનો ધર્મ જૂનો થતો નથી એમ સજ્જન હમેશાં કહે છે.

(૪) આકાશથી પૃથ્વી દૂર છે, અને સાગરનો કિનારો તો તેથી યે દૂર છે; તેવી જ રીતે સજ્જનનો ધર્મ અસદ્ધર્મથી ખરેખર ઘણો દૂર છે.

આ બ્રાહ્મણનો શ્લોક સાંભળીને બોધિસત્ત્વ બહુ સંતોષ પામ્યો અને તેણે બ્રાહ્મણને એકદમ ચાર હજાર કાર્ષાપણ બક્ષીસ આપ્યા. આ ખબર કૌરવ્ય રાજાને મળી ત્યારે તે બોધિસત્ત્વ પર ખૂબ જ ગુસ્સે થયો અને બોલ્યો, "અરે સુતસોમ! શ્લોક દીઠ પાંચ, પચાસ કે સો કાર્ષાપણ આપ્યા એટલે હદ આવી..તેં એકદમ એક શ્લોકના એક હજાર કાર્ષાપણ આપ્યા એ શું કહેવાય?"

સુતસોમ બોલ્યો, "મહારાજ! વિદ્યાની અભિવૃદ્ધિ થાય એ જ મ્હારો હેતુ છે. સાધુસન્તના બોધવચન સાંભળતાં હું કદી યે ધરાતો નથી. મ્હારા દાસ પાસેથી પણ હિતોપદેશ સાંભળવાને હું તૈયાર રહું છું, તો આટલે દૂરથી મુદ્દામ આવેલા બ્રાહ્મણને હું વિમુખ કેમ કાઢું? જે કારણથી તેનો ઉપદેશ મ્હેં સાંભળી લીધો છે તે જ કારણે તેની યોગ્ય વિદાયગિરી કરવી ઘટિત હતી. આપ કહો છો તેમ પાંચ, પચાસ કે સો કાર્ષાપણ આપું તો તે એના વાટખરચ માટે પણ પૂરતા ન થાય. હવે પૈસાનો દુરુપયોગ કર્વા માટે આપને મ્હારા પર ગુસ્સે થવાનું કારણ નથી. હવે પછી મ્હારે હાથે આવો અપવ્યય થવાનો નથી. મ્હેં નરભક્ષકને આપેલા વચન પ્રમાણે હું તેની પાસે જાઉં છું. ત્યાંથી જીવતા આવવાની આશા જ નથી!"

કૌરવ્ય રાજા ચકિત થઈ બોલ્યો, "આ તું ગમે તેમ શું બોલે છે? એકવાર તું એ દુષ્ટના હાથમાંથી છૂટી આવ્યો અને ફરી તેના મ્હોંમાં જઈ પડે છે, એને શું કહેવું?"

બોધિસત્ત્વે જવાબ આપ્યો, " મહારાજ, એ ભલે અત્યંત ક્રૂર હોય તોપણ એણે મ્હારા પર મોટો ઉપકાર કર્યો છે. બ્રાહ્મણના ઋણમાંથી મુક્ત થવાની એણે મ્હને સંધિ આપી એ તેનો ઉપકાર હું કેમ ભૂલું ? તેનો હું વિશ્વાસઘાત કરૂં તો મ્હારા જેવો નીચ અને કૃતઘ્ની કોણ ? "

સુતસોમ આગ્રહ કરીને પોતાના પિતાની આજ્ઞા લઈ નરભક્ષક બ્રહ્મદત્તનો પત્તો મેળવતો તે જે ઠેકાણે રહેતો હતો તે વડના ઝાડ નીચે ગયો. બ્રહ્મદત્ત મોટો વિશાળ હોમકુંડ સળગાવી મહાનરયજ્ઞની તૈયારી કરવામાં રોકાયો હતો. સુતસોમને જોઈ તેને ખૂબ આશ્ચર્ય થયું. તે એકી ટસે તેની સામે જોઈ રહ્યો.

સુતસોમે પાસે જઈ તેને કહ્યું, " હે નરભક્ષક ! હું બ્રાહ્મણને આપેલું વચન પાળીને આવ્યો છું. હવે તું મ્હને મારી યજ્ઞ કર અથવા મ્હારૂં માંસ ખા. તને ગમે તે કર ! "

બ્રહ્મદત્ત બોલ્યો, " હોમકુંડ હમણાં જ સળગાવ્યો છે, અને તું કંઈ ભાગી જતો નથી; પરન્તુ તેં બ્રાહ્મણ પાસે જે શ્લોક સાંભળ્યા તે સાંભળવાની મ્હારી ઘણી ઇચ્છા છે, માટે તારી તે અમૂલી ગાથાઓ ( શ્લોકો ) મ્હને ગાઈબતાવ. "

બોધિસત્ત્વ બોલ્યો, "જિહ્વાલંપટ થઈ તેં તારૂં રાજ્ય ગુમાવ્યું છે ! પછી તારે આ ધાર્મિક ગાથાઓનો ઉપયોગ શો ? અત્યન્ત ક્રૂર કર્મો કરનાર અને લોહીથી ખરડાએલા હાથવાળા તારા જેવા અધાર્મિક મનુષ્યને સત્ય ક્યાંથી જડે ? અને જેની પાસે સત્ય નથી તેને સુભાષિતની શી ઇચ્છા ? "

બ્રહ્મદત્ત બોલ્યો, "હું નરમાંસ ખાઉં છું એ જ એક મ્હારો મ્હોટો ગુન્હો છે ખરો ને ? અને તેથી જ તું મ્હને અધાર્મિક કહે છે ને ? પરન્તુ હું તને પૂછું છું, કે મૃગયા રમવા જઈ ગરીબ બિચારાં પશુઓને મારીને ખાવાં અને માણસોને મારીને ખાવાં એમાં ભેદ શો !"

બોધિસત્ત્વ બોલ્યો, "બ્રહ્મદત્ત, પાંચ નખવાળાં પાંચ જ પ્રાણી ક્ષત્રિયે ભક્ષણ કરવાં એવી શાસ્ત્રની અનુજ્ઞા છે; પણ તારૂં આ કર્મ શાસ્ત્રનિષિદ્ધ હોવાથી તું અધાર્મિક ઠરે છે."

બ્રહ્મદત્તે આ સંવાદ એટલેથી જ છોડી દીધો, કારણ પોતાનો ગુન્હો કબૂલ કરવાની તેનામા હિંમત ન હતી. તેણે બોધિસત્ત્વને કહ્યું, "હું અધાર્મિક છું કે ધાર્મિક છું એ વિષે મ્હારે વાદ નથી કરવો. પણ મ્હને તું પાછો આવ્યો કેમ એ કહે. મ્હને લાગે છે કે તું ક્ષત્રિયનીતિ ભૂલી ગયો; નહિ તો શત્રુના હાથમાથી જેમ તેમ કરીને છૂટયા પછી ફરી રાજીખુશીથી તું મ્હારી પાસે આવ્યો ન હોત !"

બોધિસત્ત્વ બોલ્યો, "રાજનીતિ કરતાં સત્ય શ્રેષ્ઠ છે. સત્ય જેવી બીજી નીતિ આ જગામાં નથી. તે સત્યનો ભંગ ન થાય માટે હું રાજીખુશીથી આ ઠેકાણે આવ્યો છું."

બ્રહ્મદત્ત કહે, "રાજમંદિરમા ષટરસ અન્નનું ભોજન કરવાનું અને શૃંગારરસનું આકંઠ પાન કરવાનું મળે છે, તે છોડી સત્યનું જ નાકું ઝાલી બેસવું એ કેવળ મૂર્ખપણું છે !"

બોધિસત્ત્વ કહે, "આ જગતમાં સત્ય જેવો બીજો મધુર રસ નથી. સત્યરસનો જેણે આસ્વાદ લીધો છે, તે જ સાધુસન્ત સંસારસમુદ્ર તરી જવાને સમર્થ થાય છે."

બ્રહ્મદત્ત બોલ્યો, "પરન્તુ જીવિતભય સૌથી મોટો છે ને! પોતાના જીવનું રક્ષણ કરવાને જૂઠું બોલવું એવું રાજનીતિનું વચન છે. છતાં તું તારી જીંદગી વિષે સાવ બેફિકર દેખાય છે, એનું કારણ શું?"

બોધિસત્ત્વે જવાબ આપ્યો, "મ્હેં આજ સુધીમાં અનેક લોકો પર ઉપકાર કર્યો છે, અનેક શુભ કર્મો કર્યાં છે, માબાપની સેવા કરી છે, આપ્તજનોને મદદ કરી છે, ટૂંકામાં કહું તો ગૃહસ્થનાં જે કર્તવ્ય છે તેમાં મ્હેં ચૂક પડવા દીધી નથી. એટલે હવે મ્હને પશ્ચાત્તાપ થવાનું કશું કારણ રહ્યું નથી. બેશક મરણભયથી હું મુક્ત છું એમાં નવાઈ પામવા જેવું નથી."

બ્રહ્મદત્તને બોધિસત્ત્વનાં વચનથી ખૂબ સંતોષ થયો. આવા મહાન પુરુષને મારી યત્ન કરવો એ ભરતખંડને ઘણી જ મોટી હાનિ કરવા બરાબર છે એવી તેની પાકી ખાત્રી થઈ. તે બોલ્યો. "તારા જેવા સત્પુરુષને મારી યત્ન કરવા કરતાં હળાહળ વિષ ખાઇને મરી જવું એ જ બહેતર! પણ તારી ગાથા તો મ્હને કહે. હું અનધિકારી હઈશ તોપણ તારા જેવા સાધુપુરુષ પાસેથી તે સાંભળીશ એટલે એનો અર્થ મ્હને સમજાશે."

તેનો આગ્રહ જોઈ બ્રાહ્મણ પાસેથી સાંભળેલી ચારે ગાથાઓ અનુક્રમે તેને ગાઈ બતાવી; એટલે તે બોધિસત્ત્વને કહેવા લાગ્યો, "હે નરશ્રેષ્ઠ! આ તારી અર્થપૂર્ણ સુન્દર ગાથાઓ સાંભળી મ્હને બહુ આનન્દ થયો છે. આ ચાર ગાથા બદલ હું પ્રસન્નતાથી તને ચાર વર આપું છું."

બોધિસત્ત્વે કહ્યું, "હે બ્રહ્મદત્ત! પોતાનું હિતાહિત ન જાણતાં કેવળ જિહ્વાલોલુપતાથી તું કુકર્મ કરવાને પ્રવૃત્ત થયો હતો. તારામાં વર દેવાનું સામર્થ્ય ક્યાંથી હોય? ધાર કે મેં તારી પાસે વર માગ્યો અને તેં તારા સ્વભાવ પ્રમાણે નહિ આપું એમ કહ્યું તો પછી એવે વખતે ટંટા સિવાય બીજું શું પરિણામ આવે? અને કયો શાણો પુરુષ તારા જેવા માણસ સાથે જાણીબૂઝીને ટંટો ઉભો કરે?"

બ્રહ્મદત્ત બોલ્યો, "હે કુરુશ્રેષ્ઠ! શંકા સાવ છોડી દે. મ્હારા વચનનો ભંગ હું કદી યે કરનાર નથી. પ્રાણ જતાં યે તારા માગેલા વર આપ્યા સિવાય હું નહિ રહું."

આ પ્રમાણે બ્રહ્મદત્તે વર માગવાનો ખૂબ જ આગ્રહ કર્યો ત્યારે બોધિસત્ત્વે તેને કહ્યું, "ઠીક છે; પહેલો વર હું એ માગું છું કે તને સો વર્ષ સુધી નીરોગી અને સુખી જોવાને હું સમર્થ થાઉં."

આ સાંભળીને બ્રહ્મદત્તને ખૂબ આનન્દ થયો. આ અલૌકિક પુરુષ વર માગે છે તેમાં પણ બીજાના જ કલ્યાણ ભણી

અધિક લક્ષ રાખે છે. ” એ ઃ જોઇને તેણે બોધિસત્વને કહ્યું, “ આ વર મ્હેં તને આપ્યો છે. હવે બીજો માગ. ”

બોધિસત્ત્વ બોલ્યો, “ આ જે રાજકુમાર તેં પકડી આણ્યા છે તેમને જીવિતદાન આપ, એ હું બીજો વર માગું છું. ”

બ્રહ્મદત્તે એ વર પણ ઘણા સન્તોષથી આપ્યો. પછી બોધિસત્ત્વે એ સૌ રાજકુમારોને મુક્ત કરી પોતપોતાની રાજ-ધાનીમાં પહોંચાડવા એવો ત્રીજો વર માગ્યો.

બ્રહ્મદત્તે ઘણા આનંદથી તે વર પણ આપ્યો. અને બોધિસત્ત્વને ચોથો વર માગવા કહ્યું.

બોધિસત્ત્વ બોલ્યો, “ જે કૃત્યથી તારા રાષ્ટ્રને ઉપદ્રવ થયો અને ઇતર રાષ્ટ્રના લોકોને પણ જેનાથી અત્યન્ત સંતાપ થયો તે નરમાંસભક્ષણનું કર્મ તારે છોડી દેવું એ હું ચોથો વર માગું છું. ”

બ્રહ્મદત્ત બોલ્યો, “ આને બદલે તું બીજો કોઈ પણ વર માગ. જે નરમાંસને માટે મ્હેં રાજ્યનો ત્યાગ કર્યો, તે ખાવાનું છોડવું મ્હારાથી શી રીતે બની શકશે ? ”

બોધિસત્ત્વ બોલ્યો, “ મ્હેં તને પહેલેથી જ કહ્યું હતું કે તું વર આપવાની બાંજગડમાં પડીશ મા ! કારણ હું વર માગીશ તે તારાથી અપાશે નહિ, અને તેથી વિનાકારણ માત્ર ટંટો ઉભો થશે. ”

બોધિસત્ત્વનાં આ વચન સાંભળીને બ્રહ્મદત્ત શરમાયો અને બોલ્યો, "મનુષ્યમાંસ જેટલી મ્હને બીજી કોઈ પણ વસ્તુ પ્રિય નથી. છતાં મ્હારે મનુષ્યમાંસભક્ષણ છોડવું એવી જ જો તારી હઠ હોય તો તે વર પણ હું તને આપું છું."

બોધિસત્ત્વે પોતે જઈ વડવાઈઓને બાંધેલા રાજકુમારોને કહ્યું કે "હું તમને છોડવવા માટે અહીં આવ્યો છું. પણ તમને છોડી દેતાં પહેલાં તમારે કલ્માષપાદે (બ્રહ્મદત્તના પગમાં ખેરની શૂળ ભરાઈ જખમ થવાથી સુતસોમે અહીં તેને કલ્માષપાદ કહ્યો હશે) અમને ત્રાસ આપ્યો, અમારી હથેળીઓ વીંધી એમાં કાણાં પાડી અમને અહીં બાંધી મૂકયા એમ કરીને એના પર વેર વાળવાનો વિચાર મનમાં આણવો ન જોઇએ. એનો કોઈ પણ પ્રકારે બદલો લઈશું નહિ એવી જો તમે પ્રતિજ્ઞા કરતા હો તો હું તમને છોડી દઉં છું."

રાજકુમારોએ બ્રહ્મદત્ત પર વેર વાળીશું નહિ એવી પ્રતિજ્ઞા કરી, એટલું જ નહિ પણ અમે તેના પર પોતાના માબાપની જેટલો જ પ્રેમ રાખીશું એવું વચન આપ્યું. પછી બોધિસત્ત્વે એ સૌને છૂટા કરીને પોતપોતાને ઠેકાણે મોકલ્યા અને પોતે કલ્માષપાદને લઇને વારાણસી નગરીમા ગયો. ત્યાં કલ્માષપાદનો તરુણ પુત્ર સેનાપતિ કાલહસ્તીની મદદથી રાજ્ય કરતો હતો. તે બન્નેને બોધિસત્ત્વે શીખામણના બે બોલ કહીને કલ્માષપાદનું પાલન કરવાને એમનાં મન મનવ્યાં.

બ્રહ્મદત્તે નરમાંસ તજી દીધું છે અને હવેથી સદ્ધર્મથી ચાલવાનો તેણે નિશ્ચય કર્યો છે વગેરે સમાચાર સાંભળી તેના

પુત્રને અને સેનાપતિને ખૂબ સન્તોષ થયો. તેમણે બ્રહ્મદત્તને રાજમહેલમાં આણ્યો અને સૌ નાગરિકો સમક્ષ બોધિસત્ત્વનું ભારે સન્માન કર્યું. બોધિસત્ત્વ એક મહિનો વારાણસીમાં રહ્યો અને બ્રહ્મદત્ત પાપકર્મથી પૂર્ણપણે નિવૃત્ત થયો છે એવી ખાત્રી થયા પછી પોતાને દેશ પાછો ગયો.

બોધિસત્ત્વે પોતાના સત્યાચરણના બળે કરીને કલ્માષપાદનું દમન કરી તેને સન્માર્ગે ચડાવ્યો, એ વાત આખા ભરતખંડમાં ફેલાઈ. બોધિસત્ત્વ ઇન્દ્રપ્રસ્થ નગરમાં આવ્યો ત્યાં કૌરવ્ય રાજાએ અને સૌ નાગરિકોએ સાત દિવસ સુધી ઉત્સવ કરી તેનું ભારે સન્માન કર્યું. દૂરદૂરના દેશોમાંથી સુતસોમ રાજકુમારને મળવાને અનેક ભાવિક લોક આવવા લાગ્યા.

આ બાજુ બ્રહ્મદત્ત જે વડના ઝાડ તળે પોતે વાસ કર્યો હતો ત્યાં આગળ એક નાનકડું શહેર વસાવ્યું અને તેનું નામ કલ્માષદમ્ય રાખ્યું.

આ જન્મે બોધિસત્ત્વે પોતાનું વચન પાળીને સત્ય પારમિતાનો અભ્યાસ કર્યો.

---

# બુદ્ધચરિત્ર

## (૧)

### જન્મ અને બાળપણ

દીપંકર બુદ્ધ પછી ભિન્ન ભિન્ન કલ્પોમાં કૌંડિન્યાદિક તેવીસ બુદ્ધ થયા. એ સઘળાની કારકીર્દીમાં આપણો બોધિસત્ત્વ દસ પારમિતાઓમાંથી એક એક પારમિતા પૂર્ણ કરવામાં રોકાયો હતો. આ પારમિતા પૂર્ણ કરવા માટે બોધિસત્ત્વે અનેક જન્મ ધારણ કર્યા અને તે પૂર્ણ થયા પછી છેવટને જન્મે તે તુષિત નામના દેવલોકમાં જન્મ્યો.

આ વેળાએ ભૂતળ પર બુદ્ધ ઉત્પન્ન થવો જોઇએ એવી સર્વ દેવોને તાલાવેલી લાગી રહી હતી. અનેક ચક્રવાલમાંથી દેવો એકઠા થયા અને તેમણે બોધિસત્ત્વને મનુષ્યલોકમાં જન્મ લેવાને ખૂબ આગ્રહ કર્યો. તેમણે કહ્યું, " હે મિત્ર! તેં જે આજ સુધી દસ પારમિતાનો અભ્યાસ કર્યો, એ પારમિતાને તેં જે પૂર્ણતે પહોંચાડી, તે જગતમાં અઢળક સંપત્તિ મેળવવાની ઇચ્છાથી નહિ; ઇન્દ્રિપદ કે બ્રહ્મપદ મેળવવાની લાલસાથી નહિ; પણ મનુષ્યલોકમાં જન્મ લઇને બુદ્ધપદ પ્રાપ્ત કરવું અને તે દ્વારા દેવમનુષ્યનો ઉદ્ધાર કરવો એ માટે અનેક જન્મ લઇને તેં દસે પારમિતામાં પારંગતતા સંપાદન કરી છે. હવે બુદ્ધ થવાનો સમય નજીક આવ્યો છે, માટે નન્દનવનનાં સુખમાં ન રમતાં મનુષ્યલોકનાં દુઃખ ભોગવવાને તૈયાર થા!"

બોધિસત્ત્વ બોલ્યો, "મિત્રો, મ્હેં આજ સુધીમાં સઘળી પ્રાણીયોનીમાં જન્મ લઈ અનેક દુઃખ સહન કર્યા છે. લોકોદ્ધાર માટે દુઃખ સહન કરવામાં મ્હને જેટલો આનન્દ આવે છે તેટલો તો આ તુષિતભવનના નન્દનવનમાં પણ મળતો નથી! પરન્તુ મનુષ્યલોકમાં જન્મ લેવા પહેલાં મ્હારે કેટલીક વાતોનો વિચાર કરવો જોઇએ: મ્હારો શો નિશ્ચય થાય છે તે હું થોડા જ વખતમાં તમને જણાવીશ."

સૌ દેવો પોતપોતાને સ્થાનકે ગયા પછી બોધિસત્ત્વ તુષિતભવનના નન્દનવનમાં એકાન્ત સ્થળમાં બેસી વિચારમાં મગ્ન થઈ ગયો. તે મનમાં કહેવા લાગ્યો. "મનુષ્યલોકમાં જન્મ લેવાને માટે અત્યારનો વખત યોગ્ય જણાય છે. જે વખતે મનુષ્યનું આયુષ્ય હજારો વર્ષનું હોય છે તે વખતે તેને જન્મજરાદિ દુઃખોનું પૂરૂં ભાન નથી હોતું; પણ હવે મનુષ્યના આયુષ્યની અવધ સો વર્ષની છે, તેથી સદ્ધર્મપ્રસારને માટે આ જ સમય મ્હને યોગ્ય લાગે છે; પણ આ વિશાળ અવનીતલ ઉપર કયા ખંડમાં જન્મ લેવો? વિચાર કર્યા પછી અન્તે મ્હને લાગે છે કે ભરતખંડ જ બુદ્ધોત્પત્તિને માટે યોગ્ય સ્થાન છે. આ ભરતખંડમાં વિન્ધ્ય અને હિમાલય એ પર્વતોની વચ્ચેના પ્રદેશમાં—મધ્યદેશમાં પ્રાચીન કાળમાં મોટા સાધુસન્ત ઉત્પન્ન થયા છે; પણ આ દેશમાંયે સદ્ધર્મનો પ્રસાર કરવા સારૂ મ્હારે ઉત્તમ કુળમાં જ જન્મ લેવો જોઇએ. આ હિમાલયની તળેટીમાં રહેનાર શાક્યરાજ બહુ સ્વાભિમાની છે. પ્રસિદ્ધ ઇક્ષ્વાકુ રાજા એમના પૂર્વજ હોવાથી સકળ

જગતમાં એમના કુળની બારે પ્રતિષ્ઠા છે. તેથી આ જ કુળમાં છેવટનો જન્મ લેવો મ્હારે માટે યોગ્ય છે. હવે કોઈ આને પેરે જન્મ લેવો એ ઠરાવવાની પંચાત રહી નહિ. શુદ્ધોદન રાજાની સાધ્વી સ્ત્રી મ્હારી માતા થવાને યોગ્ય છે. માટે દેવોએ કરેલી વિનન્તિને માન આપવા સારૂ મ્હારે હવે ઢીલ કરવાનું કારણ રહ્યું નથી.''

બોધિસત્ત્વે શાક્ય કુળમાં શુદ્ધોદન રાજાની પત્નીને પેટે જન્મ લેવાનો પોતાનો નિશ્ચય દેવોને જણાવ્યો. જે દેવોની આયુષ્યમર્યાદા પૂરી થઈ હતી તેમણે પણ બુદ્ધના શિષ્ય થવાની સન્ધિ જવા ન દેવી એવા વિચારથી મધ્યદેશમાં જન્મ લેવાનો નિર્ધાર કર્યો.

આષાઢી પૌર્ણિમા પહેલા સાત દિવસ પર કપિલવસ્તુ નગરમાં એક મોટો ઉત્સવ શરૂ થતો. તે ઉત્સવ સાત દિવસ ચાલી પૌર્ણિમાને દિવસે સમાપ્ત થતો. માયાદેવી સાત દિવસ સુધી ચન્દનપુષ્પથી શરીર શણગારી અતિ આનન્દથી ઉત્સવમાં ભાગ લેતી; પણ પોતાના નિયમને અનુસરીને તેણે દારૂને કદીયે સ્પર્શ કર્યો ન હતો. બીજાં ક્ષત્રિય સ્ત્રીપુરુષો એ કાળના રિવાજ મુજબ એ ઉત્સવમાં મદ્યપાન કરતા, પણ માયાદેવી સર્વ પ્રકારના માદક પદાર્થોથી અલિપ્ત રહેતી.

એક વરસ આ પૌર્ણિમાને દિવસે માયાદેવીએ આંધળાં પાંગળાં વગેરે અનાથ માણસોને અને શ્રમણ-બ્રાહ્મણોને પુષ્કળ દાન દીધાં અને રાત્રે ઘણો વખત ધર્મશ્રવણમાં ગાળી સૂઈ ગઈ.

એ રાત્રે તેણે નીચે પ્રમાણેનું એક સ્વપ્ન જોયું:—

ચારે દિશાના રક્ષક દેવો તેને ઉચકીને હિમાલય પર લઈ ગયા અને ત્યાં રમણીય જગામાં એક ભવ્ય શાલવૃક્ષની નીચે મૂકી દીધી. પછી એ ચારે દેવોની સ્ત્રીઓએ આવીને માયાદેવીને દિવ્ય ગન્ધોદકથી સ્નાન કરાવ્યું અને દિવ્ય વસ્ત્રાલંકારથી તેને શણગારી એક કનકવિમાનમાં ઉત્તમ પલંગ પર પૂર્વમાં માથું કરીને સુવાડી. પછી એક ધોળો હાથી પાસેનાં સુવર્ણપર્વત પરથી નીચે ઉતરી માયાદેવી સૂતી હતી તે જગાએ આવ્યો અને પોતાની રૂપેરી રંગની સૂંઢમાં એક શ્વેત કમળ ઝાલી તેણે માયાદેવીની ત્રણ વાર પ્રદક્ષિણા કરી અને માયાદેવીની જમણી કૂખમાં થઇને ધીરે રહીને તેના પેટમાં પેઠો!

બીજે દિવસે સવારે માયાદેવીએ પ્રફુલ્લિત વદને પોતાનું સ્વપ્ન શુદ્ધોદન રાજાને જણાવ્યું. રાજાએ પોતાના રાજ્યના મુખ્ય બ્રાહ્મણોને બોલાવી સભામાં તેમને આ સ્વપ્નનો અર્થ પૂછ્યો.

બ્રાહ્મણો બોલ્યા, "મહારાજ, આ સ્વપ્ન અત્યન્ત શુભસૂચક છે. રાણીને પેટે એક મહાન સત્પુરુષ જન્મવાનો છે. એ જો ગૃહસ્થાશ્રમમાં રહેશે તો ચક્રવર્તી રાજા થશે. સંન્યાસી થશે તો બુદ્ધ થઇને જગતનું અજ્ઞાન દૂર કરશે."

રાજાએ બ્રાહ્મણનું કહેવું સાંભળી સન્તુષ્ટ ચિત્તે તેમનું ભારે સન્માન કર્યું અને તે દિવસથી પોતાની પત્નીની તે વિશેષ સંભાળ લેવા લાગ્યો.

માયાદેવીની ઇચ્છાઓ કંઈ વિશેષ નહોતી. પ્રાણી-

માત્રને માટે તેના અન્તઃકરણમાં પહેલેથી જ દયા ભરેલી હતી. બોધિસત્વ ગર્ભમાં આવ્યો ત્યારથી તો એ દયા વૃદ્ધિ જ પામતી ગઈ. માયાદેવીના મનમાંથી વિષયવાસના નિર્મૂળ થઈ ગઈ. શુદ્ધોદન રાજા પર તેને ઘણો જ પ્રેમ હતો, અને તે આ સ્થિતિમાં ખૂબ વધ્યો; પરન્તુ પહેલાં એ પ્રેમમાં વિષયવાસના ભળેલી હતી તે આ અભિનવ પ્રેમમાં રહી નહિ. આ પ્રમાણે માયાદેવીને નવ માસ પૂરા થયા.

એક દિવસ માયાદેવીએ શુદ્ધોદન રાજાને કહ્યું, "મહારાજ, મ્હને પિયર જવાનું મન થયું છે. માટે મ્હને તાકીદે મ્હારી માને ઘેર મોકલવાની વ્યવસ્થા કરો."

શુદ્ધોદન રાજાએ આ નવ મહિનામાં પોતાની સ્ત્રીનું મન કદી પણ દુભવ્યું નહોતું. તેના કહેવા પ્રમાણે વર્તવાને તે નિરંતર તત્પર રહેતો. તેણે તાબડતોબ એક હજાર માણસનું લશ્કર સાથે આપીને દેવદહ શહેરમાં માયાદેવીનો પિતા રહેતો હતો ત્યાં એને મોકલવાની વ્યવસ્થા કરી. કપિલવસ્તુથી માંડીને દેવદહ સુધીનો આખો રસ્તો સાફસૂફ કરાવીને માયાદેવીને એક સુન્દર પાલખીમાં બેસાડી રવાના કરવામાં આવી.

કપિલવસ્તુ અને દેવદહ એ બે શહેરની વચ્ચે લુંબિની નામનું એક સુન્દર ઉદ્યાન હતું. કપિલવસ્તુના શાક્ય અને દેવદહના કોલિય એમણે પોતાની સરહદ પર બંનેના વિહાર માટે આ ઉદ્યાન તૈયાર કર્યું હતું. માયાદેવી કપિલવસ્તુથી નીકળી આ ઉદ્યાન પાસે આવી ત્યાં તેને ઉદ્યાનમાં થોડો વખત વિસામો લેવાની ઉત્કટ ઇચ્છા થઈ આવી. તેના

હુકમ પ્રમાણે તેની પાલખી ઉદ્યાનમાં લઇ જવામાં આવી. તે નીચે ઊતરી અને આમતેમ ફરવા લાગી. એ ઉદ્યાનમાં એક અત્યન્ત સુન્દર શાલવૃક્ષ તે વખતે નીચેથી ઉપર સુધી એકસરખું ફૂલથી છવાઈ ગએલું હતું. માયાદેવી એ વૃક્ષ તળે જઇને ઉભી રહી ત્યાં જ એક ડાળી વાંકી વળીને તેના હાથમાં આવી. એટલામાં તેને ગર્ભવેદના થવા લાગી. તેના દાસીમંડળે ચારે બાજુ પડદો બાંધી માયાદેવીને અંદર રાખી. ત્યાં જ આપણા બોધિસત્ત્વનો જન્મ થયો.

તે ઘડીએ બ્રહ્મલોકમાંથી ચાર બ્રહ્મદેવ× ત્યાં આવ્યા અને માયાદેવીને કહેવા લાગ્યા, "દેવિ, તારો આ પુત્ર જગતનો ઉદ્ધાર કરવાનો છે. આવા પુત્રને જન્મ આપ્યાનો તને ભારે આનન્દ થવો જોઇએ."

બોધિસત્ત્વ ઇતર પ્રાણીઓ પ્રમાણે ગર્ભમળથી ખરડાએલો જન્મ્યો નહોતો. રેશમી વસ્ત્ર પર મૂકેલા ઉંચા પાણીદાર મોતી જેવો તે નિર્મળ હતો. છતાં પણ તેનું સન્માન કરવા સારૂ આકાશમાંથી ઉદકધારાઓ નીચે આવી અને તેમણે બોધિસત્ત્વ અને માયાદેવીનાં શરીર પખાળી નાખ્યાં.

બુદ્ધનો જન્મ થતાં વાર જ્યાં ત્યાં આનન્દ આનન્દ વરતી રહ્યો. મુગાઓને વાચા ફૂટી; આંધળા દિવ્ય રૂપ જુદાં દેખવા લાગ્યા; પાંગળા સડસડાટ ચાલવા લાગ્યા; વાયુ મંજુલ વાવા લાગ્યો; નાનાં નાનાં ખાબોચીઆંમાં પણ પાણી નિર્મળ

× બ્રહ્મલોકમાં અસંખ્ય બ્રહ્મદેવ છે એવી કલ્પના હતી.

થઈ ગયું; વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓએ પોતાની ક્રૂરતા તજી દીધી; એ રીતે બીજા પણ પુષ્કળ ચમત્કાર થયા!

શુદ્ધોદન રાજાને પુત્રજન્મની ખબર મળતાં વેંત તેણે મોટા ઠાઠમાઠથી માયાદેવીને પુત્ર સહિત કપિલવસ્તુમાં આણી.

તે વેળા કપિલવસ્તુની પાસેના અરણ્યમાં અસિત દેવલ નામના ઋષિ રહેતા હતા. તેમણે અન્તરિક્ષમાં ધ્વજપતાકા વગેરે બાંધી દેવો મોટો ઉત્સવ કરે છે એમ જોયું. તેમણે દેવોને કહ્યું, "હે દેવો, આજ તમે આવડો મોટો ઉત્સવ કરો છો એનું કારણ શું? અસુરો પરાજય પામ્યા અને તમારો વિજય થયો તે વેળા પણ તમે આવો ઉત્સવ તો નહોતો કર્યો!"

દેવોએ કહ્યું, "તું આટલો નજીક છે છતાં શુદ્ધોદન રાજાને પુત્ર થયો છે એની તને ખબર નથી પડી શું? શુદ્ધોદનનો આ પુત્ર જગતનો ઉદ્ધાર કરનાર બુદ્ધ થવાનો છે અને તેથી જ આજ અમે અતિ આનન્દથી ઉત્સવ કરીએ છીએ!"

દેવોનાં આ વચન સાંભળી અસિત ઋષિ અન્તરિક્ષમાંથી શુદ્ધોદન રાજાના મહેલમાં ઉતર્યા અને ત્યાં ભેગા થએલા શાક્યોને કહેવા લાગ્યા, "શુદ્ધોદન રાજાના પુત્રને જોવાની મ્હારી ઇચ્છા છે."

અસિતે સર્વલક્ષણસંપન્ન એવા આ બાળકને જોયો ત્યારે તેની આંખમાંથી એકસરખી અશ્રુધારા વહેવા લાગી. તે જોઈને શાક્ય લોકો અચંબો પામ્યા. તેઓ બોલ્યા, "હે ઋષિશ્રેષ્ઠ, આ અમારા રાજાના પુત્રને જોતાં તપસ્યાથી

તેજસ્વી થએલાં તમારાં ચક્ષુમાં આંસુ કેમ આવ્યાં? આ અમારા રાજપુત્રને કશો ભો તો નથી ને?"

અસિતે કહ્યું, "હે શાક્યો, તમારા કુળમાં આ રત્ન જન્મ્યા માટે તમે હરખે ભરાઓ. એના અંગ પરનાં લક્ષણ પરથી એ બુદ્ધ થઇને અનેક જીવોનો ઉદ્ધાર કરનાર છે એમ સ્પષ્ટ દીસે છે. પણ મ્હારી આવરદા હવે બહુ થોડી છે. એના અમૃત-તુલ્ય ધર્મનું શ્રવણ કરવાને હું જીવવાનો નથી એનું મ્હને ઘણું દુઃખ થાય છે, અને તેથી જ મ્હારો શોક

અને મ્હારી આંખમાંથી આંસુ નીકળ્યાં! તમારામાંથી જે કોઈ એનો ધર્મ સાંભળવાને જીવશે તે ધન્ય થશે."

એટલું બોલી બોધિસત્ત્વને નમસ્કાર કરીને અસિત ઋષિ પોતાને આશ્રમે ગયા.

તે વખતે શુદ્ધોદન રાજાના દરબારમાં રામ, ધ્વજ, લક્ષ્મણ, મન્ત્રી, કૌંડિણ્ય, ભોજ, સુયામ અને સુદત્ત એ નામના ષડંગવેદધારી આઠ વિદ્વાન બ્રાહ્મણ હતા. તેમને બોલાવીને રાજાએ રિવાજ પ્રમાણે પોતાના પુત્રના જન્માક્ષર કરવાનું કહ્યું. આઠમાંથી સાત બ્રાહ્મણોએ બે આંગળી આગળ ધરી દ્વિધા ભવિષ્યકથન કર્યું. તેઓ બોલ્યા, "મહારાજ, આ છોકરો ગૃહસ્થાશ્રમમાં રહેશે તો ચક્રવર્તી થશે; સંન્યાસી થશે તો સમ્યક્ સંબુદ્ધ થઇને જગતનો ઉદ્ધાર કરશે."

પણ કૌંડિણ્ય બ્રાહ્મણ એક જ આંગળી આગળ ધરીને બોલ્યો, "મહારાજ, આ છોકરો જરૂર બુદ્ધ થવાનો છે."

નામકરણને દિવસે, શુદ્ધોદને પુત્રલાભથી પોતાના મનોરથ પૂરા થયા એમ કરીને પુત્રનું નામ સિદ્ધાર્થ પાડ્યું.

સિદ્ધાર્થ સાત દિવસનો થયો એટલામાં જ માયાદેવીનો પરલોકવાસ થયો! એટલે તેનો સઘળો ભાર તેની સાવકી માતા અને માસી મહાપ્રજાપતી ગૌતમી પર પડ્યો. ગૌતમીએ સિદ્ધાર્થને પેટના દીકરાથી પણ અધિક લાડ લડાવ્યાં. સિદ્ધાર્થ તેને પ્રાણથીયે અદકો વહાલો થઈ પડ્યો.

કપિલવસ્તુમાં પ્રતિવર્ષ વપ્રમંગલ (ખેતર ખેડવાનો ઉત્સવ) થતો હતો. તે દિવસે શાક્યરાજા પોતે ખેતર ખેડતો. શુદ્ધોદન રાજા સિદ્ધાર્થને સાથે લઈને મોટી ધામધૂમથી ઉત્સવને દિવસે ખેતરમાં ગયો. સિદ્ધાર્થને એક જાંબુના ઝાડ તળે બેસાડીને અને તેની રક્ષા માટે દાઈઓને રાખીને શુદ્ધોદન પોતાની પ્રજાની સાથે ખેતર ખેડવાના કામમાં પરોવાયો. અહીંઆં પેલી દાઈઓ સિદ્ધાર્થને સુન્દર બીછાના પર સુવાડીને ઉત્સવ જોવા માટે ત્યાંથી બીજે ઠેકાણે ગઈ. ઉત્સવની જગાએ સંખ્યાબંધ ફેરીવાળા પોતાનો માલ લઈને વેચવા માટે ફરતા હતા. કેટલાક દુકાનદારોએ તંબુ તાણીને એટલા વખત પૂરતી દુકાનો ખોલી હતી. સિદ્ધાર્થની દાઈઓ આ દુકાનથી તે દુકાને ફરતી ફરતી અને જે તે નવીન વસ્તુ જોતી જોતી જતી હતી. તેમને સિદ્ધાર્થની યાદ ન રહી. સિદ્ધાર્થ જાગ્યો અને પાસે કોઈ નથી એમ જોઈને વજ્રાસન વાળી ધ્યાન લગાવીને બેઠો.

બે ત્રણ કલાક ઉત્સવમાં ગુમાવ્યા પછી એક દાઈને સિદ્ધાર્થ યાદ આવ્યો. તે દોડતી દોડતી પેલા જાંબુવૃક્ષ પાસે

આવીને જુએ છે તો સિદ્ધાર્થ તો ધ્યાનમાં બેઠો છે! મધ્યાહ્નકાળ થઈ ગએલો હોવાથી બીજાં ઝાડોની છાયા પૂર્વ તરફ વળી હતી, છતાં એ ઝાડની છાયા જેમની તેમ નિશ્ચળ હતી. આ ચમત્કાર જોઇને દાઇ દોડતી દોડતી શુદ્ધોદન રાજા પાસે ગઈ અને રાજાને આ સમાચાર જણાવ્યા. રાજા પોતાના અમાત્યોને લઇને એકદમ એ જગાએ આવ્યો અને આ આશ્ચર્ય જોઇને વિસ્મય પામ્યો. અસિત ઋષિએ વરતેલું ભવિષ્ય ખરું પડવાનું છે એવી એને ભારે શંકા ઉપજી. સિદ્ધાર્થ ધ્યાનમાંથી ઉઠતાં શુદ્ધોદને તેને અત્યંત પ્રેમથી આલિંગન દીધું.

ઉત્સવ પૂરો કરીને શુદ્ધોદન રાજા રાજમહેલમાં આવ્યો અને તરત જે સાત બ્રાહ્મણોએ સિદ્ધાર્થ ચક્રવર્તી અથવા બુદ્ધ થવાનો છે એવું દ્વિવિધ ભવિષ્ય ભાખ્યું હતું તેમને બોલાવીને કહ્યું, "ભૂદેવો, અત્યારથી જ મ્હારા પુત્રની પ્રવૃત્તિ ધ્યાનધારણા તરફ વળેલી જણાય છે! પરન્તુ યોગમાર્ગ છોડી દઇને એ ચક્રવર્તી રાજા થાય એવી મ્હારી ખૂબ ઇચ્છા છે.

બ્રાહ્મણ બોલ્યા, "મહારાજ, સિદ્ધાર્થની સામે વૃદ્ધ, વ્યાધિત અને મૃત મનુષ્ય આવશે તો તેમના દર્શનથી તેને વૈરાગ્ય ઉપજશે અને તે ગૃહત્યાગ કરશે. માટે એવા માણસો એની નજરે કદીયે પડે નહિ એવો બંદોબસ્ત કરો."

શુદ્ધોદને બ્રાહ્મણોના કહેવા પ્રમાણે સિદ્ધાર્થને રહેવા માટે ત્રણ મોટા મોટા પ્રાસાદ બાંધ્યા. એમાંનો એક ચોમાસામાં રહેવાના ઉપયોગમાં આવે એવો બાંધેલો હતો. બીજો

શિયાળા માટે અને ત્રીજો ઉનાળા માટે હતો. સિદ્ધાર્થના સઘળા સોબતી તરુણ અને નીરોગી હતા. કોઈ માંદો પડે તો તેને તત્કાળ બીજે સ્થળે લઈ જવામાં આવતો. આ મહેલમાં સિદ્ધાર્થના મનનું રંજન કરવાને સંખ્યાબંધ નૃત્યાંગનાઓ રાખવામાં આવી હતી. તે વિવિધ વાદ્યો વગાડી તથા નૃત્ય કરી સિદ્ધાર્થનું મનરંજન કરતી.

સિદ્ધાર્થ યુદ્ધકળાનો અભ્યાસ ન કરતાં કેવળ મોજ-શોખમાં દિવસ ગાળતો; રાજ્ય પર સંકટ આવશે તો તે શત્રુનો પરાભવ કેમ કરીને કરશે એમ સૌ કોઇ કહેવા લાગ્યું શુદ્ધોદન રાજાને કાને આ વાત આવી ત્યારે તેણે સિદ્ધાર્થને બોલાવીને કહ્યું, "કુમાર, તું યુદ્ધકળા ન શીખતાં આળસમાં દિવસ ગુમાવે છે એવો આપણા આપ્તવર્ગનો તારા પર આરોપ છે. માટે કેવળ નાચરંગમાં દિવસ ન ગુમાવતાં રાજપુત્રને અનુરૂપ એવી કળાનો તારે અભ્યાસ કરવો જોઇએ."

સિદ્ધાર્થ બોલ્યો, "મહારાજ, આપ આપના રાજ્યમાંના સઘળા યુદ્ધકળાનિષ્ણાત યોદ્ધાઓને ભેગા કરો. તેમની સમક્ષ મ્હારી ધનુર્વિદ્યાની નિપુણતા દાખવવાની મ્હારી ઇચ્છા છે. આજ સુધી મેં આળસમાં દિવસ ગુમાવ્યા છે કે કાંઈ અભ્યાસ કર્યો છે એની પરીક્ષા આ જ વખતે થઇ જશે.

યુવરાજ અમુક દિવસે પોતાનું ધનુર્વિદ્યાનું કૌશલ્ય દેખાડનાર છે માટે તે દિવસે જે લોકો એ કળામાં નિષ્ણાત હોય તેમણે રાજાના ઉદ્યાનમાં એકઠા થવું એવો શુદ્ધોદન રાજાએ ઢંઢેરો પીટાવ્યો. તે પ્રમાણે ઠરેલે દિવસે મોટા મોટા યોદ્ધાઓ

સિદ્ધાર્થનું કૌશલ્ય જોવા દૂરદૂરનાં ગામથી કપિલવસ્તુમાં આવ્યા. સિદ્ધાર્થે તે સૌની સમક્ષ પોતાનું કૌશલ્ય દેખાડ્યું. તે જોઇ તેઓ તો ચકિત થઈ ગયા કે યુવરાજે આટલા અલ્પ સમયમાં યુદ્ધકળાનાં સર્વ અંગો પર પ્રભુત્વ મેળવ્યું શી રીતે!

તેમણે રાજાને કહ્યું, "મહારાજ, યુવરાજ અદ્વિતીય છે! અમે ધનુર્વિદ્યાનો આટલાં વરસથી અભ્યાસ કરીએ છીએ, છતાં એમના જેટલી કુશળતા મેળવી શકયા નથી! આમણે આટલી નાની વયમાં આટલીનિ પુણતા શી રીતે સંપાદન કરી એનું અમને બહુ આશ્ચર્ય થાય છે!"

---

## (૨)

### મહાભિનિષ્ક્રમણ

કેટલાક દિવસ પછી શુદ્ધોદન રાજાએ યશોધરા નામની રૂપવતી કન્યા સાથે સિદ્ધાર્થનું લગ્ન કર્યું. સિદ્ધાર્થને યશોધરાદેવી પર અગાધ પ્રેમ હતો. તેને સાથે રાખીને પોતાને માટે બાંધેલા રાજમહેલમાં સિદ્ધાર્થે ભારે આનન્દથી યૌવનના દિવસ ગાળ્યા. પણ તેના ૨૯ મા વર્ષે તેને પિતાની રાજધાની જોવાનું અને રાજોદ્યાનમાં ફરી આવવાનું મન થઇ આવ્યું.

સિદ્ધાર્થ ઉદ્યાનમાં ફરવા જવાનો છે એ ખબર શુદ્ધોદન રાજાને મળતાં વેંત તેણે રસ્તા વગેરે સાફસૂફ કરાવ્યા અને આંધળા, પાંગળા, બહેરા વગેરે દુર્બળ લોકોએ તે દિવસે રસ્તા પર ફરવું નહિ એવો હુકમ કર્યો. પણ સિદ્ધાર્થ રથમા બેસી ઉદ્યાન ભણી જતો હતો ત્યાં રસ્તામાં ઘડપણથી વાંકો વળી ગએલો એક માણસ તેના જોવામા આવ્યો. તેને જોઇને સિદ્ધાર્થે પોતાના છન્ન નામના સારથીને પૂછ્યું, "છન્ન, આ જે સામે પ્રાણી જાય છે તે મનુષ્ય છે કે કોણ છે? એ મનુષ્ય જેવું તો દેખાય છે, પણ મેં જોયેલાં માણસ કરતા આની સ્થિતિ સાવ જુદી જ છે. એના વાળ ધોળા થઇ ગયા છે. દાંત તો બિલકુલ છે જ નહિ; ડોળા ઉંડા ઉતરી ગયા છે; હાથમાં લાકડી લઇને કાંપતો કાંપતો ચાલે છે; અને એની પીઠ તો છેક જ વાંકી વળી ગઇ છે!"

છન્ને જવાબ દીધો, "આર્યપુત્ર, વૃદ્ધાવસ્થા કહે છે તે આ! આ કોઈ જુદી જાતનું પ્રાણી નથી પણ તમારા મારા જેવું મનુષ્ય પ્રાણી જ છે. આ માણસ જ્યારે તમારા જેવો તરુણ હતો ત્યારે તેના વાળ તમારા જેવા જ કાળા હતા. ત્યારે તમારા જેટલો યૌવનમદ એના અંગમાં હતો. એણે કદાચ અનેક મલ્લયુદ્ધ કરીને જય મેળવ્યો હશે; કદાચ સંગ્રામમાં કેટલી મોટા મોટા યોદ્ધાઓનો પરાભવ કર્યો હશે; પોતાની યૌવનશ્રીને બળે અનેક તરુણીઓનાં ચિત્તનું આકર્ષણ કર્યું હશે. પણ હવે એમાંનું કશું રહ્યું નથી. એ પોતાના પરાક્રમની વાત કરશે તો નાનાં છોકરાં સુદ્ધાં એની મશ્કરી કરશે! આ અવસ્થામાં તરુણીઓના ચિત્તનું આકર્ષણ કરવાની વાત તો બાજુએ રહી પણ ઉલટું સ્ત્રીઓ એનો તિરસ્કાર કરવા લાગશે. હે રાજપુત્ર, આપણું યૌવન પણ એવું જ ચંચળ છે. જો આપણે હજુ થોડાં વરસ જીવીશું તો આપણી પણ આ દશા થયા વિના રહેવાની નથી!"

સિદ્ધાર્થ બોલ્યો, "છન્ન! અહીંથી જ મ્હારો રથ પાછો વાળ. હું મ્હારા મહેલમાં પાછો ફરવા ઈચ્છું છું. હવે ઉદ્યાનમાં ક્રીડા કરવાની મ્હારી ઈચ્છા રહી નથી."

સિદ્ધાર્થ ઉદ્યાનક્રીડાએ ન જતાં પાછો ફર્યો એ સમાચાર શુદ્ધોદન રાજાને મળતાં તેણે છન્ન સારથીને બોલાવી સિદ્ધાર્થના પાછા ફરવાનું કારણ પૂછ્યું. જરાજર્જરિત મનુષ્યને જોઈ પોતાનો પુત્ર પાછો ફર્યો એ ખબર સાંભળી રાજા ભારે ચિન્તામાં પડ્યો. પોતાનો પુત્ર ઉદાસીન થઈ ગૃહત્યાગ કરશે એ ચિન્તાએ તેનું મગજ ઘેરી લીધું. પછી તેણે કામ-

રાજા સિદ્ધાર્થ પર દેખરેખ રાખવા પહેરા મૂક્યા અને સિદ્ધાર્થના મહેલમાં જે વારાંગનાઓ રાખવામાં આવી હતી તેમની સંખ્યામાં વધારો કર્યો. છતાં રાજાના પ્રયત્નની સિદ્ધાર્થના મન પર લેશ પણ અસર ન થઈ. તેની આંખ આગળ પેલા વૃદ્ધ મનુષ્યને રૂપે મૂર્તિમન્ત જરા ઉભી રહેવા લાગી.

ફરી એક દિવસ તે ઉદ્યાનમાં ફરવા નીકળ્યો ત્યાં વાટમાં તેને એક રોગી માણસ મળ્યો. તેને જોઇ સિદ્ધાર્થે છન્ન સારથિને પૂછ્યું, "આ માણસ કોણ છે ? એને વૃદ્ધ કહીએ તો એના વાળ ધોળા થયા નથી કે એના દાંત પણ પડ્યા નથી ! છતાં આ તો પેલા વૃદ્ધ મનુષ્ય કરતાંયે અધિક અશક્ત થયેલો છે !"

છન્ન બોલ્યો, "આર્યપુત્ર ! વ્યાધિ કહે છે તે આ ! આપણને આજ આપણે બળવાન છીએ એમ લાગે છે; પરંતુ સાચું જોતાં વ્યાધિના ઝપાટાથી આપણું શરીર ક્યારે નાશ પામશે એનો નિયમ નથી. બે દિવસ પહેલાં આ માણસ જોરાવર હતો. પણ આજ રોગે તેની શી સ્થિતિ કરી છે તે જુઓ. મનુષ્ય પ્રાણીનું બળ કેટલું ચંચળ છે !"

બોધિસત્ત્વ બોલ્યો, "છન્ન, મ્હારો રથ અહીંથી જ પાછો ફેરવ. આજ સુધી આરોગ્યના મદથી હું મસ્ત થયો હતો, પણ હવે એ મદ રહ્યો નથી. હવે મ્હને ઉદ્યાનક્રીડાની હોંશ રહી નથી."

સિદ્ધાર્થની આજ્ઞા પ્રમાણે છન્ને ત્યાંથી જ રથ પાછો વાળ્યો; પણ રાજાને આ ખબર પહોંચી ત્યારે તેના મનને અત્યંત ઉદ્વેગ થયો.

વળી કેટલેક દિવસે સિદ્ધાર્થ ફરી ફરવા નીકળ્યો. આ વેળા વાટમાં તેને એક શબનું દર્શન થયું. એ જોઈ તેણે સારથિને પ્રશ્ન કર્યો, "છન્ન, આ માણસને અહીં કેમ સુવાડ્યો છે? અને આટલા બધા માણસો અહીં ભેગા થઈ આ એક પ્રકારની પાલખી શા માટે તૈયાર કરે છે?"

છન્ન બોલ્યો, "આર્યપુત્ર! આ મનુષ્ય ગતપ્રાણ થયો છે! હવે આ લોક આને આ વાહનમાં ઘાલી સ્મશાનમાં લઈ જઈ બાળી કે દાટી દેશે. તમને અમને ક્યારેક તો આ અવસ્થા પ્રાપ્ત થવાની જ છે! આ યુગમાં માણસનું આયુષ્ય ઘણું ઘણું તો સો વર્ષનું છે; છતાં સઘળાં મનુષ્યો સો વર્ષ સુધી જીવે છે જ એવું નથી. અનેક આધિવ્યાધિથી પીડાઈને સંખ્યાબંધ માણસો પચાસ સાઠની અંદર જ મૃત્યુમુખે પડે છે!"

સિદ્ધાર્થ બોલ્યો, "છન્ન, અહીંથી જ પાછા ફરીએ. મ્હને ઉદ્યાનક્રીડાની હોંસ રહી નથી!"

સિદ્ધાર્થ પાછો ફર્યો એ ખબર જાણતાં રાજાની અસ્વસ્થતા વધી.

સિદ્ધાર્થ મહેલમાં જઈને પોતાના ભવનમાં એકલો જ બેઠો. બીજા કોઈને હુકમ વગર અંદર આવવાની મનાઈ કરી અને મનમાં જ વિચાર કરવા લાગ્યો, "મ્હેં વૃદ્ધ મનુષ્ય જોયો અને તેને વિષે મ્હારા તરુણ મિત્રો જોડે વાત કરી ત્યારે તેમણે મ્હારી કેવળ અવહેલના કરી, જાણે કે એમને અને મ્હને કદી વૃદ્ધાવસ્થા આવવાની જ નથી!

તે જ પ્રમાણે રોગી માણસને જોઈ મ્હારૂં ચિત્ત અસ્વસ્થ થયું ત્યારે મ્હારા મિત્રો મ્હારી મજાક ઉડાવવા લાગ્યા. હવે જ્યારે હું તેમને પેલા મૃત મનુષ્યની વાત કહીશ ત્યારે ફરી એકવાર તેઓ મ્હારી મશ્કરી કરશે! જરા, વ્યાધ અને મરણ એ ત્રણ અવસ્થાઓનું અવલોકન કરવાનું એમનામાં જાણે સામર્થ્ય જ રહ્યું નથી! પણ આ જરાનો વિચાર કરવાથી માણસનો તારુણ્યમદ નષ્ટ થાય છે; વ્યાધના વિચારથી બલમદ નીકળી જાય છે; અને મૃત્યુના ચિન્તનથી આયુષ્યમદ નિર્મૂળ થાય છે. આ ત્રણે મદ નષ્ટ થયા પછી આ પ્રપંચમાં માણસને રસ શાનો પડે? પ્રપંચી માણસો સૂકાએલા ખાબોચીઆમાંની માછલીની જેમ તૃષ્ણાથી તરફડે છે. છતાં આ ત્રણ મદને લીધે તેઓ આપસમા કજીઆ કરે છે! એકબીજાની ઇર્ષા કરે છે! એકબીજાનો વિરોધ કરે છે! પણ મ્હારા એ મદ નિર્મૂળ થયા હોવાથી હું હવે આ કલહપૂર્ણ પ્રપંચમાં રહેવાને યોગ્ય રહ્યો નથી; મ્હને પ્રપંચનો ભય લાગે છે!"

રાજમહેલમાંનાં સર્વ સુખો પરથી રાજપુત્રનું મન ઉઠી ગયું. ફરી એકવાર તે ઉદ્યાનમાં જવાને નીકળ્યો. ઉદ્યાનમાં એક ઝાડ નીચે બેઠેલો એક કાષાયવસ્ત્રધારી ભિક્ષુ એની નજરે પડ્યો. ભિક્ષુને જોઈ સિદ્ધાર્થે સારથિને પૂછ્યું, "છન્ન, આ માણસ કોણ છે? એણે કાષાયવસ્ત્ર ધારણ કર્યાં છે, છતાં એની મુખમુદ્રા અતિ ગંભીર દેખાય છે!"

છન્ને જવાબ દીધો, "આર્યપુત્ર, એને શ્રમણ અથવા ભિક્ષુ કહે છે. એણે પ્રપંચનો ત્યાગ કર્યો છે. પ્રાપંચિક

દુઃખથી મુક્ત થયો હોવાથી એની સુખમુદ્રા પર શાન્તિ દેખાય છે!"

સિદ્ધાર્થ કેટલોક વખત વિચારમગ્ન અવસ્થામાં ઉદ્યાનમાં ફર્યો અને આખરે રથમાં બેસી મહેલમાં જવા નીકળ્યો. તે વખતે કૃશાગૌતમી નામની તરુણ ક્ષત્રિય કન્યા પોતાના મહેલની અગાસી પર બેઠી હતી. તેણે સિદ્ધાર્થ રથમાં બેસી જતો હતો તે તરફ જોયું અને ઉદ્ગાર કાઢ્યા કે:—

"જેને આવો પુત્ર છે એ માતા સુખી છે, એ પિતા સુખી છે અને જેને આવો પતિ મળ્યો છે એ સ્ત્રી પણ ખરેખર સુખી *, છે."

શહેરમાં ગરદી હોવાથી સિદ્ધાર્થનો રથ મંદ ગતિએ ચાલતો હતો. તેથી કૃશાગૌતમીના ઉદ્ગાર સહજ તેને કાને પડી ગયા. તે મનમાં કહેવા લાગ્યો, "મ્હારા જેવો જેને પુત્ર હોય તે માતા સુખી થાય છે, તે પિતા સુખી થાય છે, અને જેને એવો પતિ મળ્યો હોય તે સ્ત્રી સુખી થાય છે, એમ આ ક્ષત્રિયકુમારીએ કહ્યું છે; પણ ખરો સુખી કોણ? મ્હને લાગે છે કે જેના અન્તઃકરણમાંથી કામ, ક્રોધ અને મોહનો ત્રિવિધ અગ્નિ હોલવાઇ ગયો છે એ જ ખરો સુખી છે. આજ ને આજ ગૃહત્યાગ કરીને આત્યન્તિક સુખનો માર્ગ

* મૂળ ગાથા આ પ્રમાણે છે:—

निब्बुता नून सा माता निब्बुतो नून सो पिता।
निब्बुता नून सा नारी यस्सायं ईदिसो पति ॥

શોધી કાઢવાનો પ્રયત્ન મ્હારે કરવો જોઇએ. આ કુમારીએ મ્હને આત્યન્તિક સુખનું સ્મરણ કરાવ્યું હોવાથી તે મ્હારે ગુરુસ્થાને છે. માટે એને કંઈ ગુરુદક્ષિણા દેવી જોઇએ."

આવો વિચાર કરી પોતાના ગળામાંનો મોતીનો હાર કાઢી સિદ્ધાર્થે ગૌતમીને મોકલ્યો. સિદ્ધાર્થનું ચિત્ત મ્હારા પર ચોંટયું હશે એમ ધારી કૃશાગૌતમીને ખુબ હરખ થયો.

સિદ્ધાર્થ મહેલમાં આવ્યો ત્યાં જ એને ખબર મળી કે યશોધરાદેવીએ પુત્રને જન્મ આપ્યો છે. તે મોટેથી બોલી ઉઠ્યો, "આ રાહુ પેદા થયો!"

રાજપુત્રના મહેલમાંના દૂતોએ તાબડતોબ શુદ્ધોદન રાજા આગળ યશોધરાને પુત્રપ્રસવ થયાની વધામણી ખાધી. રાજાએ તેમને પૂછયું, "મ્હારો પુત્ર પુત્રજન્મની વધામણી સાંભળીને શું બોલ્યો?"

દૂતો બોલ્યા, "મહારાજ, બીજું ન કહેતા યુવરાજ એટલું જ બોલ્યા કે 'આ બંધન આવ્યું; આ રાહુ પેદા થયો.'"

રાજા હરખે બરાડીને બોલ્યો, "મ્હારા પૌત્રનુ નામ રાહુલ જ પાડો. સિદ્ધાર્થને આ બંધન વળગ્યું એટલે હવે તેનાથી ગૃહત્યાગ નથી થઇ શકવાનો. હજારો પહેરેગીરો કરતાં કે લોહશૃંખલા કરતાં પણ આ પુત્રબંધન અધિક સુદૃઢ છે એનો મ્હને અનુભવ છે!"

રાજાએ એ દૂતોને વધામણી આપ્યા માટે મોટી મોટી બક્ષીસો આપી અને મહેલમાં મોટો ઉત્સવ કર્યો. કપિલ-

વસ્તુના નાગરિકોએ પણ પોતપોતાને ઘેર સિદ્ધાર્થને ત્યાં પુત્રજન્મ થયાનો ઉત્સવ ઉજવ્યો.

પણ એકલા સિદ્ધાર્થનું મન બીજી દિશામાં વળેલું હતું. તે મનમાં કહેવા લાગ્યો, "જરા, વ્યાધિ, મરણ ઇત્યાદિ દુઃખમાંથી મુક્ત થઇને આત્યન્તિક સુખનો માર્ગ લાધશે તો જ મ્હને સાચું સમાધાન થશે. ત્યાં સુધી માતપિતા, પુત્ર અને સ્ત્રી એ કેવળ બંધનરૂપ થઇ પડ્યાં છે. પુત્રજન્મ થયો એને માટે લોક મોટો ઉત્સવ કરે છે. પણ તે વેળા આપણે મનુષ્યપ્રાણી નાશવંત છીએ એ તેઓ ભૂલી જાય છે! પુત્ર, દારા, ધન, દોલત વગેરે અશાશ્વત વસ્તુઓના પાયા પર જેઓ પોતાના સુખની ઇમારત રચે તેઓ થોડા જ વખતમાં દુઃખી થાય એમાં નવાઈ નથી. મ્હને એવા ક્ષણભંગુર સુખની લાલસા નથી. જો શાશ્વત સુખની ભાળ લાગે તો તેથી મને જ નહિ પણ સારી મનુષ્યજાતિને ફાયદો થવાનો છે."

સિદ્ધાર્થના મગજમાં આવા વિચારો ઘોળાતા હતા ત્યાં તેની આસપાસ રાજમહેલની વારાંગનાઓનું નૃત્ય જામ્યું. દરેક નર્તકી પોતપોતાનું વાદ્ય લઇને સિદ્ધાર્થનું યથાશક્તિ રંજન કરવાનો પ્રયત્ન કરવા લાગી; પણ સિદ્ધાર્થને એમનાં વાદ્યોથી આનન્દ ન થતાં નિદ્રા આવી! એટલે પેલી સ્ત્રીઓ પણ પોતપોતાનાં વાદ્ય નીચે મૂકી ત્યાં જ નિદ્રાવશ થઈ ગઇ.

મધરાતને સુમારે સિદ્ધાર્થ જાગ્યો અને પલંગ પર પદ્માસન વાળીને બેઠો. જન્મ, જરા, વ્યાધિ અને મરણના વિચારથી એનું મન વ્યગ્ર થઇ ગયું હતું. તેણે પેલી આમતેમ

અવ્યસ્થિતપણે સૂતેલી નર્તકીઓ ભણી એકવાર નજર ફેંકી. તેમાંની કેટલીક ઊંઘમાં લવતી હતી; કેટલીકનાં મ્હોંમાંથી લાળ વહેતી હતી; કેટલીક દાંત કચડતી હતી; કેટલીકનાં વસ્ત્રનું ઠેકાણું ન હતું અને તેઓ અસ્તવ્યસ્ત પડી હતી. સિદ્ધાર્થ મનમાં કહેવા લાગ્યો, "આ નર્તકીઓ થોડા વખત પહેલાં ગાયન, વાદન, નૃત્ય અને નાના પ્રકારના હાવભાવ કરીને જાણે પોતે દેવલોકની અપ્સરાઓ જ હોય એમ મ્હને દેખાડતી હતી; પણ આ ખાલી ભાસ હતો! હવે એમનું ખરૂં સ્વરૂપ જણાઇ આવે છે. નિદ્રા એ આ લોકનું નાનુંસરખું મૃત્યુ જ છે. આ સ્થિતિમાં મનુષ્યની મરણ પછી શી ગતિ થવાની છે એનું અનુમાન થઇ શકે છે. હે સૌન્દર્ય, તું હવે મ્હને ભુલાવામાં નાખી શકનાર નથી! તું કેટલું ક્ષણભંગુર છે, કેટલું નશ્વર છે એની મને સાચેસાચી કલ્પના આવી ગઈ છે!"

સિદ્ધાર્થ પલંગ પરથી ઉઠ્યો અને સીધો દરવાજા પર ગયો. ત્યાં તેનો વિશ્વાસુ નોકર છન્ન ઉમરા પર ડોક ટેકવીને સૂતો હતો. સિદ્ધાર્થે, "જાગે છે એ" એમ મોટેથી હાક મારતાં છન્ન જાગી ઉઠ્યો અને બોલ્યો, "આર્યપુત્ર, એ તો હું આપનો સેવક છન્ન છું."

સિદ્ધાર્થે કહ્યું, "મ્હારા માનીતા છન્ન! આ જ ક્ષણે ત્હારે મ્હારૂં એક કામ કરવું પડશે. હમણાં ને હમણાં જ ઘોડારમાં જઇને તું મ્હારે માટે એક ઘોડો સજ્જ કરી લાવ." આટલી રાત્રે પોતાનો માલીક ક્યાં જવા ઇચ્છે છે વગેરે પ્રશ્ન પુછવાની ભાંજગડમાં ન પડતાં સ્વામિભક્ત સેવક સીધો

ઘોડારમાં ગયો અને કંથક નામના ઘોડાને શણગારીને તેને સિદ્ધાર્થના મહેલ આગળ લઇ ગયો.

સિદ્ધાર્થને ઘોડો તૈયાર છે એવી ખબર થતાં તે પોશાક ચડાવીને મહેલમાંથી નીચે ઉતર્યો. પણ એટલામાં તેને પોતાની પત્ની અને તે જ દહાડે જન્મેલો પુત્ર યાદ આવ્યાં. તેવો જ તે પાછો ફર્યો અને યશોધરાના ભવનમાં ગયો ત્યાં યશોધરાદેવી ભાતભાતનાં ફૂલથી શણગારેલી રાજશય્યા પર પુત્રને સોડમાં લઇને ભરઉંઘમાં પડી હતી. સિદ્ધાર્થ તેની પાસે ગયો. પલંગ પાસેના સુગંધી તેલના પ્રદીપના પ્રકાશથી તેનું મુખકમળ ઝળહળતું હતું. પણ તેની સોડમાં સુતેલા બાળકનું મ્હોં સિદ્ધાર્થથી સ્પષ્ટ દેખાયું નહિ. યશોધરાનો હાથ બાળક પર હોવાથી એ હાથને ખસેડ્યા વિના સિદ્ધાર્થથી બાળકને જોઇ શકાય એમ ન હતું. તે મનમાં બોલ્યો, "મ્હારા પુત્રને જોઇને જાઉં એમ કરીને તો હું અહીં આવ્યો; છતાં જો હું યશોધરાનો હાથ ખસેડું તો તે જાગી ઉઠે અને મ્હારા જવામાં જરૂરી આડખીલ કરે!"

યશોધરાને ઉઠાડી તેનો આખરનો સન્દેશો લેવો અને પુત્રમુખ નિરખવું એવો વિચાર સિદ્ધાર્થના મનમાં કેટલીયે વાર ઉઠ્યો; પણ પોતાના ગમનમાં અન્તરાય પડશે એ વિચાર પ્રબળ થઇને પહેલા વિચારને એકાએક દાબી દેતો. આ બંને વિચારોનું જાણે મલ્લયુદ્ધ જ મચ્યું હતું. છેવટે યશોધરાને ન જગાડતાં ત્યાંથી નીકળી જવું એ વિચારનો જય થયો.

સિદ્ધાર્થે વિચાર કર્યો, "મ્હને જન્મજરાદિ દુઃખમાંથી છૂટવાનો માર્ગ જડી આવશે તો મ્હારા પુત્રનું અને મ્હારી સ્ત્રીનું

કલ્યાણ મ્હારાથી થઇ શકશે; પણ યશોધરાને હમણાં જ જગાડીને હું તેના અને પુત્રના મોહની જાળમાં સપડાઇશ તો મોક્ષમાર્ગની શોધ બાજુએ જ રહી જશે. પુત્રમુખ તો કેંક વર્ષો પછી જોવા મળી શકશે. યશોધરાનું પણ સાન્ત્વન આગળ પર કોઇ વાર કરી શકાશે. પણ મોક્ષમાર્ગ શોધી કાઢવાની સન્ધિ મ્હને જેવી આજે મળી છે તેવી હવે કદીએ આવનાર નથી. તપશ્ચર્યાનો તીવ્ર ક્લેશ સહેવાનું સામર્થ્ય આજ મ્હારામાં છે. પણ આ યૌવનના દિવસ વહી ગયા કે પછી ધર્મસાધનને જરૂરની ખંત મ્હારામાં રહેવાની નથી. માટે યશોધરાને આમ જ નિદ્રાસુખમાં છોડી દઇને હું અહીંથી નીકળી જાઉં એ જ શ્રેયસ્કર છે." આવો વિચાર કરી તે મનમાં ને મનમાં બોલ્યો, "યશોધરા! હું તને અજાણમાં રાખી અરણ્યવાસ સ્વીકારૂં છું, તેથી તારા પર મ્હારો પ્રેમ નથી એમ ન સમજતી. પ્રાણી માત્રના દુઃખથી મ્હારૂં હૈયું કકળી રહ્યું છે; તો પછી જેના સહવાસમાં મ્હેં આટલા વર્ષ ગાળ્યાં એ મ્હારી વહાલી પત્નીની મ્હને દાઝ ન હોય એમ બને જ કેમ? હે મ્હારાં આપ્તજન, તમે મ્હારા પર ક્રૂરપણાનો આરોપ ભલે કરો. પણ હું ખાતરીથી કહી શકું છું કે મ્હારૂ મન પહેલાં કરતાં પણ વધારે મૃદુ બન્યું છે. પહેલા મ્હારા મનને મ્હારા દુઃખથી જ કષ્ટ થતું હતું, પણ હવે સકળ જગતના દુઃખથી મ્હારૂં મન દુખાય છે. સગાંવહાલા એ સૌ મ્હારા સુખને માટે છે એમ મ્હને લાગતું હતું; પણ હવે જગતના કલ્યાણને માટે જ જીવવું એવો મ્હારો સંકલ્પ થઇ ચુક્યો છે.

મ્હારે વિષે સૌ સૌને ફાવે તેવા ખ્યાલ ભલે બાંધે, પણ મ્હારો ગૃહત્યાગ કરવાનો હેતુ કેવળ મ્હારા જ આત્માનો મોક્ષ એ નથી; મ્હારે તો અનેક દુઃખથી પીડાએલી આ માનવજાતિને સુખની સ્થિતિ પ્રાપ્ત થશે કે નહિ એની શોધ કરવી છે. પણ આ કામમાં મ્હારા આપ્તવર્ગ તરફથી જબરદસ્ત વિઘ્ન આવવાનો સંભવ હોવાથી એમની રજા લીધા વિના આજ હું અહીંથી પ્રયાણ કરૂં છું."

સિદ્ધાર્થ પત્નીના મહેલમાંથી નીચે ઉતર્યો તે વખતે મધરાત વીતી ગઈ હતી. દિવસ આષાઢી પૂર્ણિમાનો હતો. આકાશ છૂટાંછવાયાં વાદળાંથી છવાએલું હતું. છતાં ચાંદનીથી સઘળા રસ્તા સાફ દેખાતા હતા. શહેર જાણે સમાધિસુખમાં મગ્ન ન થઈ રહ્યું હોય તેમ શહેરમાં સઘળે સનુંસમ હતું. વચ્ચે વચ્ચે ચોકીદારોના પોકાર અને શિયાળકુતરાંના અવાજ માત્ર સંભળાતા હતા; છતાં એને લીધે કપિલવસ્તુની શાન્તિમાં કોઈ પણ પ્રકારે ખલેલ પડતી હોય એવું ચિહ્ન જણાતું ન હતું.

સિદ્ધાર્થ કંથક પર સવાર થયો અને છન્નને પોતાની પાછળ બેસવાને કહ્યું. કંથક એટલો જોરાવર હતો કે આ બે જણનો ભાર તેને કશી વિસાતમાં નહોતો. લગામને આંચકો દેતાં વેંત તે વાયુવેગે દોડ્યો. એના દાબડાના અવાજથી કપિલવસ્તુના ગાઢ ઉંઘમાં પડેલા લોકો ન જાગી ઉઠ્યા એટલું જ નહિ, પણ ચોકીદારોની સુદ્ધાં આ ઉમદા ઘોડાને અટકાવવાની છાતી ચાલી નહિ. તે સીધો શહેરને દરવાજે જઈને ઉભો રહ્યો. દરવાજો બંધ હતો. પણ અચરજની વાત

તો એ કે સિદ્ધાર્થને અને છન્નને લઇને કંથક ત્યાં આવ્યો કે તરત જ દેવતાના પ્રભાવથી દરવાજો આપોઆપ ઉઘડી ગયો અને કંથક બહાર નીકળી ગયા પછી પાછો આપોઆપ બીડાઈ ગયો !

થોડાં પગલાં આગળ ગયા ત્યાં સિદ્ધાર્થને પોતાના પ્રિય કપિલવસ્તુનું દર્શન કરવાનું મન થઇ આવ્યું. તેણે કંથકને ફેરવી એકવાર કપિલવસ્તુ પર નજર નાખી અને છન્નને કહ્યું, "છન્ન, મ્હારી આ પ્રિય જન્મભૂમિની હું આજે છેવટની રજા લઉં છું. આજ જેમ આકાશમાંનાં વાદળાંથી ચન્દ્રદર્શન અસ્પષ્ટ થયું છે તેમ પરસ્પરવિરોધી વિચારોથી મ્હારી માનસિક શાન્તિનો પણ લોપ થયો દેખાય છે. પણ એ શાન્તિનો છેક જ લોપ થયો નથી. ચન્દ્ર પરનાં વાદળાં વીખેરાઈ જશે ત્યારે આ ચન્દ્ર ઘડીવારમાં પોતાના શીતળ કિરણોથી જગતને ઠારશે એવાં ચિહ્ન સ્પષ્ટ દીસે છે. તે જ પ્રમાણે મ્હારા મનના પરસ્પરવિરોધી વિચારોનું નિરસન થઇને મ્હારો શાન્તિચન્દ્ર મોજે કળાએ પ્રકાશવા લાગશે અને સકળ જગતને સુખ દેશે એવી મ્હારી પ્રબળ આશા છે. અને એમ થશે તો જ હું મ્હારા આ પ્યારા કપિલવસ્તુની ફરીથી મુલાકાત લઇશ. મ્હારા પ્રયત્નમાં યશ નહિ મળે તો કપિલવસ્તુનું આ જ છેવટનું દર્શન થવાનું છે. છન્ન, ચાલ આપણે હવે રાજગૃહનો માર્ગ લઇએ. એ નગરની આસપાસ અનેક તપસ્વીઓ છે એમ મ્હેં સાંભળ્યું છે. તે મ્હને ખરો રસ્તો દેખાડીને મ્હારી શંકાનું સમાધાન કરશે એવી મ્હને આશા છે."

મ્હારે વિષે સૌ સૌને ફાવે તેવા ખ્યાલ ભલે બાંધે, પણ મ્હારો ગૃહત્યાગ કરવાનો હેતુ કેવળ મ્હારા જ આત્માનો મોક્ષ એ નથી; મ્હારે તો અનેક દુઃખથી પીડાએલી આ માનવજાતિને સુખની સ્થિતિ પ્રાપ્ત થશે કે નહિ એની શોધ કરવી છે. પણ આ કામમાં મ્હારા આપ્તવર્ગ તરફથી જબરદસ્ત વિઘ્ન આવવાનો સંભવ હોવાથી એમની રજા લીધા વિના આજ હું અહીંથી પ્રયાણ કરૂં છું."

સિદ્ધાર્થ પત્નીના મહેલમાંથી નીચે ઉતર્યો તે વખતે મધરાત વીતી ગઈ હતી. દિવસ આષાઢી પૂર્ણિમાનો હતો. આકાશ છૂટાંછવાયાં વાદળાંથી છવાએલું હતું. છતાં ચાંદનીથી સઘળા રસ્તા સાફ દેખાતા હતા. શહેર જાણે સમાધિસુખમાં મગ્ન ન થઈ રહ્યું હોય તેમ શહેરમાં સઘળે સુનસામ હતું. વચ્ચે વચ્ચે ચોકીદારોના પોકાર અને શિયાળકુતરાંના અવાજ માત્ર સંભળાતા હતા; છતાં એને લીધે કપિલવસ્તુની શાન્તિમાં કોઈ પણ પ્રકારે ખલેલ પડતી હોય એવું ચિહ્ન જણાતું ન હતું.

સિદ્ધાર્થ કંથક પર સવાર થયો અને છન્નને પોતાની પાછળ બેસવાને કહ્યું. કંથક એટલો જોરાવર હતો કે આ બે જણનો ભાર તેને કશી વિસાતમાં નહોતો. લગામને આંચકો દેતાં વેંત તે વાયુવેગે દોડ્યો. એના દાબડાના અવાજથી કપિલવસ્તુના ગાઢ ઉંઘમાં પડેલા લોકો ન જાગી ઉઠ્યા એટલું જ નહિ, પણ ચોકીદારોની સુદ્ધાં આ ઉમદા ઘોડાને અટકાવવાની છાતી ચાલી નહિ. તે સીધો શહેરને દરવાજે જઇને ઉભો રહ્યો. દરવાજો બંધ હતો. પણ અચરજની વાત

તો એ કે સિદ્ધાર્થને અને છન્નને લઇને કંથક ત્યાં આવ્યો કે તરત જ દેવતાના પ્રભાવથી દરવાજો આપોઆપ ઉઘડી ગયો અને કંથક બહાર નીકળી ગયા પછી પાછો આપોઆપ બીડાઈ ગયો !

થોડાં પગલાં આગળ ગયા ત્યાં સિદ્ધાર્થને પોતાના પ્રિય કપિલવસ્તુનું દર્શન કરવાનું મન થઇ આવ્યું. તેણે કંથકને ફેરવી એકવાર કપિલવસ્તુ પર નજર નાખી અને છન્નને કહ્યું, "છન્ન, મ્હારી આ પ્રિય જન્મભૂમિની હું આજે છેવટની રજા લઉં છું. આજ જેમ આકાશમાંનાં વાદળાંથી ચન્દ્રદર્શન અસ્પષ્ટ થયું છે તેમ પરસ્પરવિરોધી વિચારોથી મ્હારી માનસિક શાન્તિનો પણ લોપ થયો દેખાય છે. પણ એ શાન્તિનો છેક જ લોપ થયો નથી. ચન્દ્ર પરનાં વાદળાં વીખેરાઈ જશે ત્યારે આ ચન્દ્ર ઘડીવારમાં પોતાના શીતળ કિરણોથી જગતને ઠારશે એવાં ચિહ્ન સ્પષ્ટ દીસે છે. તે જ પ્રમાણે મ્હારા મનના પરસ્પરવિરોધી વિચારોનું નિરસન થઇને મ્હારો શાન્તિચન્દ્ર સોળે કળાએ પ્રકાશવા લાગશે અને સકળ જગતને સુખ દેશે એવી મ્હારી પ્રબળ આશા છે. અને એમ થશે તો જ હું મ્હારા આ પ્યારા કપિલવસ્તુની ફરીથી મુલાકાત લઇશ. મ્હારા પ્રયત્નમાં યશ નહિ મળે તો કપિલવસ્તુનું આ જ છેવટનું દર્શન થવાનું છે. છન્ન, ચાલ આપણે હવે રાજગૃહનો માર્ગ લઇએ. એ નગરની આસપાસ અનેક તપસ્વીઓ છે એમ મ્હેં સાંભળ્યું છે. તે મ્હને ખરો રસ્તો દેખાડીને મ્હારી શંકાનું સમાધાન કરશે એવી મ્હને આશા છે."

તે દિવસે સિદ્ધાર્થ ઘોડા પરથી નીચે ઉતર્યા વિના જ ત્રણ રાજ્ય વટાવી ગયો અને બીજે દિવસે અનોમ નામની નદીને કાંઠે પહોંચ્યો; ત્યાં ઘોડા પરથી ઉતરીને તેણે ઘોડાને છન્નને સોંપ્યો અને કહ્યું, "મ્હારા વહાલા છન્ન, હવે તું કંથકને લઇને પાછો જા. અહીંથી આગળ હું પગે જ મુસાફરી કરવાનો છું. મ્હારા આ શૂરા કંથકે મ્હને ઘણી સ્હાય કરી છે. એનો વિયોગ મ્હને મ્હારા આપ્તજનના વિયોગ કરતાં પણ વધારે સાલે છે. તથાપિ ભાવિ કર્તવ્ય તરફ દૃષ્ટિ રાખીને મ્હારે એ સહન કર્યે જ છૂટકો છે."

છન્ન બોલ્યો, "હે આર્યપુત્ર ! આપને એકલા મૂકી હું શું મ્હોડું લઇને કપિલવસ્તુમાં જઉં? શુદ્ધોદન મહારાજ આપના સમાચાર પૂછે તેમને શું કહું? આપનાં અને મ્હારાં સગાંવહાલાં મ્હને શું કહે?"

સિદ્ધાર્થે જવાબ દીધો, "છન્ન, તું એવી ચિંતાઓમાં પડીશ મા. આજ સુધી તેં મ્હારો શબ્દ હેઠે પડવા દીધો નથી. કંથકને સજ્જ કરી લાવ એમ કહેતાં વેંત 'તમે ક્યાં જાઓ છો' એવો સવાલ સુદ્ધાં તેં મ્હને કર્યો નથી; પણ માત્ર હવે તું મ્હારી ઇચ્છા અનુસાર વર્તવાને તૈયાર નથી. આ મ્હારા અલંકાર લઈ જઈ મ્હારા પિતાના મ્હોં આગળ મૂકજે અને તેમને મ્હારો સન્દેશો કહેજે કે 'તમારો પુત્ર રાજ્યના ઐશ્વર સુખમાં સમાધાન માનતો નથી. જગતમાં શાશ્વત સુખ છે કે નહિ એની શોધ કરવાનો એણે નિશ્ચય કર્યો છે. જો એને એવા સુખની ભાળ લાગશે તો જ એ પાછો આપનાં દર્શને આવશે; ન લાગે તો એના આ છેવટના નમસ્કાર સમજજો'."

સિદ્ધાર્થ બોલતો હતો ત્યાં છન્નની આંખોમાંથી ચોધારાં આંસુ વહ્યે જતાં હતાં. તે મોટેથી નીસાસો નાખીને બોલ્યો, "આર્યપુત્ર, આજ સુધી મ્હેં આપનો બોલ પડતા પહેલાં ઝીલી લીધો છે એ ખરૂં; પણ આપનો ને મ્હારો વિયોગ થવાનો પ્રસંગ જ કદીયે આવ્યો નહોતો. આપ મ્હારી સાથે હો તો ચાહે તે કામ કરતાં મ્હને કશાનો ડર લાગતો નથી. પણ આજ આપ મ્હારાથી કાયમના છૂટા પડવા માગો છો, તેથી મ્હારો આત્મા જાણે આ મ્હારા જડ દેહ રૂપી ખોળીઆને છોડી ચાલ્યો જતો હોય એવી મ્હારી સ્થિતિ થઈ છે. રાજપુત્ર! મ્હારી આપને એ જ વિનન્તિ છે કે આપ મ્હને આપનાથી વિખૂટો પાડશો મા."

સિદ્ધાર્થે કહ્યું, "છન્ન, તારી સ્વામિભક્તિ પ્રશંસાને પાત્ર છે, પણ દુનિયાદારીનો તને હજુ પૂરો ખ્યાલ આવ્યો નથી. હું અને તું ભેગા રહીશું તોપણ છેવટે મૃત્યુ તો આપણને વિખૂટા પાડવાનું જ છે. અને નિર્ઘૃણ મૃત્યુની દાઢમાંથી છૂટયો હોય એવો માણસ કોણ છે? માદીકરાનો, પિતાપુત્રનો, પતિપત્નીનો, મિત્રમિત્રનો અને સગાંસગાંનો વિયોગ પાડતાં મૃત્યુ કદી યે આઘુંપાછું જોતું નથી. તો આ કોઇને કોઈ કાળે થવાનો વિયોગ આજ જ થાય તો તેમાં તું આટલો બધો હેબતાઈ શાને જાય છે? અને બીજું એમ છે કે આ મ્હારો વિયોગ એ કંઈ કાયમનો નથી. મ્હને સદ્ધર્મબોધ થશે—અને થશે એવી મ્હને પૂરેપૂરી આશા છે—તો મ્હારો અને તારો ફરીથી મેળાપ થવાનો જ છે. માટે શોક તજી દઇને તું મ્હારા કહ્યા પ્રમાણે કર."

છન્ને ખેંચતાણ તો ખૂબ કરી, પણ સિદ્ધાર્થ આગળ તેનું કાંઈ ચાલ્યું નહિ. સિદ્ધાર્થના અલંકાર લઈને અને કંથકની લગામ ઝાલીને તે કપિલવસ્તુને રસ્તે વળ્યો. પણ શૂર કંથકથી પોતાના માલીકનો વિયોગ બિલકુલ સહેવાયો નહિ. તેણે મોટેથી ચીસો પાડી પોતાનું શરીર જમીન પર પછાડ્યું અને ત્યાં જ પ્રાણ છોડયો! કંથકના મરણથી છન્નના શોકનો પાર રહ્યો નહિ. પણ પોતાના ધણીની આજ્ઞા આગળ એનું કશું વળે એમ નહોતું, એટલે તે એમને એમ દુઃખથી ઉભરાતે હૈયે કપિલવસ્તુ ગયો.

---

## (૬)

### તપશ્ચર્યા

સિદ્ધાર્થે પોતાનો રાજવેશ છોડી ભિક્ષુવેશ ધારણ કર્યો અને પગે મુસાફરી કરીને એક અઠવાડિયામાં રાજગૃહ જઈ પહોંચ્યો. તેણે રસ્તામાં શી રીતે નિર્વાહ કર્યો એ વાત ગ્રન્થોમાં કહેલી નથી; છતાં અરણ્યમાં મળે એવાં ફળમૂળ પર તેણે ગુજારો કર્યો હશે એવું અનુમાન છે. પણ સિદ્ધાર્થ રાજગૃહમાં આવ્યો ત્યાં નિર્વાહનું બીજું સાધન ન હોવાથી તેને શહેરમાં ભિક્ષા માગવા જવું પડ્યું! ભિક્ષાપાત્ર લઇને પ્રસન્ન મુખમુદ્રાથી રાજગૃહના રસ્તાઓ પર તેને ચાલતો જોઇને રાજગૃહવાસી નાગરિકો ચકિત થઈ ગયા. રાજગૃહની આસપાસ અનેક શ્રમણો રહેતા હતા. પણ ભરજુવાનીમાં આવેલો સિદ્ધાર્થ જેવો તેજસ્વી પુરુષ એમનામાં કદી યે દેખાયો નહોતો. સિદ્ધાર્થને બારણા આગળ જોતાં જ ઘેરેઘેરથી સ્ત્રીઓ બહાર આવી યથાશક્તિ રાંધેલું અન્ન તેના પાત્રમાં મૂકવા લાગી. ઘડીવારમાં તો સિદ્ધાર્થનું પાત્ર નાનાપ્રકારનાં અન્નથી ભરાઈ ગયું. એ પાત્રને ઉપરણાથી ઢાંકી રાજમહેલ આગળ થઈ સિદ્ધાર્થ પાંડવ પર્વત ભણી વળ્યો.

મગધ દેશનો રાજા બિંબિસાર મહેલની અગાસીએ બેઠો હતો. સિદ્ધાર્થને રસ્તા પરથી જતો જોઈ તેણે નોકરોને કહ્યું, "આ વિલક્ષણ પુરુષ કોણ છે? એના શરીરની કાન્તિ જોતાં એ ઉચ્ચ કુળમાં જન્મ્યો હોવો જોઇએ એમ સ્પષ્ટ

દેખાય છે. પણ એનો ભિક્ષુવેશ જોઇને મનને શંકા થાય છે. તમે એની પાછળ પાછળ જઇને એ ક્યાં જાય છે ને શું કરે છે એની તપાસ કરો. એની બધી પ્રવૃત્તિ જાણવાને હું બહુ જ ઉત્સુક થયો છું. ”

રાજાની આજ્ઞા સાંભળતાંની સાથે રાજદૂતો તાબડતોબ સિદ્ધાર્થની પાછળ જવા નીકળ્યા.

પાંડવ પર્વત પર આવી સિદ્ધાર્થ એક ટેકરીની છાયા નીચે પત્થર પર બેઠો અને ભિક્ષાપાત્ર નીચે મૂકી એમાંના નાનાવિધ અન્ન તરફ નજર નાંખી. ઢેડ અને ચમારથી માંડીને તે ઠેઠ બ્રાહ્મણ સુધીની અઢારે વર્ણના માણસોએ આપેલું અન્ન એ પાત્રમાં હતું. એ જોઈ સિદ્ધાર્થને ઉકાંટા આવવા લાગ્યા પેટનાં આંતરડાં મ્હોં વાટે બહાર નીકળે છે કે શું એમ તેને થઈ ગયું. એટલે તેણે મનમાં કહ્યું, “ સિદ્ધાર્થ, તને કોઇએ જોરજુલમથી પ્રવ્રજ્યા લેવાની ફરજ પાડી નથી. રાજીખુશીથી તેં આ વેશ સ્વીકાર્યો છે. રાજસંપત્તિનો તેં હસતે મ્હોડે ત્યાગ કર્યો છે; છતાં આ ઘાતક સંસ્કારોને તું હજુ પણ હૈયા સાથે ચોંટાડી રાખે છે ! માણસ માણસના ભેદભાવથી તારૂં હૈયું ફફળી ઉઠતું હતું. પણ અત્યારે હીન જાતિનું અન્ન ખાવાનો પ્રસંગ આવતાં વેંત તારા મનમાં એ લોકોને વિષે અનુકંપા ન રહેતાં કંટાળો ઉપજ્યો. સિદ્ધાર્થ ! આવી ઘેલછા છોડી દે. સુગંધી ચોખાના ભાતમાં અને દીન લોકોએ આપેલા આ અન્નમાં તને ભેદભાવ ન જણાવો જોઇએ. એ સ્થિતિ આવશે તો જ તારી પ્રવ્રજ્યા સફળ થવાની છે. ”

આ પ્રમાણે પોતાના મનને બોધ દઇને સિદ્ધાર્થે ભારે સંયમથી ભિક્ષાનું અન્ન ખાવાની શરૂઆત કરી. એટલામાં બિંબિસાર રાજાએ મોકલેલા ચાર દૂત સિદ્ધાર્થ બેઠો હતો ત્યાં આવ્યા. એમાંથી એક જણ તાબડતોબ રાજાને ખબર આપવાને પાછો દોડી પહોંચ્યો અને બિંબિસારને કહ્યું, "મહારાજ, આપે જે સત્પુરુષની ભાળ કાઢવા સારૂ અમને મોકલ્યા હતા તે પાંડવ પર્વતની તળેટીમાં આવેલી એક ટેકરીની છાયામાં બેઠો છે. સિંહસમી તેની મુદ્રા જોઇને કોઈ પણ માણસના મનમાં એને વિષે આદરબુદ્ધિ ઉપજ્યા વિના રહે એમ નથી.".

દૂતોના આ શબ્દો સાંભળી બિંબિસારે પોતાનો રથ જોડાવ્યો અને તાબડતોબ પાંડવ પર્વતની તળેટીમાં જઈ જ્યાં સિદ્ધાર્થ બેઠો હતો તે ઠેકાણે પગે ચાલતો ગયો.

સિદ્ધાર્થે ભોજન હમણાં જ પૂરૂં કર્યું હતું. ભિક્ષાપાત્ર ધોઇને એક બાજુએ તડકામાં પલાંઠી વાળીને તે પોતાના આસન પર શાન્તપણે બેઠો હતો. બિંબિસાર તેની પાસે જ એક બાજુએ બેઠો અને બોલ્યો, "તારા શરીરની કાન્તિ પરથી તું ઉચ્ચ ક્ષત્રિયકુળમાં જન્મેલો હોવો જોઇએ એમ જણાય છે. પણ આટલી તરુણ વયમાં રાજ્યશ્રીનો ત્યાગ તારે શા માટે કરવો પડ્યો એનું અનુમાન હું કરી શકતો નથી. તું ક્યા કુળમાં જન્મ્યો છે અને અહીં કેમ આવ્યો છે એ જાણવાની ઇચ્છાથી હું અહીં આવ્યો છું. તું ગમે તે જાતનો હોય તોપણ તને મ્હારી પાસે રાખી મોટી પાયરીએ ચડાવવાનો મ્હેં વિચાર

કર્યો છે. તું મ્હારા સૈન્યમાં ભારે સેવા કરીશ એમાં મ્હને શંકા નથી."

સિદ્ધાર્થે જવાબ દીધો, "મહારાજ, હિમાલયની તળેટીમાં શાક્યોનું જે સુસમૃદ્ધ રાજ્ય છે તેની કીર્તિ તો આપનાં સાંભળવામાં આવી જ હશે. ત્યાંના રાજાનો હું પુત્ર છું. સંપત્તિ મેળવવાની આશાએ મ્હેં ગૃહત્યાગ કર્યો નથી. ગૃહત્યાગમાં મ્હારો બીજો કશો ઉદ્દેશ નથી; કેવળ દુઃખોપશમનો માર્ગ શોધી કાઢવાને માટે અહીં સુધી આવવાનો મ્હેં શ્રમ સહન કર્યો છે. એને માટે હજુ પણ પુષ્કળ ક્લેશ સહેવાને હું તૈયાર છું. જગતમાંની સઘળી સંપત્તિ મળે તોપણ મ્હારા મનનું સમાધાન થવાનું નથી. માનવજાતિના દુઃખનો અન્ત ક્યાં આવે છે અને એ સ્થાન પ્રતિ જવાનો માર્ગ કયો એ મ્હને સમજાય નહિ તો મ્હારૂં જીવતર ધૂળ છે! માટે આપ મ્હને આપના રાજ્યમાં રહેવાનો આગ્રહ ન કરશો."

બિંબિસારે સિદ્ધાર્થનો નિશ્ચય જોઈ તેનું મન વાળવાનો પ્રયત્ન છોડી દીધો અને કહ્યું, "હે રાજકુમાર! તારા નિશ્ચયની આડે આવવાની મ્હારી ઇચ્છા નથી! પણ જો તને જગદુદ્ધારનો માર્ગ જડે તો સૌથી પહેલાં તારે મ્હારૂં વિહારદાન+ સ્વીકારવું પડશે."

સિદ્ધાર્થે એ વાત કબૂલ રાખી અને ત્યાંથી આળાર-કાલામ ઋષિના આશ્રમે ગયો.

+ વિહાર એટલે ભિક્ષુને રહેવા માટે બાંધેલો આશ્રમ.

આળારકાલામ એ મોટા નામાંકિત તપસ્વી હતો અને રાજગૃહ પાસે એક આશ્રમમાં રહેતો હતો. યોગશાસ્ત્રમાં તે પારંગત છે એવી તેની ભારે ખ્યાતિ હતી. આ શાસ્ત્રનાં તત્ત્વો સમજી લેવાને તેની પાસે દૂરદૂરના પ્રાંતોમાંથી સંખ્યાબંધ ભાવિક લોક આવતા અને તેમાંના કેટલાક તેના શિષ્ય બની યોગાભ્યાસ કરવા માટે ત્યાં જ રહી જતા.

સિદ્ધાર્થે કાલામના આશ્રમમાં પ્રવેશ કર્યો તે વેળા મોટું શ્રાવક મંડળ ત્યાં જામ્યું હતું. હું કાલામના દર્શને આવ્યો છું એમ કહ્યું એટલે કેટલાક તપસ્વીઓ તેને કાલામ ઋષિની કુટીરમાં લઈ ગયા. કાલામ એક દર્ભાસન પર બેઠો હતો. સિદ્ધાર્થ તેને નમસ્કાર કરી એક બાજુએ મૂકેલા આસન પર બેઠો અને કાલામને પોતાનો પૂર્વ વૃત્તાન્ત નિવેદન કરી બોલ્યો, "કાલામ, આપનો શિષ્ય બની મોક્ષમાર્ગની પ્રાપ્તિ કરી લેવાની ઇચ્છાથી હું આપની પાસે આવ્યો છું."

કાલામ ઋષિના અનેક શિષ્યો છતાં તેમાં આટલા મોટા રાજકુળમાં જન્મેલો એવો એક પણ શિષ્ય નહોતો. તેથી સિદ્ધાર્થ મ્હારૂં શિષ્યત્વ સ્વીકારવાને અહીં સુધી આવ્યો એ વિચારથી એના મનને આનન્દ થયો હોય તો તેમાં બહુ નવાઈ જેવું નથી. તેણે સિદ્ધાર્થને કહ્યું, " મ્હારા પન્થમાં ભળીને ઘણા લોકોનું સમાધાન થયું છે., તું ઉચ્ચ કુળમાં જન્મ્યો હોવાથી નાનપણમાં જ સર્વ પ્રકારનું શિક્ષણ તને મળ્યું હોવું જોઈએ. તેથી તું મ્હારો મત અંગીકાર કરીશ તો એનું રહસ્ય તને જણાતાં વાર લાગવાની નથી."

કાલામ ઋષિનાં તત્ત્વજ્ઞાનમાં સિદ્ધાર્થ થોડા જ વખતમાં પારંગત થઈ ગયો. કોઇ પણ સિદ્ધાન્તનો પૂર્વપક્ષ-ઉત્તરપક્ષ કરી ચર્ચા કરવાની તેની તૈયારી હતી. પણ એ સઘળી પોપટ-પંચી હતી. કાલામના બીજા પણ કેટલાક શિષ્યો સિદ્ધાર્થની પેઠે પોપટપંચીમાં પ્રવીણતા મેળવી પોતે મોટા તત્ત્વવેત્તા છે એમ સમજતા હતા. પણ આ પોપટપંચીથી સિદ્ધાર્થનું સમાધાન ન થયું. તેણે વિચાર કર્યો, " માત્ર શ્રદ્ધાપૂર્વક સર્વ સિદ્ધાન્તનો મુખપાઠ કરી જવાથી મ્હારા ગુરુને ધર્મ-રહસ્યનો સાક્ષાત્કાર નહિ થયો હોય; અને સાક્ષાત્કાર વગર તો તેઓ સઘળા લોકોને પોતાના ધર્મનો ઉપદેશ ન જ કરે. તેથી મ્હારે આ પોપટપંચીથી સન્તોષ ન માનતાં કાલામ ઋષિના ધર્મરહસ્યનો સાક્ષાત્કાર કરી લેવો જોઇએ."

આવો વિચાર કરી સિદ્ધાર્થ કાલામ પાસે ગયો અને બોલ્યો, " હે આચાર્ય, આપે શીખવેલા સર્વ સિદ્ધાન્ત મ્હને મ્હોડે થઇ ગયા છે. કોઈ પણ સિદ્ધાન્ત વિષે વાદવિવાદ કરવાને હું તૈયાર છું. છતાં આપના ધર્મરહસ્યનો મ્હને સાક્ષાત્કાર થયો નથી. તેથી આપના ધર્મનું સારભૂત એવું અંગ કયું અને એના સાક્ષાત્કારનો માર્ગ કયો એ કૃપા કરીને મ્હને કહો."

કાલામે જવાબ દીધો, " સિદ્ધાર્થ, મ્હારા આખા ધર્મમાં મ્હેં જે સમાધિની સાત પાયરીઓ કહી છે તે શ્રેષ્ઠ છે. એની જો પ્રાપ્તિ થાય તો તને તે જ ક્ષણે મ્હારા ધર્મરહસ્યનું જ્ઞાન થશે."

સિદ્ધાર્થે કહ્યું, " આ સમાધિની સાત પાયરીઓ મ્હને મ્હોંડે તો આવડે છે, છતાં એનું યથાર્થ જ્ઞાન મ્હને થયું નથી. આપ મ્હારા પર દયા કરી ફરી એકવાર એનું સ્પષ્ટીકરણ કરી બતાવો. "

કાલામે સમાધિની પાયરીઓ સમજાવવા માંડી: " સિદ્ધાર્થ, પહેલી ચાર પાયરીઓને હું ધ્યાન કહું છું. પહેલા ધ્યાનમાં વિતર્ક, વિચાર, પ્રીતિ, સુખ અને એકાગ્રતા એ પાંચ મનોવૃત્તિઓ રહે છે અને બાકીની બધી મનોવૃત્તિઓ નષ્ટ થઈ જાય છે. વિતર્ક એટલે ઇન્દ્રિયગોચર વિષયોમાં ચિત્તનો પ્રથમ પ્રવેશ. વિચાર ધ્યાનવિષયનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે છે. વિતર્ક કરતાં વિચાર વધારે શાન્ત હોય છે. પ્રીતિ એ ધ્યાનમાં યોગીને પ્રાપ્ત થતો આનન્દ છે. સુખ પ્રીતિ કરતાં પણ વધારે શાન્ત સ્વભાવનું હોય છે. પ્રીતિની લહેરો શમે છે ત્યારે યોગીને સમાધિસુખ શું છે એની સમજણ પડે છે. એકાગ્રતા એટલે ધ્યાનવિષયમાં તલ્લીનતા. એકાગ્રતા વિના મનુષ્યને ક્ષણિક સમાધિ સુદ્ધાં સાધ્ય થાય એમ નથી. બીજા ધ્યાનમાં વિતર્ક અને વિચાર એ બે મનોવૃત્તિઓ નિર્મૂળ થઇને પ્રીતિ, સુખ અને એકાગ્રતા એ ત્રણ જ મનોવૃત્તિઓ બાકી રહે છે. ત્રીજા ધ્યાનમાં પ્રીતિ પણ નીકળી જાય છે. અહીં યોગી સુખ અને એકાગ્રતા એનો જ અનુભવ લે છે. ચોથા ધ્યાનમાં એકલી એકાગ્રતા જ બાકી રહે છે. અને એને ઉપેક્ષાનો ટેકો હોવાથી તે અત્યન્ત પરિશુદ્ધ હોય છે. આ ચાર ધ્યાન સાધ્ય થયા પછી યોગીએ અનન્ત આકાશનું ધ્યાન ધરવું. આકાશનું ધ્યાન ધર્યે જે સમાધિ પ્રાપ્ત થાય છે તેને આપણે

આકાશાનન્ત્યાયતન સમાધિ કહીએ છીએ. આ સમાધિની સંપૂર્ણ પ્રાપ્તિ થયા પછી યોગીએ વિજ્ઞાનનું ધ્યાન ધરવું. વિજ્ઞાનની વ્યાપ્તિ આકાશની પણ પેલી પાર છે. તેથી યોગી આકાશની પાયરી છોડી આ પાયરી પર જાય એટલે સકળ વિશ્વ તેને જ્ઞાનમય દીસે છે; વિજ્ઞાન સિવાય બીજી કશી વસ્તુ તેને દેખાતી નથી. આ સમાધિને આપણે વિજ્ઞાનાનન્ત્યાયતન સમાધિ કહીએ છીએ. એની પેલી પારની અને છેવટની પાયરી યોગીએ અભાવનું ધ્યાન ધરવું એ છે.

આ જગતમાં કશી વસ્તુનું અસ્તિત્વ નથી, આખું જગત અભાવરૂપ છે, એમ ધ્યાન કર્યાથી આ સમાધિની પ્રાપ્તિ થાય છે. આ સમાધિ અભાવ રૂપ હોવાથી આપણે એને આકિંચન્યાયતન સમાધિ કહીએ છીએ. શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ, અને પ્રજ્ઞા એ પાંચ મનની શક્તિઓ છે. તેમને મ્હેં માનસિક ઇંદ્રિયો એવું નામ આપ્યું છે. યોગીઓએ આ ઇંદ્રિયોને વિષમ થઇ જવા ન દેતાં તેમનું સામ્ય પ્રાપ્ત કરવું જોઇએ. ખાસ કરીને શ્રદ્ધા અને પ્રજ્ઞાનું, તથા વીર્ય અને સમાધિનું સામ્ય હોવું જોઇએ. સ્મૃતિનો ઉપયોગ સઘળે કરવો પડેછે. સ્મૃતિ એટલે મનની જાગૃતિ. હું આ પ્રસંગે શું કરૂં છું, મ્હારૂં મન સ્વસ્થ છે કે અસ્વસ્થ છે વગેરે વસ્તુ વિષેનો જે વિવેક એનું જ નામ સ્મૃતિ. આ સ્મૃતિનાં જે દ્વાર શ્રદ્ધા અને પ્રજ્ઞા, વીર્ય અને સમાધિ છે તેની સમતા સાધવી જોઇએ. સિદ્ધાર્થ, તું જો આ પાંચ ઇન્દ્રિયોની સમતા સાધી અનુક્રમે મ્હેં કહેલી સમાધિની સઘળી પાયરીઓનો અભ્યાસ કરીશ તો તને છેવટની પાયરીની

—આકિંચન્યાયતન સમાધિની પ્રાપ્તિ થયા પછી મ્હારા ધર્મના રહસ્યનો તને સાક્ષાત્કાર થશે એમ કહી શકાશે."

સિદ્ધાર્થે ગુરુનો ઉપદેશ સાંભળી લઇ એકાન્તમાં ચિન્તન કરવાનો પ્રારંભ કર્યો. તેણે વિચાર કર્યો, મ્હારા આચાર્યે શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા એ પાંચ માનસિક શક્તિઓનું સમત્વ સાધવાનું મને કહ્યું એ તો ઠીકજ છે; કેમકે વ્યવહારમાં પણ એ શક્તિઓનું સામ્ય હોવું બહુ જરૂરનું છે. આપણી શ્રદ્ધા જ જો વધતી જાય અને એની સાથે સાથે પ્રજ્ઞાની વૃદ્ધિ ન થાય તો આપણે ગમે તે વસ્તુ પર વિશ્વાસ રાખવા લાગીએ છીએ. કોઇએ કંઇ કહ્યું એટલે તે આપણને ખરૂં લાગે છે. એથી ઉલટું આપણી પ્રજ્ઞા વધતી જાય અને તેને શ્રદ્ધાનું બંધન ન હોય તો તે ઉચ્છૃંખલ થઇ જાય છે. તેને લીધે આપણે ગર્વથી ફુલાઇ જઇએ છીએ અને દંભનું ભક્ષ થઇ પડીએ છીએ. પણ પ્રજ્ઞાને જ્યારે શ્રદ્ધાની જોડ મળે છે ત્યારે આ બન્ને માનસિક શક્તિઓનું સુખકારક પરિણામ નીપજે છે. તે જ પ્રમાણે વીર્ય (ઉત્સાહ) વધતું જાય અને એને સમાધિનું બંધન ન હોય તો તે ઉચ્છૃંખલ થઇ જાય છે. અતિશય ઉત્સાહને લીધે મનુષ્યને પોતે શું કરે છે એનું પણ ભાન રહેતું નથી. છતાં એકલી સમાધિ પણ નુકસાનકર્તા છે. સમાધિની શક્તિ વધતી જાય તો તો માણસ આળસુ બને, અને એ કશું લોકોપયોગી કૃત્ય કરી શકે નહિ. પરંતુ વીર્ય અને સમાધિ એ બે શક્તિની સમતા પ્રાપ્ત કરાય તો પરિણામ સુન્દર આવે. સ્મૃતિનો ઉપયોગ સર્વત્ર કરવો ઘટે એ મ્હારા ગુરુનું કહેવું બરાબર છે. રાજાનો મુખ્ય પ્રધાન જેમ

બીજા પ્રધાનોના કામની તપાસ રાખે છે. તે પ્રમાણે સ્મૃતિએ શ્રદ્ધા અને પ્રજ્ઞા, વીર્ય અને સમાધિ એમના કાર્ય પર દેખરેખ રાખવી જોઇએ. હવે મ્હારા ગુરુ જ એ પાંચ શક્તિની સમતા સાધી શક્યા અને બીજાથી તેમ થઇ શકે નહિ એમ નથી. મ્હારામાં પણ આ પાંચ શક્તિઓ છે. અને હું પણ એ પાંચની સમતા સાધવાને સમર્થ છું."

સતત પરિશ્રમ કરીને અને ઉપર ગણાવેલી પાંચ માનસિક શક્તિઓનું સમત્વ પ્રાપ્ત કરી સિદ્ધાર્થે થોડા જ વખતમાં આર્કિચન્ય સમાધિ સાધ્ય કરી, અને કાલામની પાસે જઈ તેમને કહ્યું, "ઓ આચાર્ય, આપે સમાધિની જે સાત પાયરીઓ કહી તેનો ક્રમશઃ અભ્યાસ કરીને છેવટની પાયરી મ્હેં સાધ્ય કરી છે. હવે આગળ મ્હારે શું કરવું તે મ્હને કહો."

કાલામે જવાબ દીધો, "હવે આગળ તારે કશું કરવાનું રહ્યું નહિ. મ્હારા ધર્મ રહસ્યનો જેવો મ્હને સાક્ષાત્કાર થયો છે તેવો જ તને પણ થયો છે. હવે તું મ્હારા જેવો જ આ ધર્મપન્થનો મુખ્ય આગેવાન થઈ શિષ્યશાખા વધારવાનો પ્રયત્ન કર."

કાલામ ગુરુ અને સિદ્ધાર્થ શિષ્ય હોવા છતાં કાલામે સિદ્ધાર્થનું ગૌરવ કર્યું. સિદ્ધાર્થે જ્યારે આર્કિચન્યાયતન સમાધિ સાધ્ય કરી ત્યારે કાલામે મોકળે મને સિદ્ધાર્થ પોતાના જેટલી જ યોગ્યતાએ ચડ્યો છે એ વાત કબૂલ કરી. પણ કાલામે દીધેલા માનથી સિદ્ધાર્થનું સમાધાન થયું નહિ. તે મનમાં બોલ્યો, "આર્કિચન્યાયતન સમાધિથી નિર્વાણની પ્રાપ્તિ

તો થવાની નથી.. આ સમાધિથી દુર્વાસનાનું કેટલોક વખત સુધી દમન કરી શકાશે, પણ એનો સમૂળો ઉચ્છેદ થવાનો નથી. મ્હારા આચાર્યે ઉપદેશેલા આ માર્ગથી નિર્વાણનો માર્ગ ભિન્ન હોવો જોઇએ."

આમ વિચાર કરી સિદ્ધાર્થ કાલામ ઋષિનો આશ્રમ છોડી નીકળ્યો અને ઉદ્રક રામપુત્ર નામના બીજા એક પ્રખ્યાત તપસ્વી ઋષિને આશ્રમે ગયો.

ઉદ્રક ઋષિએ સિદ્ધાર્થની સારી પેઠે આગતાસ્વાગતા કરી. સિદ્ધાર્થે પોતાનો વૃત્તાન્ત કહ્યો ત્યારે આ રાજપુત્રે આટલા અલ્પ સમયમાં જ સાત પાયરીઓ વટાવી દીધી એ જાણીને ઋષિ ચકિત થઇ ગયા. તેમણે કહ્યું, "હે રાજપુત્ર, મ્હારી શિષ્યશાખામાં અનેક તપોવૃદ્ધ શ્રમણ છે; પણ આટલા થોડા વખતમાં સમાધિની સાત પાયરીઓ ચડેલો શિષ્ય મ્હને એક પણ મળ્યો નથી! તું ઉચ્ચ કુળમાં જન્મેલો હોવાથી તારી આગલી ઉંમર સુખચેનમાં ગઇ છે. તેમ છતાં, અમને તપસ્વીઓને જે વસ્તુઓ ભારે કષ્ટથી સાધ્ય થાય છે તે તેં વગર મહેનતે સાધ્ય કરી એ વાતનું જેટલું કૌતુક કરીએ એટલું ઓછું છે! તારા પ્રજ્ઞાદિક ગુણોથી અને તપશ્ચર્યાથી તું આશ્રમને શોભા આપીશ એમાં મ્હને શંકા નથી. હવે તને શીખવાડવાની એવી એક જ સમાધિ બાકી રહી છે. કાલામે તને જે સાત પાયરીઓ શીખવાડી તેની આગળ બીજી એક પાયરી છે. તેને અમે નૈવસંજ્ઞાનાસંજ્ઞાયતન સમાધિ કહીએ છીએ. આ સમાધિમાં યોગી તલ્લીન થાય એટલે તેના મનમાંથી

પદાર્થ માત્રની સંજ્ઞા નષ્ટપ્રાય થઇ જાય છે. અભાવની સંજ્ઞા પણ તેના મનમાં રહેતી નથી. માટે આ સમાધિને નૈવસં-જ્ઞાનાસંજ્ઞાયતન સમાધિ એવું નામ આપ્યું છે. આ સમાધિનો તું અભ્યાસ કરીશ તો તેજ વેળા તને મ્હારા ધર્મનું રહસ્ય જણાશે."

ઉદ્રક ઋષિના ઉપદેશ પ્રમાણે ચાલી સિદ્ધાર્થે થોડા જ દિવસમાં નૈવસંજ્ઞાનાસંજ્ઞાયતન સમાધિનો પૂર્ણ અભ્યાસ કર્યો અને ઉદ્રક ઋષિ પાસે જઈ બોલ્યો, "ઓ આચાર્ય, આપે ઉપદેશેલી છેવટની સમાધિ મ્હને પૂર્ણપણે સાધ્ય થઈ છે. હવે આગળ શું કરવું તે શીખવો."

ઉદ્રકે કહ્યું, "સિદ્ધાર્થ, હવે તને શીખવવાનું કશું રહ્યું નથી. તું મ્હારી પેઠે જ મ્હારી શિષ્યશાખાનો મુખ્ય આચાર્ય થઇને એમને આ મ્હારો ધર્મ શીખવ."

આ બીજા ગુરુએ દીધેલા માનથી પણ સિદ્ધાર્થનું સમાધાન થયું નહિ. તેણે વિચાર કર્યો, "નૈવસંજ્ઞાનાસંજ્ઞાયતન સમાધિ સર્વ સમાધિમાં શ્રેષ્ઠ છે એમાં શંકા નથી; પણ એને બળે નિર્વાણની પ્રાપ્તિ થવાની નથી. આ સર્વ સમાધિઓથી મ્હારી દુષ્ટ મનોવૃત્તિઓ કૈંક વખત સુધી દબાશે; પણ એમનો સમૂળો નાશ નહિ થાય. તેથી હવે જે તે ધર્મપન્થમાં પેસી વખત ન બગાડતાં પોતેજ પ્રયત્ન કરીને નિર્વાણનો માર્ગ શોધી કાઢવો જોઇએ."

પછી ઉદ્રક ઋષિની રજા લઇ સિદ્ધાર્થ ફરતો ફરતો ગંગાની પાસે ઉરુવેલા કરીને સ્થાન હતું ત્યાં આવ્યો. આ

પ્રદેશ અત્યન્ત રમણીય હતો. નૈરંજરા નદી આ જ પ્રદેશમાં થઇને વહેતી હતી અને થોડે થોડે અન્તરે આ નદીને કાંઠે ગામો વસેલાં હતાં. આ રમ્ય પ્રદેશની વનશ્રી જોઇને બોધિસત્ત્વનું હૃદય વીંધાઈ ગયું. તે બોલ્યો, " આવો પ્રદેશ મ્હારા જોવામાં ક્વચિત જ આવ્યો હશે. શી આ વનશ્રી ! આ મંદમંદ વહેતી નદી તો જાણે મ્હને પ્રેરણા જ દઈ રહી છે. અહીંના લોકોએ આ વન તોડી આ પ્રદેશ ઉજ્જડ કર્યો નથી એ એક તપસ્વિજનનું ભાગ્ય સમજવું જોઇએ. "

બોધિસત્ત્વે આ જ પ્રદેશમાં પોતાની તપશ્ચર્યા આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો. બીજા પણ અનેક તપસ્વીઓ મગધ દેશના આ અરણ્યભાગમાં તપશ્ચર્યા કરતા હતા. ઉરુવેલકાશ્યપ, ગયાકાશ્યપ અને નદીકાશ્યપ એ ત્રણ ભાઇઓ અહીંના તપસ્વિમંડળમાં મુખ્ય ગણાતા હતા. બીજા પણ કેટલાક સ્વતંત્રપણે યોગાભ્યાસ કરનારા તપસ્વીઓ આ અરણ્યમાં વસતા હતા.

સિદ્ધાર્થે પણ કોઇનું શિષ્યત્વ ન સ્વીકારતાં અહીંયાં સ્વતન્ત્રપણે યોગાભ્યાસની શરૂઆત કરી. સમાધિની આઠ પાયરીઓ તો તે વટાવી ગયો જ હતો. છતાં એથી પણ આગળ બીજી કંઇ નવી પાયરીઓ હોય તો જોવી એ ઉદ્દેશથી તેણે કડક યોગાભ્યાસ આદર્યો. શ્વાસોચ્છ્વાસ રોકી કલાકના કલાક સુધી તે મૃતવત્ ધ્યાનસ્થ બેસતો. એને લીધે એના પેટમાં ભયંકર વેદના થતી અને આખું શરીર બળ્યું બળ્યું થઇ રહેતું. છતાં તેનો ઉત્સાહ રતિપૂર મોળો પડ્યો નહિ અને જાગૃતિમાં ઉણપ આવી નહિ. પહેલાં તો આ તીવ્ર

યોગાભ્યાસની સિદ્ધાર્થના ચિત્ત પર નુકસાનકારક અસર થઇ નહિ, છતાં શરીર પર માઠી અસર થયા વિના રહી નહિ. તેનું શરીર છેક દૂબળું થઇ ગયું.

આ પ્રમાણે સિદ્ધાર્થ પોતાને યોગાભ્યાસ ચલાવતા હતા ત્યાં કૌંડિન્ય, વપ્ર, ભદ્રિય, મહાનામ અને અશ્વજિત્ એ નામના પાંચ બ્રાહ્મણ તપસ્વી તેને આવી મળ્યા. સિદ્ધાર્થનું અને તેમનું નાનપણનું ઓળખાણ હતું અને સિદ્ધાર્થ આગળ પર બુદ્ધ થનાર છે એ ભવિષ્ય બાળપણમાં જ તેમના સાંભળવામાં આવ્યું હતું. સિદ્ધાર્થે આદરેલો ખડતર યોગાભ્યાસ જોઇ તે થોડા જ વખતમાં બુદ્ધ થશે એવી તેમને આશા ઉપજી અને તેથી તેઓ ભારે આસ્થાથી સિદ્ધાર્થની સેવા કરવા લાગ્યા.

ઘણા દિવસ સુધી સિદ્ધાર્થે હઠયોગને અભ્યાસ કર્યો. શિયાળામાં દિવસે જંગલમાં પેસી ત્યાં ધ્યાન લગાવી બેસવું ને રાત્રે ખુલ્લા મેદાનમાં બેસવું, અને ઉનાળામાં દિવસે મેદાનમાં બેસવું અને રાતે ગીચ ઝાડીમાં પેસી ત્યાં બેસવું, એ રીતે તેણે તપ આરંભ્યું. પણ એને લીધે બીજો કશો લાભ ન થતાં દહાડે દહાડે તેનું શરીર માત્ર ગળવા લાગ્યું. છતાં તેણે પોતાનો નિશ્ચય ડગવા દીધો નહિ. હઠયોગથી નિર્વાણની પ્રાપ્તિ થતી નથી એ જોઇ તેણે ધીમે ધીમે આહાર ઓછો કરવાની શરૂઆત કરી. આહાર છોડયે યોગમાર્ગમાં જલદી સિદ્ધિ મળે છે એમ તે કાળે મનાતું હતું.

સિદ્ધાર્થે ધીમે ધીમે અન્નનો ત્યાગ કર્યો અને રોજનું ચાર પાંચ પળી મગનું કે કળથીનું પાણી પીને તે દિવસ

કાઢવા લાગ્યો. એના દેહની અશક્તિની હવે હદ આવી ગઈ. હાથપગ સળીઓ થઈ ગયા, બરડાની કરોડ સાફ દેખાવા લાગી, બાળેલા ઘરના વાંસની પેઠે પાંસળીઓ હચમચી ગઇ, પાણીમાં પડેલાં નક્ષત્રોનાં પ્રતિબિંબ જેમ ઊંડાં ગએલાં દેખાય છે તેમ તેની આંખોની કીકીઓ ઊંડી ઉતરી પડી, કડવું કોળું કાચું કાપીને તડકામાં નાખતાં જેમ કરમાઈ જાય છે તેમ તેની અગાઉની સુન્દર અંગકાન્તિ છેક કરમાઇ ગઈ અને તેનાં પેટ અને પીઠ ચોંટીને એક થઈ ગયાં.

એક દિવસ સિદ્ધાર્થના મનમાં એવો વિચાર આવ્યો કે "આ જે હું અતિ તીવ્ર વેદના ભોગવું છું તેના કરતાં વધારે તીવ્ર વેદના કોઈ તપસ્વીએ નહિ વેઠી હોય! પણ આટલું દુઃખ ભોગવ્યા છતાં મ્હને પરમશાન્તિનો માર્ગ જડતો નથી. ત્યારે મ્હારા પ્રયત્નમાં ભૂલ તો નહિ હોય? મેરુમંડળમાં ભૂલો પડેલો વટેમાર્ગૂ જેમ આડી વાટે ચડી જાય છે તેવી જ મ્હારી સ્થિતિ નહિ થઇ હોય એમ કેમ કહેવાય? નાનપણમાં મ્હારા પિતાની સાથે ખેતરમાં ગયો હતો ત્યાં જાંબુના ઝાડની છાયામાં હું ધ્યાનસ્થ બેઠો હતો એ મ્હને યાદ છે. તે વેળા હું દેહદંડન કરતો નહોતો તેમ છતાં મ્હને સમાધિસુખ મળેલું. એટલે અત્યારના મ્હારા દેહદંડનથી મ્હને કંઇ ફાયદો થાય એમ લાગતું નથી. નાનપણમાં હું જે સમાધિસુખનો અનુભવ કરતો હતો તે પાપવાસનાની તૃપ્તિ કરવાથી મળેલું સુખ નહોતું કે બીજાના ખૂનખારથી મળેલું સુખ નહોતું. ત્યારે એવું સુખ મ્હારે શામાટે જતું કરવું એ મ્હને સમજાતું નથી. આ તપશ્ચર્યાનો વિકટ માર્ગ છોડી હું એ સાદે માર્ગે કાં ન વળું? પણ મ્હારૂં

શરીર એટલું દૂબળું પડી ગયું છે કે મ્હારાથી કોઈ પણ માર્ગે એક પણ પગલું આગળ વધવાનું બની શકે એવું નથી. માટે પહેલાં તો થોડું થોડું અનાજ ખાવાની ટેવ પાડીને મ્હારી જતી રહેલી શક્તિ પાછી મેળવવી જોઇએ. ".

તે દિવસથી આસપાસનાં ગામમાંથી ભિક્ષા લાવીને સિદ્ધાર્થ થોડું થોડું અન્ન ખાવા લાગ્યો. સિદ્ધાર્થને ખાતો જોઇ તેની શુશ્રૂષામાં રહેલા પાંચ તપસ્વીઓને એના પર તિરસ્કાર છૂટયો. તે આપસમાં કહેવા લાગ્યા, "આજ સુધી આપણને એવી આશા હતી કે સિદ્ધાર્થ તીવ્ર તપશ્ચર્યાને બળે કરીને બુદ્ધ થઇને આપણું અજ્ઞાન દૂર કરશે અને આપણને પણ પોતાના ધર્મના ભાગીદાર બનાવશે; પણ આજ આપણી આશા ધૂળમાં મળી ગઈ છે. આ ઢોંગી રાજપુત્ર મુક્તિનો ખરો માર્ગ છોડી પેટને પન્થે વળ્યો છે! હવે એની પાસેથી બ્રહ્મજ્ઞાનની આશા કરવી એ લીમડાના ઝાડ પરથી મીઠા ફળની આશા કરવા બરોબર છે!"

આવી રીતે આપસમાં સિદ્ધાર્થને વિષે તિરસ્કારનાં વચન કાઢી એ પાંચ તપસ્વીઓ કાશી ભણી ચાલતા થયા.

મ્હારા સાથીઓ મ્હને છોડી ગયાએ વિચારથી સિદ્ધાર્થના મન પર કશું માઠું પરિણામ થવાને બદલે તેણે ભારે ખંતથી ધર્મચિન્તનનું કાર્ય આગળ ચલાવ્યું. કેંક દિવસ નિયમિતપણે મિતાહાર કર્યાથી સિદ્ધાર્થના શરીરમાં પહેલાંની શક્તિ આવતી ગઈ અને તે નિરામય સમાધિસુખનો અનુભવ લેવા લાગ્યો.'

---

## (૪)

### માર સાથે યુદ્ધ

ઉરુવેલાના પ્રદેશમાં સેનાની નામનો એક ઇનામદાર રહેતો હતો. તે જે ગામમાં રહેતો હતો તે ગામનું નામ સેનાની-ગ્રામ પડ્યું હતું. એ ઇનામદારને સુજાતા નામની એક રૂપવતી કન્યા હતી. મ્હને યોગ્ય વર મળશે ને પહેલો પુત્ર જન્મશે તો દેવતાને દૂધની ખીરનું નૈવેદ્ય ધરાવી ઘણા ભાવથી તેની પૂજા કરીશ એવી સુજાતાએ કુમારી અવસ્થામાં પોતાના ગામની પડોશમાંની વનદેવતાની બાધા રાખી હતી.

સુજાતાનો મનોરથ પૂરો થયો હતો. તેને ઉંચા કુળનો સદ્‌ગુણી વર મળ્યો હતો અને એના સહવાસમાં કેટલોક કાળ ગાળ્યા પછી તેને એક દેખાવડો અને તેજસ્વી પુત્ર થયો હતો. સુજાતાની જેવી પતિ પર અપાર ભક્તિ હતી તેવો જ તેના પતિનો પણ તેના પર નિરતિશય પ્રેમ હતો અને એ પ્રેમ પુત્રલાભથી દ્વિગુણિત થયો હતો.

સુજાતા આ આનન્દના ઉત્સાહમાં પોતાની દેવતાને ભૂલી ન ગઈ. વૈશાખી પૂર્ણિમાને દિવસે પ્રભાતમાં તેણે દાસીને વનમા જઇ ત્યાં પેલી દેવતા જે વડના ઝાડ પર રહેતી હતી તેની નીચેની જગા સાફસૂફ કરી પૂજનની તૈયારી કરવાની આજ્ઞા કરી અને પોતે જાતે દૂધની ઉત્તમ ખીર બનાવવાના ઉદ્યોગમાં પડી.

બોધિસત્ત્વને તપશ્ચર્યાનો આરંભ કર્યાને આજ લગભગ ૭ વર્ષ થવા આવ્યાં હતાં. આજ સવારે, સુજાતાની દેવતા રહેતી હતી તે ઝાડ તળે તે ધ્યાનસ્થ બેઠા હતા. કેટલાક વખત સુધી પરિમિત અન્ન ગ્રહણ કરવાને લીધે તેના ચહેરા પર પૂર્વની કાન્તિ આવી હતી અને તેમાં તપશ્ચર્યાથી આવેલી તેજસ્વિતા બળવાથી તેની મુખકાન્તિ અત્યન્ત પ્રસન્ન ભાસતી હતી.

સુજાતાની દાસીએ આપણા બોધિસત્ત્વની ધ્યાનસ્થ બેઠેલી ગંભીર મૂર્તિ નિહાળી ત્યારે તેને થયું કે સુજાતાની પૂજન ગ્રહણ કરવા સારૂ સાક્ષાત્ દેવતા જ આ ઝાડ નીચે આવીને બેઠી છે! તેથી જ તે દોડતી દોડતી સુજાતા પાસે ગઈ અને બોલી, " આર્યે ! તમારા પર અનુગ્રહ કરવા માટે વનદેવતા વડના ઝાડ નીચે આવીને બેઠી છે. દૂધની ખીર અને પૂજનની સામગ્રી લઈ આપણે સત્વર ત્યાં જઇયે અને દેવતાની પૂજા કરીયે."

સુજાતાએ દાસીને પૂજનની સઘળી સામગ્રી આપી. એક સોનાના થાળમાં દૂધની ખીર મૂકી અને બીજા સોનાના થાળથી તેને ઢાંકી થાળ પોતે જાતે માથા પર લીધો. બન્ને જણીઓ પેલા વડના ઝાડ પાસે આવી ત્યાં દૂરથી જ બોધિસત્ત્વની ગંભીર મુખમુદ્રા જોઈ છક થઈ ગઈ. એ વન-દેવતા છે એવી દાસીની તો પહેલેથી જ ખાત્રી થઈ ગઈ હતી; પણ હવે સુજાતાનો પણ સંશય ઉડી ગયો. તેણે ઠેઠ બોધિ-સત્ત્વની પાસે પેલો ખીર ભરેલો થાળ મૂકયો અને તેની પ્રદક્ષિણા કરી અને પ્રણામ કરી પોતે બાજુએ ઉભી રહી. ગેલી ભોળી દાસી તો બોધિસત્ત્વ આગળ આળોટવા જ લાગી.

તે મ્હોટા અવાજથી વનદેવતાની સ્તુતિ કરવા લાગી. ત્હેણે મચાવેલી આ ગરબડને લીધે બોધિસત્ત્વના ધ્યાનસુખમાં અંતરાય આવ્યો. તેથી ત્હેણે આંખો ઉઘાડી અને તે બન્ને તરફ જોયું.

તે વખતે, આ દેવતા ન્હોય, પરંતુ કોઈક મહાન તપસ્વી છે એમ સુજાતાને લાગ્યું. ત્હેણે બોધિસત્ત્વને કહ્યું: "હે સત્પુરુષ! અમે વનદેવતાની પૂજા કરવા માટે અહીં આવ્યાં હતાં; અને આપ જ વનદેવતા હશો એવી માન્યતાથી આ દુગ્ધાન્ન આપને અર્પણ કર્યું છે. આપ એનો સ્વીકાર કરશો એવી મ્હારી નમ્ર વિનંતિ છે. જો આપના જેવા સાધુપુરુષ આ નૈવેદ્યનો સ્વીકાર કરશો, તો મ્હારી દેવતા મ્હારા પર અત્યંત પ્રસન્ન થશે એમાં સંશય નથી!"

બોધિસત્ત્વે હાથમાં જળ લઇ તે અન્નનો સ્વીકાર કર્યો; અને મિતભોજન કરી, સુજાતાને આશીર્વાદ આપી નદીને કાંઠે સંધ્યાકાળ સુધી ફર્યા; અને પછી એક પીપળાના ઝાડ પાસે આવ્યા. ત્યાં સોત્થિય નામના એક ઘાસના ભારાવાળાએ ત્હેમને ઘાસના આઠ ખાચકા આપ્યા. તે ઘાસ લઇને તેઓ પેલા ઝાડ નીચે આવ્યા, અને ત્યાં ઝાડની પૂર્વ બાજુએ તે ઘાસનું આસન બનાવી તે ઉપર ધ્યાનસ્થ બેઠા.

સિદ્ધાર્થ રાજકુમાર બુદ્ધ થવાની તૈયારીમાં છે એ જોઇને મારને અતિશય સંતાપ થયો. તે પોતાના મનમાં બબડવા લાગ્યો: " આજ પર્યંત કોઈ પણ શ્રમણ કે બ્રાહ્મણે મ્હારો અનાદર કર્યો નથી; પણ આ તરુણ રાજકુમાર દૃઢ નિશ્ચયી લાગે છે. ત્હેણે મારૂં અપમાન કરી મ્હારા પંજામાંથી

છૂટી સ્વતંત્ર થવા માટે મહાન પ્રયાસ આરંભ્યો છે. આ જ વખતે જો હું હેને કાબુમાં નહિ લઉં તો તે હમેશને માટે મ્હારા હાથમાંથી નીકળી જશે અને મ્હારા વિરુદ્ધ બંડ ઉઠાવવા માટે લોકોને ઉત્તેજિત કરશે."

આ પ્રમાણે વિચાર કરી મારે તરત જ પોતાની સર્વ સેના સજ્જ કરી, અને સિદ્ધાર્થને ચારે બાજુથી ઘેરી લઇ હેના ઉપર એકદમ તૂટી પડવા માટે પોતાના સૈનિકોને આજ્ઞા કરી.

સિદ્ધાર્થ થોડા જ સમયમાં બુદ્ધ થશે એવી આશાથી બ્રહ્માદિ દેવગણ છત્રચામરો, પુષ્પમાળા ઇત્યાદિ સાહિત્યો લઇને બુદ્ધપૂજા કરવા માટે બોધિવૃક્ષ નીચે એકઠા થયા હતા. પરંતુ ચારે બાજુથી પવનવેગે દોડતી આવતી માર-સેનાને જોઈ તેઓ કાયર બન્યા; અને થોડી વારમાં એક પણ દેવ ત્યાં ઉભો રહી શક્યો નહિ! દેવરાજ શક્ર પોતાનો વિજયશંખ લઇને પૃથ્વીની અંદર જઈ દબાઈ બેઠો. બ્રહ્મદેવે બુદ્ધપૂજા માટે જે શ્વેતછત્ર આણ્યાં હતાં તે સુમેરુ પર્વતની તળેટીમાં નાખીને પોતે બ્રહ્મલોકમાં નાસી જઇ સ્વસ્થ બેઠા. બાકીના દેવો પણ માલા વગેરે પૂજાસામગ્રી અહીંતહીં ફેંકી દઇ દશે દિશામાં ન્હાસી ગયા! તાત્પર્ય એ કે આપત્તિમાં કોઈ જ કામ આવતું નથી, એ કહેવત પ્રમાણે સિદ્ધાર્થના રક્ષણ માટે હેના પુણ્ય સિવાયે બીજું કોઈ હેની પાસે રહ્યું નહિ.

મારે પોતાના સૈન્યને આગળ મોકલ્યું અને પોતે હેની પાછળ જ ગિરિમેખળ નામના હાથી પર બેસી નીકળ્યો. મારની સેનાએ સિદ્ધાર્થનો પરાજય કરવા માટે ભયંકર પ્રયત્ન

આરંભ્યો હતો. તેણે બોધિસત્ત્વ ઉપર એકસરખો શસ્ત્રાસ્ત્રોનો વરસાદ વરસાવ્યો હતો. પણ એ સર્વ શસ્ત્રાસ્ત્રો ફુલ બની જઇ બોધિસત્ત્વના પગ આગળ પડતાં !

જ્યારે મારને લાગ્યું કે પોતાની સેનાનો વિજય થવો મુશ્કેલ છે, ત્યારે ત્હેણે પોતાની શક્તિ વડે એક ભયંકર તોફાન ઉડાવ્યું. આસપાસનાં વૃક્ષો ફડાફડ ઉખડી પડવા લાગ્યાં, આકાશ ધૂળના ગોટાથી ભરાઇ ગયું, પશુપક્ષીઓ એકસરખા બરાડા પાડવા લાગ્યાં; પરંતુ બોધિસત્ત્વની સમાધિમાં તલમાત્રનો વિક્ષેપ પડયો નહિ, એટલું જ નહિ પણ જે વૃક્ષ નીચે તે બેઠા હતા તે વૃક્ષનું એક પાન સુદ્ધાં હાલ્યું નહિ.

આ જોઇને માર અતિશય સંક્ષુબ્ધ થયો. ત્હેણે ભયંકર વર્ષા શરૂ કરી. જ્યાં ત્યાં પાણીનાં પૂર દેખાવા લાગ્યાં, પણ બોધિસત્ત્વનું આસન કોરૂં જ રહ્યું, તથા ત્હેમના અંગ પર પાણીનું એક ટીંપું સુદ્ધાં અડક્યું નહિ. આથી ત્હેમની સમાધિમાં કોઈ પણ જાતનો અંતરાય આવ્યો નહિ

ત્યાર પછી મારે પાષાણવૃષ્ટિ, અંગારવૃષ્ટિ, તપેલી રાખની વૃષ્ટિ, તપેલી રેતીની વૃષ્ટિ અને તપેલા કાદવની વૃષ્ટિ, એમ અનુક્રમે જુદી જુદી છ વૃષ્ટિ ઉત્પન્ન કરી. પરંતુ ત્હેનાથી સુદ્ધાં બોધિસત્ત્વની સમાધિમાં અંતરાય આવ્યો નહિ.

તે જોઇ માર અત્યંત ખિન્ન થયો. તથાપિ પ્રયત્ન ન છોડતાં છેવટે ત્હેણે ભયાનક અંધકાર ઉત્પન્ન કર્યો તે દિવસે વૈશાખ શુદ પૂર્ણિમાની રાત્રિ હતી. જ્યાં ત્યાં શુભ્ર ચાંદની છવાઇ ગઇ હતી; પરંતુ બોધિવૃક્ષની આસપાસ મારે એટલું ઘોર અંધારૂં પ્રસાર્યું કે મારનો ગિરિમેખળ હાથી કે આસપાસના

પર્વતનાં શિખરો બુદ્ધને પણ દેખાય નહિ એવું બન્યું. પરંતુ બોધિસત્ત્વના જ્ઞાનરવિ આગળ આ મારનિર્મિત અંધકારનું કાંઈ જ ચાલ્યું નહિ. હેની સમાધિમાં જરાયે વિઘ્ન નડ્યું નહિ.

આજ સુધી આ દુષ્ટ મારને પરાભવ કેવો હોય છે હેની જરીયે ખબર ન હતી. પોતાના અંગત પ્રભાવને ઉપયોગમાં લેવાનો પ્રસંગ હેને કદિ જ આવ્યો ન હતો. એકાદ શ્રમણ કે બ્રાહ્મણ હેનું અતિક્રમણ કરવાનો પ્રયત્ન કરતો તો તરત જ તે પોતાની ફોજની એકાદ ન્હાનીશી ટુકડી મોકલી હેને ત્યાં ને ત્યાં જ મ્હાત કરી નાંખતો. સિદ્ધાર્થ એકાદ સાધારણ તપસ્વી નથી એમ જાણીને જ મારે પોતાના સકળ સૈન્યને હેના પર એકસાથે તૂટી પડવાની આજ્ઞા કરી હતી. પરંતુ પોતાની ફોજનો બોધિસત્ત્વ તરફથી સંપૂર્ણ પરાભવ થશે એ હેના ધ્યાનમાં કે મનમાંયે આવ્યું ન હતું. હવે તો તેણે લગભગ પોતાની સર્વ શક્તિ ખરચી નાંખી, પણ બોધિસત્ત્વે કોઇ પણ રીતે હેને દાદ આપી નહિ. આથી મારને આ પ્રસંગે કેટલું દુઃખ થયું હશે હેની કલ્પના જ કરવી જોઇયે!

હવે પોતાનું કાળું મ્હેડું લઈ પાછું ફરવું, કે પોતાના હાથી પરથી નીચે ઉતરી સિદ્ધાર્થ પર તૂટી પડવું, આ બેમાંથી એક જ માર્ગ મારને માટે ખુલ્લો રહ્યો હતો; પરંતુ પોતાના પરાભવની ખબર લઇ પાછા ફરવું ન ગમવાથી હેણે બોધિસત્ત્વ પર જાતે જ હલ્લો કરવાનું સાહસ ઇષ્ટ માન્યું. તે હાથી પરથી નીચે ઉતર્યો અને બોધિસત્ત્વ પાસે આવી બોલ્યોઃ "સિદ્ધાર્થ! આહંથી મૂંગો મૂંગો ચાલ્યો જા. નાહતો ક્ષણાર્ધમાં મ્હારા સૈન્ય પાસે ત્હારો નાશ કરાવી નાંખીશ."

બોધિસત્ત્વે ઉત્તર આપ્યોઃ " હે માર, ત્હારા સૈન્યને હું સારી રીતે ઓળખું છું. નાનાપ્રકારની વિલાસસામગ્રી એ ત્હારા સૈન્યની પહેલી ટુકડી છે. ત્હેની પાછળ જ અરિરતિ, ભૂખ-તરસ, તૃષ્ણા, આળસ, કુશંકા, ગર્વ, કીર્તિની આશા, આત્મ-સ્તુતિ અને પરનિંદા એ સર્વ ત્હારી ટુકડીઓ ચાલી આવે છે. સાધારણ તપસ્વીથી આમાંની એકાદ ટુકડીનો પરાભવ ન થાય એ સંભવિત છે; પરંતુ હું ત્હારી આ સર્વ સેનાની ફાંઇ જ પરવા કરતો નથી. કાચી માટીનું વાસણ જેમ પથ્થર વડે સહજ ફોડી શકાય છે, તેમ મ્હારી પ્રજ્ઞાના બળથી ત્હારી સેનાનો હું પરાભવ કરી શકીશ."

માર બોલ્યોઃ " એ બધું જવા દે. પણ તું જે આસન પર બેઠો છે, તે આસન મ્હારૂં છે. તેના પર બેસવાનો ત્હને અધિકાર નથી; માટે હું ત્હને કહું છું કે તું અહિંથી હડી તુર્તા-તુર્ત ચાલતો થા!"

બોધિસત્ત્વ બોલ્યોઃ " માર! આ આસન ત્હારૂં છે એનો શો પુરાવો ત્હારી પાસે છે?"

સિદ્ધાર્થનો આ પ્રશ્ન સાંભળી મારસેનામાંથી ઘણા યોદ્ધા આગળ આવી " આ આસન મારનું છે; અમે એના સાક્ષી છીએ." એમ બોલી ઉઠયા. ત્યારે મારે બોધિસત્ત્વને કહ્યુંઃ " જો આ મ્હારો પુરાવો. આ સર્વ લોકો એ આસન મ્હારૂં હોવા બદલ સાક્ષી આપે છે. હવે એ આસન ત્હારૂં છે એ બદલ પુરાવો રજુ કર; નહિ તો મૂગો મૂગો અહીંથી ચાલી નીકળ."

બોધિસત્ત્વ બોલ્યાઃ "હે માર! મ્હેં અનેક જન્મોમાં દાનપરિમિતાનો પરિપૂર્ણ અભ્યાસ કર્યો છે, માટે આ આસન પર બેસવાનો અધિકાર મ્હને પ્રાપ્ત થયો છે."

માર બોલ્યો, "તેં દાનપરિમિતા પરિપૂર્ણ કરી છે એનો કોઇ સાક્ષી છે ખરો ?"

બોધિસત્ત્વ પોતાનો જમણો હાથ પૃથ્વી ભણી નમાવી બોલ્યાઃ "હે માર! મ્હારા પુણ્યકર્મનો કોઈ જીવંત સાક્ષી અહિં મળવો મુશ્કેલ છે. પરંતુ સર્વને ધારણ કરનાર આ સર્વવ્યાપી વસુંધરા મ્હારા પુણ્યકર્મ બદલની સાક્ષી આપશે!"

બોધિસત્ત્વે આ શબ્દો ઉચ્ચાર્યા કે તરત જ એક ભયંકર ગર્જના સાથે પૃથ્વી ફાટી; ત્હેના ઉદરમાંથી એક સુંદર દેવી ત્યાં પ્રકટ થઈ અને બોલીઃ "માર ! સિદ્ધાર્થકુમારે પૂર્વજન્મોમાં અનેક પ્રસંગે મહાદાન દીધેલાં છે; હું ત્હેની સાક્ષી છું. એમણે યાચકોના હાથ ઉપર રેડેલાં પાણીથી ભીંજાયેલા મ્હારા આ કેશ હજી સુકાયા નથી—"

આ પ્રમાણે બોલી પૃથ્વીદેવીએ પોતાના વાળ નીચોવી પાણી કાઢ્યું. ત્હેનો એટલો મ્હોટો પ્રવાહ થયો કે ત્હેમાં માર, ત્હેની સેના અને ત્હેનો ગિરિમેખળ હાથી સુદ્ધાં ક્યાંના ક્યાં તણાઈ ગયાં!

આ પ્રમાણે મારસેનાની દુર્દશા થયા પછી બ્રહ્માદિ દેવલોક બોધિવૃક્ષને વીંટળાઈ વળ્યા અને સિદ્ધાર્થ પર દિવ્ય પુષ્પવૃષ્ટિ કરી ત્હેનો જયજયકાર કરવા લાગ્યા; ત્યારે સિદ્ધાર્થ પોતાના મનમાં બોલવા લાગ્યાઃ

अनेकजातिसंसारं संधाविस्सं अनिब्बिसं
गहकारकं गवेसन्तो दुक्खा जाति पुनप्पुनं।
गहकारक दिट्ठोऽसि पुन गेहं न काहसि
सब्बा ते फासुका भग्गा गहकूटं विसंखितं
विसंखारगतं चित्तं तण्हानं खयमज्झगा। *

---

* અનેક જન્મજન્માન્તરો વાળા આ સંસારમાં હું રાત્રિદિવસ રખડ્યો, અને ગૃહકર્તાની શોધ કરતાં કરતાં વારંવાર કષ્ટ પામ્યો. હે ગૃહકર્તા! આજ તું મ્હને પ્રત્યક્ષ થયો છે. હવે ફરીથી ઘર કરીશ નહિ. ત્હેનાં સર્વ પાટીયાંપાટડીયાં ભાંગી ગયાં છે અને મોભ તૂટી ગયા છે. મ્હારૂં ચિત્ત નિર્વાણ પામ્યું છે અને તૃષ્ણાનો ક્ષય થયો છે.

(૫)

## બુદ્ધપદની પ્રાપ્તિ અને પહેલો ધર્મોપદેશ

સિદ્ધાર્થનો જયજયકાર બોલી અને દિવ્ય પુષ્પવૃષ્ટિવડે ત્હેની પૂજા કરીને બ્રહ્માદિક દેવગણ પોતપોતાને સ્થાને ગયા. પછી સિદ્ધાર્થ ધ્યાનસ્થ બેઠો, અને રાત્રિનો પહેલો પ્રહર પૂર્ણ થતાં પહેલાં ત્હેણે દુઃખની કારણપરંપરાનો શોધ કર્યો.

અવિદ્યાથી સંસ્કાર થાય છે, સંસ્કારથી વિજ્ઞાન થાય છે, વિજ્ઞાનથી નામરૂપ, નામરૂપથી ષડાયતન ( પંચેન્દ્રિયો અને મન ), ષડાયતનથી સ્પર્શ, સ્પર્શથી સુખદુઃખાદિક વેદના, વેદનાથી તૃષ્ણા, તૃષ્ણાથી ઉપાદાન, ઉપાદાનથી ભવ, ભવથી જન્મ અને જન્મથી જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય તથા ઉપાયાસ ઉદ્ભવે છે. આ પ્રમાણે આ લોકનાં દુઃખનો ઉદય થાય છે. પણ અવિદ્યાનો પૂર્ણ વૈરાગ્યથી નિરોધ કરતાં સંસ્કારનો નિરોધ થાય છે: સંસ્કારના નિરોધથી વિજ્ઞાનનો, વિજ્ઞાનના નિરોધથી નામરૂપનો, નામરૂપના નિરોધથી ષડાયતનનો, ષડાયતનના નિરોધથી સ્પર્શનો, સ્પર્શના નિરોધથી વેદનાનો, વેદનાના નિરોધથી તૃષ્ણાનો, તૃષ્ણાના નિરોધથી ઉપાદાનનો, ઉપાદાનના નિરોધથી ભવનો, ભવના નિરોધથી જન્મનો, જન્મના નિરોધથી જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસનો નિરોધ થાય છે. આ પ્રમાણે આ ઐહિક દુઃખોનો નિરોધ થાય છે. અવિદ્યાથી જરા મરણ સુધીની જે કાર્યકારણપરંપરા, ત્હેને બૌદ્ધગ્રંથોમાં **પ્રતીત્યસમુત્પાદ** કહે છે.

ઉપર કહ્યા પ્રમાણે દુઃખનો ઉદય અને નિરોધ કેમ થાય છે એ જ્યારે સિદ્ધાર્થને સમજાયું ત્યારે તે બુદ્ધ થયો. પોતાની જ્ઞાનદૃષ્ટિ વડે ચાર આર્યસત્યો અને તદંતર્ગત આર્યઅષ્ટાંગિક માર્ગ હેણે જોયાં. મનુષ્યપ્રાણીનું હિતાહિત શામાં છે એનું હવે હેને સ્પષ્ટ જ્ઞાન થયું. ત્યારે તે પોતાના મનમાં બોલી ઉઠ્યો કે "ધ્યાનસ્થ બ્રાહ્મણને ભારે પ્રયત્નથી જ્યારે સદ્ધર્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે હેની સર્વ કુશંકા લય પામે છે, કેમકે કાર્યકારણપરંપરાનું સ્પષ્ટ જ્ઞાન હેને થયું હોય છે."

રાત્રિના બીજા પ્રહરમાં બુદ્ધે પ્રતીત્યસમુત્પાદનું પુનઃ સમાલોચન કર્યું. દુઃખનો ઉદય અને નિરોધ કેમ થાય છે એનો ઠીક વિચાર કરી તે બોલ્યોઃ "ધ્યાનસ્થ બ્રાહ્મણને ભારે પ્રયત્નથી જ્યારે સદ્ધર્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે હેની સર્વ કુશંકા લય પામે છે, કેમકે દુઃખનાં કારણોનો નિરોધ કેમ કરવો તે એ જાણે છે."

વળી, રાત્રિના ત્રીજા પ્રહરમાં બુદ્ધે પ્રતીત્યસમુત્પાદનું પુનઃ સમાલોચન કરી ઉદ્‌ગાર કાઢ્યા કે "ધ્યાનસ્થ બ્રાહ્મણને ભારે પ્રયત્નથી જ્યારે સદ્ધર્મનો સાક્ષાત્કાર થાય છે ત્યારે હેની સર્વ કુશંકા લય પામે છે, અને અંતરીક્ષમાં પ્રકાશનારા સૂર્ય પ્રમાણે મારસેનાનો વિધ્વંસ કરી તે પ્રકાશિત થાય છે."

બુદ્ધ પોતાના આસન ઉપર સાત દિવસ સુધી વિમુક્તિસુખનો અનુભવ લેતો ધ્યાનસ્થ બેઠો. આઠમે દિવસે તે આસન પરથી ઉઠી ન્યગ્રોધવૃક્ષ નીચે ગયો, અને ત્યાંયે તે સાત દિવસ સુધી વિમુક્તિસુખનો અનુભવ લેતો ધ્યાનસ્થ બેઠો.

ત્યાં એક ઘણો ગર્વિષ્ઠ બ્રાહ્મણ આવી તેહેને પૂછવા લાગ્યો કે "હે ગૌતમ, કયા કારણે મનુષ્યને બ્રાહ્મણ કહી શકાય? બ્રાહ્મણનું કર્તવ્ય શું?"

તે સાંભળી બુદ્ધે આ ઉદ્‌ગાર કાઢયાઃ "જેણે પાપ-માત્રને પોતાના અંતઃકરણમાંથી દૂર કર્યું છે, ગર્વની મલિનતા જેના અંતઃકરણને અડકી શકતી નથી, જેનું બ્રહ્મચર્ય પરિપૂર્ણ છે, જેને આ લોકનાં કોઇ પણ વિષયની તૃષ્ણા નથી, જેણે અંતર્દૃષ્ટિએ કરીને જ્ઞાનનો અંત જોયો છે, તે જ પોતાને યથાર્થ રીતે બ્રાહ્મણ કહી શકે!"

તે અઠવાડીયું ન્યગ્રોધવૃક્ષ નીચે ગાળીને બીજા અઠવાડીયામાં બુદ્ધ મુચિલિંદવૃક્ષ નીચે ગયો, અને ત્યાં એક અઠવાડીયા સુધી વિમુક્તિસુખનો અનુભવ લેતો રહ્યો. તે સમયે અકાલિક મેઘ ઉત્પન્ન થઇ ઘણી વૃષ્ટિ થઇ, ત્યારે બુદ્ધને વૃષ્ટિની બાધા થાય નહિ માટે મુચિલિંદ નામરાજા પોતાના નાગલોકમાંથી બહાર નીકળ્યો અને બુદ્ધના મસ્તક પર ફેણ કરી ઉભો રહ્યો. એક અઠવાડીયા પછી જ્યારે વરસાદ બંધ થઇને આકાશ સ્વચ્છ થયું ત્યારે મુચિલિંદ પોતાનું સ્વરૂપ બદલીને કુમારવેષે હાથ જોડી બુદ્ધ સમક્ષ ઉભો રહ્યો. તેહેને જોઈ બુદ્ધ ગુરુ બોલ્યાઃ "ધર્મનું શિક્ષણ સંપાદન કરી જે તેમાંનું રહસ્ય જોઇ સંતુષ્ટ થાય છે તેહેને એકાંતવાસ સુખાવહ થાય છે, અને પ્રાણીમાત્ર ઉપર મૈત્રીભાવ રાખ્યાથી કેવું સુખ થાય છે એ તેહેને સમજાય છે. આ લોકમાં કામવાસનાનું ઉલ્લંઘન કરી વૈરાગ્યનો લાભ થવો સુખકારક છે; પણ આથી યે પર રહેલો અહંકાર નષ્ટ થવો એ ખરેખર સુખની પરમાવધિ સમજવી જોઇયે!"

ત્યાર પછી બુદ્ધ મુચિલિંદ વૃક્ષ નીચેથી રાજાયતન-વૃક્ષ નીચે ગયા અને ત્યાં વિમુક્તિસુખનો અનુભવ લેતા બેઠા. તે વખતે તપુસ્સ અને ભલ્લિક નામના બે વ્યાપારી ઉત્કલ દેશથી તે માર્ગે વ્યાપાર કરવા માટે જતા હતા, તેમનાં સગાંવ્હાલાંઓએ તેમને બુદ્ધગુરુ નજીકમાં હોવાના સમાચાર જણાવ્યા. ત્યારે તે બુદ્ધનાં દર્શને આવ્યા અને તેની તે વખતની ગંભીર મુદ્રા જોઈ તે દિવસથી તેના શિષ્ય થયા. બુદ્ધના ઉપાસકોમાં (ગૃહસ્થ શિષ્યોમાં) આ જ બે પહેલા ઉપાસક હતા.

એક અઠવાડીયા પછી બુદ્ધ ન્યગ્રોધવૃક્ષ નીચે જઇ બેઠા. ત્યાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે "મ્હને જે ધર્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તેનો બોધ જગતના પ્રપંચમાં રચ્યાપચ્યા રહેલા જનોને થવો શક્ય નથી. હું જો ધર્મનો ઉપદેશ કરીશ અને જો લોકોને મ્હારા ધર્મનું જ્ઞાન સ્પષ્ટ રીતે થશે નહિ, તો મ્હને વિનાકારણ ત્રાસ માત્ર થશે! તો હવે ધર્મોપદેશની ખટપટમાં ન પડતાં એકાંતમાં જ કાલક્રમણ કરવું એ જ સારૂં છે."

બુદ્ધનો આ માનસિક વિચાર તત્ક્ષણ જ બ્રહ્મદેવે જાણ્યો અને તે મ્હોટેથી બોલી ઉઠયા કે "અરેરે! જગતને મ્હોટી હાનિ થાય છે! સમ્યક્સંબુદ્ધનું મન ધર્મોપદેશ ભણી ન વળતાં એકાન્તવાસના સુખ ભણી વળે છે!"

ત્યારે બ્રહ્મદેવ તુરતજ બ્રહ્મલોકમાં અંતર્ધાન પામી બુદ્ધ સમક્ષ પ્રકટ થયા અને બુદ્ધની આગળ હાથ જોડી બોલ્યા:

"હે બુદ્ધગુરુ ! ત્હારા અમૃતતુલ્ય ધર્મનો લોકોને ઉપદેશ કર. આ જગતમાં જેમનાં જ્ઞાન પર અજ્ઞાનમળનાં પડ ઘટ્ટ બેઠાં નથી એવા પુષ્કળ જીવ છે. કેવળ ત્હારાં ધર્મવાક્ય ત્હેમના કાને ન પડવાથી ત્હેમને ભારે હાનિ થાય છે. જો તું ઉપદેશ કરીશ, તો ત્હેનું રહસ્ય જાણનાર ઘણા લોક આ જગતમાં મળી આવશે. હે બુદ્ધગુરુ, આજ સુધી આ મગધ દેશમાં જે ધર્મ પ્રચલિત થયા તે પરિશુદ્ધ નહોતા. કેમકે જેમનાં અંતઃકરણનો પાપમળ સર્વથા ધોવાઇ ગયો ન હતો એવા માણસો તરફથી એનો પ્રચાર થયો હતો. તેથી નિર્મળ અંતઃકરણથી જાણેલો આ ત્હારો ધર્મ લોકોને સંભળાવવા કૃપા કર. આ અમૃતનું દ્વાર લોકોને માટે ઉઘાડું કર. પર્વત-શિખર પર રહી જેમ આપણે નીચેના પ્રદેશમાં લોકો તરફ જોઇએ છીએ, તેમ પ્રજ્ઞાના શિખર પર રહી તું આ જન્મજરાદિક દુઃખથી પીડિત થયેલા લોકો તરફ નિર્ભયપણે જો ! હે શૂરવીર, માર સાથે યુદ્ધ કરી ત્હેં જય મેળવ્યો છે. હે લોક-નાયક, તું સર્વ ઋણમાંથી મુક્ત થયો છે. હવે લોકોમાં ફરી-ફરીને તું ત્હારા ધર્મનો પ્રચાર કર. ત્હારો ધર્મ સમજનારા ઘણા લોકો ત્હને મળ્યા વિના રહેનાર નથી."

બુદ્ધે બ્રહ્મદેવની વિનંતિ માન્ય કરી અને પોતાનાં સદ્ધર્મનો પ્રથમ કોને ઉપદેશ કરવો એનો તે વિચાર કરવા લાગ્યા. આળારકાલામ જો આ ધર્મનું શ્રવણ કરશે તો ત્હેને આનું રહસ્ય તરત જ જણાઈ જશે એવો વિચાર બુદ્ધના મનમાં આવ્યો. પણ કાલામ એક અઠવાડીયા પૂર્વે જ મરણ પામ્યો હતો. આ વાત અંતર્જ્ઞાનથી જાણીને બુદ્ધે ઉદ્ગાર કાઢ્યા: "અરેરે !

કાલામ મ્હોટા તપસ્વી, હતો. તે જો આજે જીવતો હોત તો મ્હારા ઉપદેશનું તત્ત્વ ત્હેને વિના પ્રશ્રિમે સમજાત. પણ હવે બીજો કયો મનુષ્ય મ્હારો ધર્મ જાણવાને સમર્થ છે? ઉદ્રક રામપુત્ર એ કાલામના જેવો જ મોટો તપસ્વી છે. તે મ્હારો ધર્મમાર્ગ જલ્દીથી સમજી શકશે."

પણ ઉદ્રક રામપુત્રનું પૂર્વદિવસે જ અવસાન થયું હતું. આ વાત પણ જ્યારે બુદ્ધે અંતર્જ્ઞાનથી જાણી ત્યારે તે મનમાં બોલ્યોઃ "હવે, મ્હારી સાથે જે પાંચ તપસ્વી રહેતા હતા તે જ મ્હારો ધર્મ પ્રથમ શ્રવણ કરવાને યોગ્ય છે. હું જ્યારે તપશ્ચર્યા કરતો હતો ત્યારે ત્હેમણે પુષ્કળ મદદ કરીને મ્હને આભાર નીચે રાખ્યો છે. પણ તે આ સમયે ક્યાં રહેતા હશે?"

તે પાંચ તપસ્વી વારાણસી પાસે ઋષિપત્તન નામના ઉપવનમાં રહેતા હતા. તે બુદ્ધે દિવ્ય દૃષ્ટિએ જાણ્યું અને કાશીએ જવાનો વિચાર કરી તે ઉરુવેલાથી નીકળ્યો.

માર્ગમાં આજીવક પંથનો ઉપક નામનો શ્રવણ ત્હેને મળ્યો અને બોલ્યોઃ "આયુષ્યમન્ ગૌતમ, ત્હારૂં મુખ અત્યંત પ્રસન્ન દેખાય છે અને ત્હારી દેહકાન્તિ તેજસ્વી દેખાય છે. તું કયા આચાર્યનો શિષ્ય છે?" બુદ્ધ બોલ્યોઃ "મ્હારો ધર્મમાર્ગ મ્હેં પોતે જ શોધી કાઢેલો છે, એટલે હું કોનો શિષ્ય છું એમ કહું?"

ઉપક બોલ્યોઃ "પણ તું અર્હન્ થયો છે કે? ત્હને જિન કહી શકાય ખરો?"

બુદ્ધે જવાબ આપ્યોઃ "હા, મ્હેં સર્વ પાપકારક મનોવૃત્તિઓ જીતી છે, તેથી કે હું, હું જિન છું."

બુદ્ધનું આ ભાષણ સાંભળી ઉપક " કદાચ હશે!" એમ બોલી ડોકું ધુણાવતો બીજે રસ્તે નીકળી ગયો.

બુદ્ધ ધીરે ધીરે પ્રવાસ કરતો કરતો ઋષિપત્તનમાં આવી પહોંચ્યો. ત્હેને જોઈ તે પાંચ તપસ્વીઓએ આપસમાં નિશ્ચય કર્યો કે " આ યોગભ્રષ્ટ શ્રમણ ચાલ્યો આવે છે. તે આપણા આશ્રમમાં આવે તો ત્હેનો આપણે કોઈ પણ રીતે આદર-સત્કાર કરવો નહિ; પણ અહીં એક આસન માંડી રાખવું. એની ઇચ્છા હશે તો એ ત્હેના પર બેસશે." પરંતુ બુદ્ધ જ્યારે આશ્રમના દ્વાર આગળ આવ્યા ત્યારે ત્હેમનો વિચાર આપો-આપ પડી ભાંગ્યો. ત્હેમનામાંના એક જણે બુદ્ધનું પાત્ર અને ચીવર (કંથા) પોતાના હાથમાં લઈ લીધાં, બીજાએ આસન તૈયાર કર્યું, બીજાઓએ પગ ધોવા માટે પાણી વગેરે આણી મૂક્યું. બુદ્ધ પગ ધોઈ પોતાને માટે માંડેલા આસન પર બેઠા. તપસ્વીઓએ ત્હેને સિદ્ધાર્થના નામથી સંબોધન કરી કુશળ સમાચાર પૂછ્યા.

ત્યારે બુદ્ધ બોલ્યોઃ " ભિક્ષુઓ! મ્હને ત્હમે પૂર્વના નામે બોલવશો મા! હું અર્હન્, તથાગત અને સમ્યક્‌સંબુદ્ધ એ નામાભિધાનને યોગ્ય થયો છું. ભિક્ષુઓ! મ્હારો ધર્મ લક્ષપૂર્વક સાંભળો. જો મ્હારા અમૃતતુલ્ય ધર્મનું એકાગ્રતાથી મનન કરી, હું કહું છું તેમ ત્હમે ચાલશો તો એનું રહસ્ય સમજાઈ ત્હમારું બ્રહ્મચર્ય સાર્થક થશે."

તપસ્વીઓ બોલ્યાઃ " હે ગૌતમ! અમે જ્યારે ત્હારી પાસે હતા ત્યારે તીવ્ર તપશ્ચર્યા વડે પણ ત્હને મોક્ષમાર્ગનું જ્ઞાન થયું નહિ. હવે તો તું યોગભ્રષ્ટ થયો છે! તપશ્ચર્યાનો ત્યાગ

કરીને તું પેટ પાંજળાં પડચો, તો ત્હને અમૃતતુલ્ય ધર્મનું જ્ઞાન કેવી રીતે થઇ શકે?"

બુદ્ધ બોલ્યોઃ "ભિક્ષુઓ! મ્હેં આ પૂર્વે આવા પ્રકારના ઉદ્ગાર કદી કાઢ્યા હતા ખરાં કે?"

"ના" તપસ્વીઓએ ઉત્તર આપ્યો.

"તો પછી હું જે કાંઇ કહું છું ત્હેના પર ત્હમારે વિશ્વાસ બેસવો જોઇએ. ત્હમે એક વાર ધ્યાનપૂર્વક મ્હારો ઉપદેશ સાંભળી લ્યો. આ ધર્મ પ્રમાણે જો ત્હમે વર્તશો તો ત્હમારૂં બ્રહ્મચર્ય સાર્થક થશે!"

ધીરે ધીરે તે પાંચ તપસ્વીઓનો વિશ્વાસ બુદ્ધના કહેવા પર બેઠો અને તેઓ તેમનો ઉપદેશ સાંભળવા તૈયાર થયા.

ત્યારે બુદ્ધે ત્હેમને કહ્યુંઃ "ભિક્ષુઓ! કામોપભોગમાં સુખ માનવું એ એક સિદ્ધાન્ત છે; પણ એ હીન, ગ્રામ્ય, અજ્ઞજનસેવિત અનાર્ય અને અનર્થાવહ છે. દેહદંડન કરવું એ બીજો સિદ્ધાન્ત છે. આ પણ દુઃખકારક, અનાર્ય અને અનર્થાવહ છે. તપસ્વીઓએ આ બન્ને સિદ્ધાન્તોનું સેવન કરવું નહિ. તથાગતે આ બેની વચમાંનો માગ શોધી કાઢ્યો છે.

"ભિક્ષુઓ! જન્મ, જરા, વ્યાધિ, મરણ, અપ્રિય વસ્તુનો સમાગમ અને પ્રિય વસ્તુનો વિયોગ ઇત્યાદિ કારણોથી મનુષ્ય આ લોકમાં દુઃખી થાય છે. આ જે રાયથી રંક પર્યંતનું સર્વસાધારણ દુઃખ, ત્હેને હું દુઃખ નામનું પ્હેલું આર્ય-સત્ય કહું છું.

"આ સર્વ દુઃખનો ઉદય તૃષ્ણામાંથી થાય છે. ઐહિક ઉપભોગોની તૃષ્ણા, સ્વર્ગલોકમાં જન્મવાની તૃષ્ણા અને

યથેચ્છ સુખ ભોગવી, આત્મહત્યા કરી જગતમાંથી લુપ્ત થઈ જવાની તૃષ્ણા આ ત્રણ તૃષ્ણાથી મનુષ્યપ્રાણી અનેક પાપો આચરે છે અને દુઃખભાગી થાય છે. તેથી તૃષ્ણાને દુઃખનું મૂળ સમજવું જોઈએ. આ બીજા સિદ્ધાન્તને હું દુઃખસમુદય આર્યસત્ય કહું છું.

"તૃષ્ણાનો નિરોધ કરવાથી નિર્વાણનો લાભ મળશે; દેહ-દંડનથી કે કામોપભોગથી મોક્ષપ્રાપ્તિ થનાર નથી. આ ત્રીજો સિદ્ધાન્ત છે. આને હું દુઃખનિરોધ આર્યસત્ય કહું છું.

"સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત (કર્મ), સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ એ મેં નવીન શોધી કાઢેલો મધ્યમ માર્ગ છે. દુઃખનો નિરોધ આ જ માર્ગે થનાર છે. વ્રતો અને ઉપવાસો કરવાથી દુઃખનો નિરોધ થનાર નથી. આ ચોથો સિદ્ધાન્ત. આને હું દુઃખનિરોધગામિની પ્રતિપદા આર્યસત્ય કહું છું.

"આ ચાર આર્યસત્યનું અને તદંતર્ગત આર્યઅષ્ટાંગિક માર્ગનું જ્ઞાન થવાથી જ હું સમ્યક્‌સંબુદ્ધ પદને પહોંચ્યો છું."

તે પાંચ બ્રાહ્મણ તપસ્વીઓમાંથી કૌંડિન્ય બ્રાહ્મણને પ્રથમતઃ બુદ્ધના ધર્મોપદેશનું રહસ્ય સમજાયું, તેથી તેને આજ્ઞાત કૌંડિન્ય (જાણનારો કૌંડિન્ય) એવું ઉપનામ મળ્યું. અનુક્રમે બીજાઓને પણ ધર્મબોધ થયો, તેથી તે પાંચે તપસ્વી અર્હત થયા; અને પોતાને બૌદ્ધ ધર્મની દીક્ષા દેવાની તેમણે તથાગતને વિનંતિ કરી.

ત્યારે બુદ્ધ બોલ્યાઃ "ભિક્ષુઓ! આ મ્હારા ધર્મનો અંગીકાર કરો અને બ્રહ્મચર્યનું પાલન કરી ભવદુઃખનો અંત આણો." બુદ્ધે ઉચ્ચારેલા આ શબ્દો જ તે પાંચ તપસ્વીઓના પ્રવ્રજ્યાવિધિ થયા.

---

(૬)

## કાશી અને ઉરુવેલામાંની પ્રવૃત્તિ

તે કાળે વારાણસી નગરીમાં એક ધનાઢ્ય વેપારીને યશ નામનો અત્યંત સુકુમાર પુત્ર હતો. ત્હેને રહેવા માટે ત્રણ પ્રાસાદ હતા. એક ચોમાસામાં, બીજો શિયાળામાં અને ત્રીજો ઉન્હાળામાં રહેવાને અનુકૂળ થઇ પડે એવી રીતે ત્હેની રચના કરેલી હતી. યશને સંસારમાં કોઇપણ પ્રકારની ઉણપ ન હતી; પરંતુ ત્હેનું મન સંસાર પરથી ઉઠી ગયું હતું. ત્હેને સર્વ પ્રાપંચિક સુખો વિષતુલ્ય લાગવા માંડયાં.

એક દિવસ ત્હેના સેવકો ઘસઘસાટ ઉંઘતા હતા તે વખત તે જાગ્યો અને પોતાના મૃતપ્રાય પરિજનો ભણી જોઇ મનમાં જ બોલ્યો કે "શો આ ઉપદ્રવ! અને શી આ પીડા!"

પોતાનાં પરિજનોનો ત્યાગ કરીને યશ એકાએક વાડામાંથી બ્હાર આવ્યો અને ઠેઠ નગરદ્વાર સુધી ચાલ્યો ગયો. આશ્ચાસનની વાત તો એ હતી કે યશે આટલી રાત્રે નગરદ્વાર ઉઘાડું જોયું. ત્હેને કોઇ પણ જાતનું વિઘ્ન નડયું નહિ. તે નગરમાંથી બહાર નીકળ્યો અને "શો આ ઉપદ્રવ! અને શી આ પીડા!" એમ બોલતો છેક ઋષિપત્તન સુધી ચાલ્યો ગયો.

તે વખતે તરત જ પ્હો ફાટયો હોવાથી ભગવાન્ બુદ્ધ પર્ણશાળાની બહારની બાજુએ ખુલ્લી જગામાં ફરતા હતા. તે યશને જોઈ પોતાના આસન પર આવી બેઠા

-ભગવંતની પાસે આવી યશે "શો આ ઉપદ્રવ! શી આ પીડા!" એ શબ્દો પુનઃ ઉચ્ચાર્યા.

બુદ્ધ બોલ્યા, "અહીં ઉપદ્રવે નથી અને અહીં પીડાયે -નથી. હે શ્રેષ્ઠિપુત્ર, આ આસન પર બેસ. ત્હને હું ધર્મોપદેશ કરું છું."

ત્યારે યશ બુદ્ધ પાસે જઈ નમસ્કાર કરી બાજુએ પડેલા એક આસન પર બેઠો.

બુદ્ધે ક્રમે ક્રમે દાનથી થતા ફાયદા, શીલરક્ષણથી થતા ફાયદા, સ્વર્ગલોકપ્રાપ્તિ, કામાસક્તિમાં દોષ અને એકાંતવાસમાં ગુણ, ઇત્યાદિ પ્રશ્નો ચર્ચી ઉપદેશ કર્યો; અને જ્યારે યશનું ચિત્ત મૃદુ, અજ્ઞાનના આવરણથી મુક્ત થયેલું જોયું, ત્યારે ત્હેને ત્હેમણે દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ અને દુઃખનિરોધગામી માર્ગ એ ચાર આર્યસત્યનો ઉપદેશ કર્યો.

તે સાંભળી યશને તે જ આસન પર જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થઇ. જે દુઃખનો સમુદય થાય છે ત્હેનો નિરોધ પણ કરી શકાય છે એ વિષે ત્હેને સ્પષ્ટ બોધ થયો.

બીજે દિવસે સવારે યશને ઘેર ઘણી ગડબડ ચાલી રહી. પૂર્વ રાત્રે યશ ઘરમાંથી એકલો નીકળી ગયો એ વર્તમાન ત્હેનાં માબાપને માલમ પડતાં જ ત્હેમણે યશના શોધ માટે ચારે બાજુ સ્વાર દોડાવ્યા અને યશનો પિતા પોતે ત્હેની શોધમાં ઋષિપત્તન તરફ ગયો. પાંચ તપસ્વીની પર્ણશાળા પાસે આવ્યા પછી યશની સુવર્ણપાદુકાનાં ચિહ્નો ધૂળમાં ત્હેના જોવામાં આવ્યા, ત્યારે આ ચિહ્નો પ્રમાણે ચાલતાં ચાલતાં તે બુદ્ધ પાસે આવ્યો અને બોલ્યો, "ભગવન્! મ્હારા યશને ત્હમે જોયો છે કે?"

બુદ્ધ બોલ્યા, "હે ગૃહપતિ, તું નીચે બેસ. ત્હારી અને ત્હારા પુત્રની ભેટ અહિં જ થશે."

બુદ્ધના આ શબ્દો સાંભળી યશના પિતાને અત્યંત આનંદ થયો અને બુદ્ધને નમસ્કાર કરી તે એક બાજુએ બેઠો. બુદ્ધે ત્હેને ક્રમશઃ દાન, શીલ, વગેરે સદ્‌ગુણોનો ઉપદેશ કર્યો. પછી તે બોલ્યો, "ભગવન્, આપનો ધર્મ અત્યંત સુંદર છે. જેમ અંધકારમાં દીપ, તેમ આ પ્રપંચતિમિરમાં આપનો ધર્મ છે. આજથી હું આપને, આપના ધર્મને અને આપના ભિક્ષુસંઘને શરણ જાઉં છું. મ્હારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હું આપનો ઉપાસક થયો છું. આપ મ્હારો અંગીકાર કરો."

ત્યાર પછી પોતાના પ્રભાવથી બુદ્ધે યશ અને ત્હેના પિતાનો ત્યાં જ મેળાપ થાય, એવો યોગાયોગ મેળવી આપ્યો. યશના પિતાએ જ્યારે પાસે બેઠેલા પોતાના પુત્રને જોયો ત્યારે ત્હેણે ત્હેને કહ્યું, "પુત્ર! ત્હારી માતાને અત્યંત શોક થયો છે, તો એકવાર ત્હેને દર્શન આપી જીવદાન દે." યશે પોતાના પિતાને ઉત્તર ન દેતાં બુદ્ધના મુખ તરફ જોયું.

બુદ્ધ બોલ્યા, "હે ગૃહપતિ! ત્હેં જે ધર્મનું શ્રવણ કર્યું, તે ધર્મનું પૂર્ણજ્ઞાન થયા પછી જેનું ચિત્ત વિમુક્ત થયું છે, તે પુનરપિ કામોપભોગમાં સુખ માનશે કે?"

"નહિ ભગવન્!" યશના પિતાએ ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા, "તો પછી યશને હવે સંસારબદ્ધ કરવાનો પ્રયત્ન વ્યર્થ છે!"

શ્રેષ્ઠી બોલ્યો, "મ્હારા પુત્રને આપના ધર્મરહસ્યનું પૂર્ણજ્ઞાન થયું, એ ત્હેને મ્હોટો લાભ જ થયો એમ હું માનું છું."

યશના પિતાએ બીજે દિવસે પોતાને ઘેર ભોજન કરવા માટે બુદ્ધને આમંત્રણ આપ્યું; બુદ્ધે આમંત્રણનો સ્વીકાર કર્યો. પછી ઘેર જઈ ત્હેણે બીજા દિવસ માટે સર્વ તૈયારી કરી.

બુદ્ધ યશને સાથે લઇ બીજે દિવસે સવારે ત્હેને ઘેર ગયા. જમણ પૂરૂં થયા પછી ત્હેમણે યશનાં માબાપ અને પત્નીને ધર્મોપદેશ કર્યો. અને યશની મા અને પત્ની એ બન્ને યશના પિતાની માફક જ બુદ્ધની ઉપાસિકા થઇ અને યશને ગૃહસ્થાશ્રમમાં આવવાનો ત્હેમણે આગ્રહ કર્યો નહિ.

વારાણસી નગરીમાં યશના પુષ્કળ મિત્ર હતા, ત્હેમાંથી ચોપન તરૂણોએ ગૃહત્યાગ કરી બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો. બુદ્ધના પૂર્વના પાંચ સાથીદાર, યશ અને યશના ચોપન સોબતીઓ મળી બુદ્ધ પાસે હવે સાઠ ભિક્ષુ ભેગા થયા.

કાર્તિકી પૂર્ણિમા પછી એક દિવસે બુદ્ધે તે સર્વ ભિક્ષુને એકત્ર કર્યા અને ત્હેમને કહ્યું કે "ભિક્ષુઓ ! હું આ લોકનાં અને સ્વર્ગલોકનાં સર્વ બંધનોથી મુક્ત થયો છું. તે પ્રમાણે ત્હમે પણ આ સર્વ બંધનોથી મુક્ત થયા છો. હવે ત્હમે, જનતાના કલ્યાણ માટે ચારે દિશામાં સંચાર કરો. આરંભે કલ્યાણપ્રદ, મધ્યમાં કલ્યાણપ્રદ અને પરિણામે કલ્યાણપ્રદ એવા મ્હારા ધર્મનો સર્વ લોકોને ઉપદેશ કરો અને ત્હેમને શુદ્ધ બ્રહ્મચર્યનું જ્ઞાન કરી દો. એક માર્ગે બે જણ જતા નહિ;

ભિક્ષુઓ! આ જગતમાં જેમની બુદ્ધિ સર્વથા મલિન થઇ નથી, એવા પુષ્કળ જીવો છે; પણ ધર્મવાક્ય કાને ન પડવાથી ત્હેમની અધોગતિ થતી દેખાય છે. માટે મ્હારા ધર્મના જિજ્ઞાસુ તમને પુષ્કળ લોકો મળશે. હું પણ ધર્મપ્રચારાર્થે પુનઃ ઉરુવેલા જાઉં છું."

બુદ્ધનું આ ભાષણ પૂરૂં થયું ન થયું એટલામાં પેલો દુષ્ટ માર ત્યાં પ્રગટ થઈ બોલ્યો, " આ લોકનાં અને સ્વર્ગલોકનાં સર્વ બંધનોથી તું બંધાયેલો છે. હે શ્રમણ! તું આ મ્હારા મહાબંધનમાંથી કદાપિ મુક્ત થનાર નથી!"

બુદ્ધ બોલ્યા, " રૂપ, શબ્દ, રસ, ગંધ અને સ્પર્શ આ પંચેંદ્રિયના વિષય ત્હારાં બંધનો છે; પણ તે મ્હને મોહ પમાડી શકતાં નથી. માટે ત્હારો પ્રયત્ન વ્યર્થ છે."

બુદ્ધે પોતાને ઓળખી લીધો એ જોઇ માર અત્યંત દુઃખી થઈ ત્યાં જ અંતર્ધાન થયો.

તે સમયે ભિન્ન ભિન્ન પ્રદેશમાંથી બુદ્ધના સંઘમાં પ્રવેશ કરવા ઇચ્છિનાર મનુષ્યને લઈ આ સાઠ ભિક્ષુ બુદ્ધ પાસે જતા; પણ તેથી ત્હેમને ઘણો ત્રાસ થતો. ત્યારે બુદ્ધે ત્હેમને એવી પરવાનગી આપી કે જે લાયક મનુષ્યની સંઘમાં પ્રવેશ કરવાની ઇચ્છિા હોય, ત્હેને પોતાની પાસે ન આણતાં ભિક્ષુએ જ ત્હેને દીક્ષા આપવી.

પોતાના મુખ્ય સાઠ શિષ્યોને સર્વત્ર ધર્મપ્રચારાર્થે મોકલ્યા પછી અને પરસ્પર શ્રમણદીક્ષા આપવાની ત્હેમને અનુજ્ઞા દીધા પછી બુદ્ધગુરુ એકલા જ ઉરુવેલાના અરણ્યમાં આવ્યા.

પાછળ એક ઠેકાણે કહ્યું જ છે કે આ અરણ્યમાં રહેનારા તપસ્વી લોકોમાં ઉરુવેલકાશ્યપ નદીકાશ્યપ અને ગયાકાશ્યપ એ ત્રણની મુખ્યપણે ગણતરી થતી હતી. આ ત્રણે ભાઇઓમાં ઉરુવેલકાશ્યપ વડીલ હોવાથી બીજા બે હેને પોતાનો ગુરુ માનતા. ઉરુવેલકાશ્યપની પાસે પાંચસો જટાધારી શિષ્ય હતા. નદીકાશ્યપ પાસે ત્રણસો અને ગયાકાશ્યપ પાસે બસો શિષ્ય હતા.

બુદ્ધગુરુ પ્રથમ ઉરુવેલકાશ્યપને આશ્રમે જઇ બોલ્યા, "હે કાશ્યપ! જો હને મ્હારાથી અડચણ થવા જેવું ન હોય તો હું હારી અગ્નિશાળામાં એક રાત રહેવા ઇચ્છું છું."

કાશ્યપ બોલ્યો, "હે મહાશ્રમણ! હારા રહેવાથી મ્હને કોઇ પણ પ્રકારે અડચણ થવાની નથી; પણ મ્હારી અગ્નિશાળામાં ભયંકર નાગ રહે છે; તે હને ત્રાસ દેશે એમ મ્હને ભય રહે છે."

બુદ્ધ બોલ્યા, "તે બદલ તું કાળજી કરીશ મા, તું મ્હને એક રાત અહિં રહેવાની પરવાનગી આપ."

કાશ્યપ બોલ્યો, "એમ છે, તો તું ખુશીથી અહિં રહે."

તે રાત્રે બુદ્ધગુરુ કાશ્યપની અગ્નિશાળામાં ધ્યાનસ્થ બેઠેલા હતા તે સમયે તે મહાસર્પ ત્યાં આવ્યો અને પોતાના તેજથી બુદ્ધનો પરાભવ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હેના ફૂંફાડા સાંભળી તથા હેના તેજથી અગ્નિશાળા પ્રકાશિત થયેલી જોઇ કાશ્યપના આશ્રમમાંના તપસ્વીઓ આમશાળાની આસપાસ એકઠા થયા અને આપસમાં બોલવા લાગ્યા, "અરેરે! ગરીબ બિચારો શ્રમણ આ મહાસર્પના સપાટામાં આવી પડ્યો છે!"

પરંતુ બુદ્ધના પ્રભાવ આગળ તે નાગનું કાંઈ પણ ચાલ્યું નહિ. છેવટે બુદ્ધે પોતાના સામર્થ્યથી ત્હેનું તેજ હરણ કરી ત્હેને પોતાના ભિક્ષાપાત્રમાં ઢાંકી રાખ્યો.

બીજે દિવસે સવારે બુદ્ધે પોતાનું ભિક્ષાપાત્ર ઉઘાડી કાશ્યપને તે નાગ બતાવી કહ્યું, "હે કાશ્યપ! આ જો, ત્હારો ઘોર મહાસર્પ કેવો નિસ્તેજ થઈને પડ્યો છે!"

તે ચમત્કાર જોઈ કાશ્યપના મનમાં એવો વિચાર આવ્યો કે "આ શ્રમણ ઘણો બુદ્ધિમાન છે; તોપણ તે મ્હારી પેઠે અર્હત્પદે પહોંચેલો તો નહિ હોય!"

બીજે દિવસે બુદ્ધગુરુ કાશ્યપના આશ્રમ પાસે અરણ્યમાં રહ્યા હતા. તે રાત્રે ચાર દિક્પાલ ત્હેનો ધર્મ સાંભળવા માટે ત્યાં આવ્યા. કાશ્યપે ત્હેમના તેજથી તે સર્વ વનભૂમિ પ્રકાશિત થયેલી જોઈ. બીજે દિવસે સવારે તે બુદ્ધને જમવાનું આમંત્રણ કરવા ગયો તે વખતે બોલ્યો, "હે મહાશ્રમણ! રાત્રે આ પ્રદેશમાં ઘણો પ્રકાશ દેખાતો હતો તે શાનો હતો?"

બુદ્ધે "રાત્રે ચાર દિક્પાલ મ્હારો ધર્મ શ્રવણ કરવા આવ્યા હતા" એમ કહ્યું. એ સાંભળી કાશ્યપ મનમાં ને મનમાં બોલ્યો, "આ મહાશ્રમણ ઘણો ઋદ્ધિમાન છે ખરો; તોપણ તે મ્હારી પેઠે અર્હત્પદે પહોંચેલો તો નહિ હોય."

તે દિવસે કાશ્યપના આશ્રમમાં ભોજન કરી બુદ્ધ તે જ અરણ્યપ્રદેશમાં રહ્યા. રાત્રે ઇંદ્ર ત્હેનો ધર્મોપદેશ શ્રવણ કરવા માટે ત્યાં આવ્યો. ત્હેના તેજથી કાશ્યપના આશ્રમની આસપાસનો પ્રદેશ અત્યંત પ્રકાશિત થયેલો જોઇ કાશ્યપ ચકિત થઇ ગયો. બીજે દિવસે ઇંદ્ર બુદ્ધનો ધર્મોપદેશ શ્રવણ કરવા

આવ્યો હતો એ સમાચાર હેણે જાણ્યાં ત્યારે પૂર્વનો જ વિચાર પુનઃ એકવાર હેના મનમાં આવ્યો.

પછી એક દિવસ રાત્રે બુદ્ધના દર્શનાર્થે બ્રહ્મદેવ આવ્યા હતા એ સમાચાર કાશ્યપે જાણ્યા. તથાપિ બુદ્ધ અર્હત્પદે પહોંચ્યા હતા એ બદ્દલ હેની ખાત્રી થઇ નહિ.

એક દિવસે કાશ્યપના આશ્રમમાં મ્હોટો યજ્ઞસમારંભ થનાર હતો, તે માટે અંગ અને મગધ દેશમાંથી પુષ્કળ લોકો આવાપીવાની જણસો લઇને ત્યાં આવનાર હતા. આથી ઉરુવેલકાશ્યપના મનમાં એવો વિચાર આવ્યો કે, "આવતી કાલે મ્હારા આશ્રમમાં અંગ અને મગધ દેશમાંથી પુષ્કળ લોક આવનાર છે. જો આ મહાશ્રમણ હેમને પોતાની ઋદ્ધિનો ચમત્કાર બતાવશે તો એનો લાભસત્કાર વધશે અને મ્હારો લાભસત્કાર કમી થશે. જો એ આવતી કાલે અહીં આવે નહિ તો સારૂં થાય."

કાશ્યપના મનનો આ વિચાર જાણી બુદ્ધ યજ્ઞને દિવસે હેન. આશ્રમે ગયા નહિ. યજ્ઞ પૂરો થયો; લોક પોતપોતાને ઘેર ગયા બીજે દિવસે કાશ્યપ બુદ્ધને આમંત્રણ કરવા માટે તે બેઠા હતા તે અરણ્યમાં ગયો અને હેને કહ્યું, "હે મહાશ્રમણ, ભોજનની સર્વ તૈયારી છે; પણ તું કાલે કેમ આવ્યો નહિ?"

બુદ્ધ બોલ્યા, "હે કાશ્યપ! કાલે ત્હારા આશ્રમમાં યજ્ઞ થનાર હતો, અને તે માટે અંગ અને મગધ દેશમાંથી પુષ્કળ લોક આવનાર હતા. ત્યારે હેમને હું કંઈ પણ ઋદ્ધિ-ચમત્કાર દાખવી હેમનું મન હરી લઇશ અને તેથી ત્હારા લાભને હાનિ પહોંચશે એમ ત્હને લાગ્યું; અને હું તે સમર્પે

આશ્રમમાં હાજર ન હોઉં તો સારૂં એવો વિચાર ત્હારા મનમાં આવ્યો. માટે હું કાલે ત્હારા આશ્રમમાં આવ્યો નહિ."

બુદ્ધની ઋદ્ધિમત્તા બદ્દલ કાશ્યપને ઉત્તરોત્તર ખાત્રી થતી હતી; પરંતુ અદ્યાપિ બુદ્ધને અર્હત્પદ પ્રાપ્ત થયું નહિ હોય એમજ ત્હેને લાગતું હતું.

બુદ્ધે બીજાયે કેટલાક ઋદ્ધિના ચમત્કાર કાશ્યપને દેખાડયા, પણ બુદ્ધ અર્હત્ થયા હોય એવી ત્હેની ખાત્રી થઇ નહિ. એક દિવસે ઉરુવેલાના પ્રદેશમાં અકાળ મેઘની ભયંકર વૃષ્ટિ થઈ અને ત્હેને લીધે સર્વત્ર પાણી જ પાણી થઇ ગયું. કાશ્યપને લાગ્યું કે બુદ્ધ મહાપૂરમાં સપડાઇ તણાઇ જશે તેથી કેટલાક તપસ્વીઓને સાથે લઈ એક નાવમાં બેસી તે બુદ્ધગુરુ રહેતા હતા તે ઠેકાણે ગયો. ત્યાં બુદ્ધ પાણીનો પ્રવાહ પોતાના ઋદ્ધિબળે બન્ને બાજુએ અટકાવી વચમાં કોરી જગામાં ખુશીથી અહિં તહિં ફરતા હતા. ત્હેને જોઇ કાશ્યપ મ્હોટેથી બોલ્યા, 'તું જ તે મહાશ્રમણ છે કે?"

બુદ્ધે "હા" એવો ઉત્તર આપ્યો, અને પોતે અંતરિક્ષમાંથી તે નાવમાં જઇ ઉભા રહ્યા. ત્યારે કાશ્યપના મનમાં પુનઃ એકવાર પૂર્વનો જ વિચાર ઉપસ્થિત થયો કે "આ મહાશ્રમણ મહાન્ ઋદ્ધિમાન છે, પણ મારી જેમ અર્હત્પદે મ્હોંચ્યો નથી!"

ત્યારે બુદ્ધે તેને કહ્યું, "હે કાશ્યપ! તું અર્હત્ નથી, એટલું જ નહિ પણ અર્હત્પદલાભનો માગ સુદ્ધાં ત્હને જડ્યો નથી!"

બુદ્ધના આ શબ્દો સાંભળી કાશ્યપનું અભિમાન તત્કાળ ગળી ગયું અને તે બુદ્ધને પગે પડી બોલ્યો, "ભગવન્, મ્હને ત્હમારી શિષ્યશાખામાં સામેલ કરો."

બુદ્ધ બોલ્યા, "કાશ્યપ! તું પાંચસો જટિલોનો ગુરુ છે. ત્હેમને મળ્યા વિના તું મ્હારો શિષ્ય થવાની ઉતાવળ કરતો નહિ."

આથી કાશ્યપે પોતાના શિષ્યોને એકત્ર કરી બુદ્ધના શિષ્ય થવાનો પોતાનો વિચાર ત્હેમને જણાવ્યો. તે સર્વ કાશ્યપ સાથે બુદ્ધના શિષ્ય થવા તૈયાર થયા, અને ત્હેમણે પોતાની જટા કાપી અગ્નિહોત્રનાં સાહિત્યો સાથે નદીના પ્રવાહમાં નાંખી દીધી. બુદ્ધે આ સૌને પોતાના ભિક્ષુસંઘમાં દાખલ કર્યાં.

નદીના પ્રવાહમાંથી તણાઇ આવેલી તે જટાઓનો ભારો અને અગ્નિહોત્રનાં સાહિત્યો જોઈ પોતાના મ્હોટા ભાઇ અને ત્હેની શિષ્યશાખા પર કોઇ વિકટ પ્રસંગ આવ્યો હશે, એમ નદીકાશ્યપને લાગ્યું; તેથી ત્હેણે ખરી માહિતી મેળવવા પોતાના કેટલાક શિષ્યોને ઉરુવેલકાશ્યપના આશ્રમે મોકલ્યા. પોતાનો ભાઈ શિષ્યશાખા સહ બુદ્ધનો અનુયાયી થયો, એ સમાચાર જાણતાં જ નદીકાશ્યપ પોતાના ત્રણસો શિષ્યો સાથે બુદ્ધ પાસે જઇ ત્હેનો અનુયાયી થયો.

તે જ પ્રમાણે ગયાકાશ્યપના કાન પર પોતાના બે બંધુઓ બુદ્ધના અનુયાયી થયાની વાત આવતાં જ તે પણ ઉરુવેલકાશ્યપના આશ્રમમાં જઇ પોતાના બસો શિષ્યો સહ બુદ્ધનો અનુયાયી થયો. આ પ્રમાણે થોડા જ વખતમાં એક હજાર તપસ્વીઓએ બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો.

એક દિવસ બુદ્ધે આ એક હજાર ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ! જગતમાં સર્વ વસ્તુ પ્રદીપ્ત થઇ છે! કયી સર્વ વસ્તુ? પંચેંદ્રિય અને મન આ વસ્તુ પ્રદીપ્ત થઈ છે! શાથી પ્રદીપ્ત થઈ? કામાગ્નિથી, ક્રોધાગ્નિથી અને મોહાગ્નિથી આ વસ્તુ પ્રદીપ્ત થઇ છે; જરા, મરણ, શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય અને ઉપાયાસ એ સૌથી પ્રદીપ્ત થઇ છે! પણ ભિક્ષુઓ! જે આ યથાર્થતઃ જોઇ શકે છે, તે પંચેંદ્રિયો અને મન એ સૌ વિષે વિરક્ત થાય છે; તથા જે સર્વ ઇંદ્રિયો અને તેના વિષય તરફ વિરક્ત થાય છે, તે જ મુક્ત જાણવો."

---

## (૭)

## રાજગૃહમા આગમન

ઉરુવેલાના પ્રદેશમાં કેટલોક કાળ ગાળી બુદ્ધગુરુ પોતાના એક હજાર શિષ્યો સહ રાજગૃહમાં આવ્યા. ત્યાં ભગવાન્ યષ્ટિવનમાં રહેતા હતા. બુદ્ધ પોતાના નગર સમીપ આવ્યા છે, એ સમાચાર બિંબિસાર રાજાને મળતાં જ તે ઘણા ઠાઠમાઠ સાથે હેને મળવા ગયો.

હેની સાથે મગધ દેશના પુષ્કળ બ્રાહ્મણો પણ હતા. હેમને એવી શંકા આવી કે બુદ્ધ કાશ્યપના શિષ્ય છે કે કાશ્યપ બુદ્ધનો શિષ્ય છે.

હેમના મનમાંનો વિચાર જાણી લઇ બુદ્ધે કાશ્યપને કહ્યું, "કાશ્યપ! ત્હેં અગ્નિહોત્રનો કેમ ત્યાગ કર્યો ?"

કાશ્યપ બોલ્યો, "ભગવન્ ! સ્વર્ગલોકમાં સર્વ પ્રકારે કામસુખની પ્રાપ્ત થવી એ જ યજ્ઞનું ફળ સમજાય છે. પણ આ લોકનાં તેમજ સ્વર્ગલોકનાં કામસુખ પાપકારક છે, એમ જાણીને હું અગ્નિહોત્ર અને યજ્ઞમાંથી વિરક્ત થયો છું !"

"પણ હે કાશ્યપ ! જો કામસુખમાં ત્હને આનંદ મળતો નથી, તો ત્હારૂં મન કયે ઠેકાણે રત થયું છે, એ કહે."

"ભગવન્! અત્યંત શાન્ત નિર્વાણપદ જોઇ મ્હારૂં મન યજ્ઞયાગ વિષે વિરક્ત થયું. એ નિર્વાણપદે હું રત થયો. ભગવન્! આપ મ્હારા ગુરુ છો અને હું આપનો શિષ્ય છું."

કાશ્યપનું આ ભાષણ સાંભળી તે બ્રાહ્મણોનો સંશય નાશ પામ્યો.

બુદ્ધે બિંબિસાર રાજાને, ત્હેના સરદારોને અને ત્હેની સાથે આવેલા બ્રાહ્મણોને દાનના ફાયદા, શીલનું મહત્ત્વ, સ્વર્ગ-લોકનું સુખ, કામસુખમાં દોષ અને એકાંતવાસને લીધે થનારૂં સુપરિણામ ઇત્યાદિ બાબતો સમજાવી ઉપદેશ કર્યો; અને જ્યારે તે સર્વનું ચિત્ત અજ્ઞાનના આવરણથી મુક્ત થઈ મૃદુ અને મુદિત થયેલું જણાયું, ત્યારે ત્હેમણે તે સર્વને ચાર આર્યસત્યો સમજાવ્યાં. ત્હેમના ઉપદેશથી સર્વની જ્ઞાનદષ્ટિ ખુલી ગઈ અને તે સર્વ તે દિવસથી બુદ્ધોપાસક થયા.

રાજા બિંબિસાર બોલ્યા, "ભગવન્, આપ બુદ્ધ થઇ મ્હારા રાજ્યમાં ધર્મપ્રસારાર્થે પ્રથમ આવો એવી મ્હારી ઉત્કટ ઇચ્છા હતી; તે આજ સફળ થઇ. આપના ધર્મામૃતપાનથી મ્હારી પ્રજા સુખી થશે એમાં શંકા નથી. ભગવન્, આવતી કાલે આપ આપના ભિક્ષુસંઘ સાથે મ્હારે ઘેર ભિક્ષા ગ્રહણ કરવા પધારશો."

બુદ્ધે કંઇપણ ઉત્તર ન આપતાં મુગામુગા જ રાજાનું આમંત્રણ સ્વીકાર્યાનો ઇશારો કર્યો. રાજાએ તે રાત્રે સર્વ વ્યવસ્થા કરીને બીજે દિવસે બુદ્ધને સંદેશો મોકલ્યો. મધ્યાહ્ન પૂર્વે બુદ્ધ અને ત્હેમના કાશ્યપાદિ એક હજાર ભિક્ષુઓ રાજવાડામાં આવી માંડેલા આસન પર બેઠા. બિંબિસાર રાજાએ પોતે જ બુદ્ધની અને ભિક્ષુસંઘની ભોજનવ્યવસ્થા રાખી. ભોજન પછી બુદ્ધને એક મ્હોટા દિવાનખાનામાં બેસાડી રાજા ત્હેમની એક બાજુએ બેઠા.

તે વખતે, રાજાના મનમાં એવો વિચાર આવ્યો કે "મ્હારૂં વેણુવન ઉદ્યાન બુદ્ધ અને ભિક્ષુસંઘને રહેવા યોગ્ય છે, કેમકે તે શહેરથી ઘણું દૂર નથી તેમ ઘણું પાસે પે નથી. ત્યાં જવાઆવવાનો રસ્તો સારો હોઇ ભાવક મનુષ્યને જવા-આવવા માટે સગવડભર્યો છે. ત્યાં દિવસે ઘણી ગડબડ હોતી નથી અને રાત્રે વિશેષ શોરબકોર હોતો નથી. એકાંતવાસ માટે તે યોગ્ય છે. તે બુદ્ધને દાન કરીશ તો ઠીક થશે."

બિંબિસાર રાજા પોતાના આસનેથી ઉઠ્યો, અને હાથમાં પાણીથી ભરેલી સોનાની ઝારી લઈ બુદ્ધ પાસે જઇ બોલ્યો, "ભગવન્, મ્હારૂં વેણુવન ઉદ્યાન હું આપને અને આપના ભિક્ષુસંઘને દાન કરૂં છું; હેનો આપ સ્વીકાર કરો."

બુદ્ધે વેણુવનનો સ્વીકાર કર્યો; અને ભિક્ષુઓને ઉદ્દેશી તે બોલ્યા, "ભિક્ષુઓ, આજથી લોકોએ દાનમાં આપેલા આરામ (વિહાર) સ્વીકારવા વિષે હું ત્હમને પરવાનગી આપું છું."

તે કાળે રાજગૃહ પાસે સંજય નામનો સુપ્રસિદ્ધ પરિવ્રાજકાચાર્ય રહેતો હતો. હેની મ્હોટી શિષ્યશાખા હતી. સારિપુત્ત અને મોગ્ગલ્લાન એ બે બ્રાહ્મણ પરિવ્રાજકોની હેના પ્રમુખ શિષ્યોમાં ગણના થતી. પણ સંજયના તત્ત્વજ્ઞાનથી તે બેનું સમાધાન ન થવાથી હેમણે એવો વિચાર રાખ્યો હતો કે એમાંથી એકને નિર્વાણમાર્ગ પ્રાપ્ત થતાં, હેણે તે બીજાને બતાવવો."

એક દિવસ અસ્સજિ (અશ્વજિત્) નામનો ભિક્ષુ રાજગૃહમાં પિંડપાત (ભિક્ષા) માટે ફરતો હતો તેવામાં સારિપુત્તે હેને જોયો. હેની શાન્ત મુદ્રા અને ગંભીર

વર્તન જોઇ સારિપુત્તને લાગ્યું કે જે જે નિર્વાણમાર્ગે ચઢયા હશે ત્હેમાંનો આ એક હોવો જોઇયે. આથી સારિપુત્ત ત્હેની પાછળ જ રાજગૃહમાંથી બ્હાર નીકળી ચાલવા લાગ્યા.

અસ્સજિ પોતાના પાત્રમાં પડેલું અન્ન વસ્ત્ર વડે ઢાંકી વેણુવન તરફ જતો હતો તેવામાં માર્ગમાં સારિપુત્ત ત્હેને મળ્યો. ત્હેને કુશળ પ્રશ્નાદિ પૂછી સારિપુત્ત બોલ્યો, "આયુષ્મન્, ત્હારી ચર્યા અત્યંત પ્રસન્ન દેખાય છે. તું કયા ધર્મનો અનુયાયી છે? ત્હારા ગુરુ કોણ? અને ત્હેનો મત શો છે?"

અસ્સજિ બોલ્યો, "હું હાલમાં જ ભિક્ષુ થયો છું. હું વિસ્તારપૂર્વક ગુરુનો મત કહી શકું તેમ નથી; તેથી હું સંક્ષેપથી ત્હને સમજાવીશ."

સારિપુત્ત બોલ્યો, "હરકત નહિ. સંક્ષેપ કે વિસ્તારથી જે કાંઈ કહેવા જેવું હોય તે કહે. મ્હને સારાંશ જ જોઇએ છે. શબ્દપાંડિત્ય લઈ શું કરવું છે?"

અસ્સજિ બોલ્યો, "જે દુઃખો કારણથી ઉત્પન્ન થાય છે, ત્હેનાં કારણો તથાગતે કહ્યાં છે; અને તે કારણોનો નિરોધ કેમ કરવો એ પણ કહ્યું છે. અમારા ગુરુનો આ જ મત છે."[1]

અસ્સજિનાં આ ધર્મવાક્યોથી સારિપુત્તને બુદ્ધનો ધર્મનિર્વાણનો માર્ગ ખરો છે, એવી ખાત્રી થઇ. ત્હેણે અસ્સજિને કહ્યું, "આજકાલ જો ખરો ધર્મ હોય તો આ જ છે!"

---

[1]મૂળ ગાથા આ પ્રમાણે છેઃ

ये धम्मा हेतुप्पभवा हेतुं तेसं तथागतो आह।
तेसं च यो निरोधो एवं वादी महासमणो॥

સારિપુત્ત ત્યાંથી નીકળી મોગ્ગલ્લાન પાસે ગયો અને બનેલી સર્વ વાત હેને કહી; ત્યારે મોગ્ગલ્લાન બોલ્યો. "ચાલો, આ જ ક્ષણે આપણે બુદ્ધનાં દર્શન માટે જઇએ."

સારિપુત્ત બોલ્યો, "આયુષ્મન્! સંજયના શિષ્યોમાંના અઢીસો પરિવ્રાજકો આપણા બેની ઉપર અવલંબીને રહેલા છે; તો પ્રથમ હેમને મળી હેમની સલાહ લઇ પછી બુદ્દદર્શને જઇએ."

આ સંભાષણ પૂરૂં થયા પછી તેઓ બન્ને પોતાના ઉપર અવલંબી રહેલા પરિવ્રાજકોને મળ્યા અને બુદ્ધના શિષ્ય થવાનો પોતાનો નિશ્ચય હેમને જણાવ્યો; ત્યારે તે અઢીસો પરિવ્રાજકો સારિપુત્ત અને મોગ્ગલ્લાન સાથે બુદ્ધના અનુયાયી થવા તૈયાર થયા. તે સૌને સાથે લઇ સારિપુત્ત અને મોગ્ગલ્લાન સંજય પાસે જઇ બોલ્યા, "આયુષ્મન્! અમે બુદ્ધ ગુરુ પાસે જઇએ છીએ. આજથી તે અમારા ગુરુ છે."

સંજયે હેમને ન જવા માટે પુષ્કળ આગ્રહ કર્યો, પણ તે સારિપુત્ત-મોગ્ગલ્લાનનાં મન ફેરવી શક્યો નહિ. હેને પોતાની આટલી મ્હોટી શિષ્યશાખા નષ્ટ થયા બદ્દલ અત્યંત ખેદ થયો.

સારિપુત્ત-મોગ્ગલ્લાન પોતાના અઢીસો તપસ્વી બંધુઓને સાથે લઇ વેણુવન ઉદ્યાનમાં આવ્યા. હેમને દૂરથી આવતા જોઇને બુદ્ધ પોતાના ભિક્ષુઓ તરફ ફરી કહેવા લાગ્યા, "હે ભિક્ષુઓ! આ જે બે પરિવ્રાજકો અહિં આવે છે તે મ્હારા અગ્રશ્રાવક (અગ્રશિષ્ય) થનાર છે!"

તે પાસે આવી બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા અને બૌદ્ધસંઘમાં પોતાને દાખલ કરવા માટે હેમણે બુદ્ધને વિનંતી કરી. બુદ્ધે હેમને અને હેમના અઢીસો તપસ્વી બંધુઓને સંઘમાં લીધા.

સંજયનો આટલાં બધાં શિષ્ય એકદમ બૌદ્ધભિક્ષુ થયા તેથી રાજગૃહમાં બહુ જ ગરબડ થઇ ગઇ. કેટલાક દિવસ સુધી તો એકાદ બૌદ્ધભિક્ષુ રસ્તામા જણાતાજ લોકો કહેતા કે, "આ મહાશ્રવણ અમારા શહેરમાં આવ્યો અને સંજયના સર્વે શિષ્યોને લઇ ગયો ! હવે એ કોને લઇ જશે ?" *

ભિક્ષુઓને રાજગૃહવાસી લોકોના આ કથનનો શો ઉત્તર આપવો એ સુઝયું નહિ. હેમણે આ સમાચાર બુદ્ધને જણાવ્યા. બુદ્ધ બોલ્યા, "ભિક્ષુઓ ! આ લોકાપવાદ પુષ્કળ દિવસ ટકશે નહિ. સાત આઠ દિવસ લોક એમ બોલશે અને પછી ચૂપ થઇ જશે; તોપણ ફરી જો હમારા કાન પર આ શબ્દો આવે તો હમે તે મનુષ્યને સ્પષ્ટ ઉત્તર આપજો કે " શૂર તથાગત શિષ્યોને સદ્ધર્મથી લઇ જાય છે. લોકોએ હેની ઈર્ષ્યા શા માટે કરવી ?"×

રાજગૃહમાં વેણુવન વહારમાં રહેતા બુદ્ધે પોતાના સંઘમાં એકજ પ્રકારની વ્યવસ્થા દાખલ કરી. આના પહેલાં

---

*आगतो खो महासमणो मागधानं गिरिब्बजे ।
सब्बे संजये नेत्वान कस्स दानि नयिस्सति ॥
×नयन्ति वे महावीरा सद्धम्मेन तथागता ।
धम्मेन नीयमानानं का उसूय्या विजानतं ॥

કૌંડિન્યથી માંડીને છેક સારિપુત્ત-મોગ્ગલ્લાન સુધી જેને બુદ્ધે પોતે ભિક્ષુસંઘમાં લીધા હતા ત્હેમનો પ્રવ્રજ્યાવિધિ તદ્દન સાદો હતો. બુદ્ધ "ભિક્ષુ ! અહિં આવ." (एहि भिक्खु) એમ કહે એટલે ગમે તે માણસ ભિક્ષુ થતો. પણ આને લીધે સંઘમાં સર્વસાધારણતા રહી નહિ; એટલે કે એકનાં વસ્ત્ર એક પ્રકારનાં તો બીજાનાં બીજા પ્રકારનાં; એકનો આચાર એક પ્રકારનો તો બીજાનો બીજા પ્રકારનો, એવું થવા લાગ્યું. આથી બુદ્ધે પોતાના ભિક્ષુસંઘનો આચાર એક જ પદ્ધતિએ ચાલે તે માટે જુદા જુદા નિયમો દાખલ કર્યા. એ સર્વનો વિસ્તાર વિનયગ્રંથમાં કર્યો છે.

---

## (૮)

## શુદ્ધોદનરાજાનો મેળાપ

સિદ્ધાર્થ છત્રીસ વર્ષની વયે વૈશાખ પૂર્ણિમાએ બુદ્ધ થયા. તે પછી અષાડી પૂર્ણિમાએ ઋષિપત્તનમાં પાંચ તપસ્વીઓને ત્હેમણે પ્રથમ ધર્મોપદેશ કર્યો. ચાતુર્માસ ઋષિપત્તનમાં રહી ધર્મોપદેશ કરતા કરતા ઉરુવેલકાશ્યપાદિક એક હજાર તપસ્વીઓને પોતાના શિષ્ય કરી પોષ મહિનામાં બુદ્ધ રાજગૃહ પાછા ફર્યા, અને મહિના પંદર દિવસની અંદર જ સારિપુત્ત.મોગ્ગલાનાદિક પરિવ્રાજકોને ત્હેમણે પોતાના સંઘમાં લીધા. અહિંઆં મ્હોટો ભિક્ષુસંઘ ભેગો થયો હતો, અને તેથી ત્હેની કીર્તિ વિંધ્ય અને હિમાલય એ બે પર્વતની વચમાંના પ્રદેશમાં સર્વત્ર પ્રસરી.

છ વર્ષ સુધી શુદ્ધોદન રાજાને પોતાના પુત્રના સમાચાર બરાબર મળ્યા ન હતા; પણ હવે તે મ્હોટા સંઘનો શાસ્તા (શાસનકર્તા) થયો છે, અને રાજગૃહમાં બિંબિસાર રાજાએ આપેલા વેણુવનવિહારમાં રહે છે, એ સમાચાર શુદ્ધોદન રાજાને કાને આવતાં વખત લાગ્યો નહિ. રાજાએ બુદ્ધને કપિલવસ્તુમાં આણવાને એક વિશ્વાસુ દૂતને મોકલ્યો. પણ તે પાછો ન ફરતાં વેણુવનમાં બુદ્ધનો ધર્મશ્રવણ કરી ત્યાં જ ભિક્ષુ થઈ રહ્યો. રાજાએ બીજા બે ત્રણ દૂત મોકલ્યા, પણ તે સર્વની તે જ મન થઈ.

છેવટે કાલુદાયી નામના સિદ્ધાર્થના બાલમિત્રને રાજાએ બુદ્ધને લઇ આવવા માટે રાજગૃહમાં મોકલ્યો. તે વેણુવનમાં આવીને બુદ્ધનો શિષ્ય થયો,તોપણ તે બીજા દૂતો પ્રમાણે પોતાનું કર્તવ્ય વિસર્યો નહિ. ફાગણ મહિનાની પૂર્ણિમાએ ત્હેણે બુદ્ધને કહ્યું, "ભગવન્, આપના પિતા આપના દર્શન માટે ઉત્સુક થયા છે. તો આપે કપિલવસ્તુ જઇ એકવાર ત્હેમને અને બીજાં સગાંવ્હાલાંઓને મળી આવવું, એવી મ્હારી વિનંતી છે ભગવન્, આ વસંતકાળ આપના ગમન માટે અત્યંત યોગ્ય છે."

કાલુદાયીની વિનંતીને માન આપી બુદ્ધગુરુ રાજગૃહમાંથી નિકળ્યા; અને માર્ગમાં ધર્મોપદેશ કરતા કરતા કપિલવસ્તુમા આવ્યા. ત્યાં શાક્યોએ તૈયાર કરેલા ન્યગ્રોધ નામના વિહારમા રહી બુદ્ધે પોતાનાં સંબંધીઓને અનેકવાર ધર્મોપદેશ કર્યો.

એક દિવસ ભિક્ષાગ્રહણાર્થે તે શુદ્ધોદનના રાજવાડામાં ગયા હતા તે વખતે યશોધરા દેવીએ ત્હેમને જોયા, અને પોતાના પુત્રને કહ્યું,"રાહુલ ! ત્યાં બેઠેલા પેલા શ્રમણને ત્હેં જોયો કે ? તે ત્હારા પિતા છે. ત્હેમની પાસે જઇ તું પોતાનો વારસો માગ."

પોતાની માતાનું બાપણુ સાંભળી રાહુલ દોડતો દોડતો બુદ્ધ પાસે આવી ઉભો રહ્યો. બુદ્ધગુરુ આસન પરથી ઉઠી ન્યગ્રોધારામ તરફ ચાલતા થયા. રાહુલ પણ ત્હેમની પાછળ "બાપુ! મ્હને મ્હારો દાયભાગ આપો. બાપુ! મ્હને મ્હારો દાયભાગ આપો" એમ બોલતો બોલતો ચાલ્યો. વિહારમાં પહોંચ્યા પછી બુદ્ધે સારિપુત્તને બોલાવી કહ્યું કે "આ રાહુલ

કુમારે મ્હારી પાસે દાયભાગ માગે છે, તો તું આને પ્રવ્રજ્યા આપી શ્રામણેર કર.''

સારિપુત્તે બુદ્ધે કહેલ વિધિ પ્રમાણે રાહુલને શ્રામણેર કરી પોતાની પાસે રાખી લીધો. આ સમાચાર શુદ્ધોદન રાજાને મળતાં ત્હેણે ન્યગ્રોધ વિહારમા આવી બુદ્ધને કહ્યું, "ભગવન્, ત્હેં જ્યારે ગૃહત્યાગ કર્યો, ત્યારે મ્હને અત્યંત દુઃખ થયું; પણ મ્હારા ન્હાનાશા રાહુલને ત્હેં પ્રવ્રજ્યા આપી ત્યારે તો મ્હારા દુઃખની પરમાવધિ જ થઇ એમ હું સમજું છું! હવે તું મ્હને એક વર આપ કે કોઈપણ તરુણ મનુષ્યને ત્હેનાં માબાપની પરવાનગી સિવાય ભિક્ષુસંઘમા લઈશ નહિ કે શ્રામણેર કરીશ નહિ.

ત્યારથી બુદ્ધે માબાપની પરવાનગી સિવાય કોઈ પણ બાળકને ભિક્ષુ કે શ્રામણેર કરવો નહિ એવો નિયમ કર્યો.

---

* વીસ વર્ષનો થયો નથી, ત્હેને ભિક્ષુસંઘમાં લઇ શકાતો નથી; પરંતુ ત્હેને શ્રામણેર કરી એકાદ ભિક્ષુ પાસે ધર્મપઠનાર્થે રાખવામાં આવે છે. ભિક્ષુને પુષ્કળ નિયમ પાળવા પડે છે, પણ શ્રામણેરને નીચેના દશ જ નિયમ પાળવાના હોય છેઃ—

(૧) પ્રાણઘાતથી નિવૃત્તિ.
(૨) અદત્તાદાનથી નિવૃત્તિ, ચોરીથી નિવૃત્તિ.
(૩) અબ્રહ્મચર્યથી નિવૃત્તિ.
(૪) અસત્ય ભાષણથી નિવૃત્તિ.
(૫) માદક પદાર્થથી નિવૃત્તિ.
(૬) મધ્યાહ્ન પછી ન જમવું.
(૭) મનોવિકાર ઉદ્દીપિત કરનાર નૃત્ય, ગીત અને વાદ્યથી નિવૃત્ત થવું.
(૮) માળા, ગંધ, અલંકાર ઇત્યાદિથી નિવૃત્ત થવું.
(૯) ઉંચા અને કિંમતી બિછાના પર ન સૂવું.
(૧૦) સોના રૂપાનો સ્વીકાર ન કરવો.

આ દસ નિયમોને શ્રામણેરનાં શિક્ષાપદ કહે છે.

## (૯)
## સુદત્ત ઉર્ફે અનાથપિંડિક શ્રેષ્ઠી

શાક્યોને યથાવકાશ ઉપદેશ કરી બુદ્ધગુરુ કપિલવસ્તુથી મ્હોટા ભિક્ષુસમુદાય સહ પુનઃ રાજગૃહે આવ્યા. ત્યાં તે સીતવનમાં રહેવા લાગ્યા. તે વેળાએ અનાથપિંડિક નામનો શ્રાવસ્તિનો એક પ્રસિદ્ધ શેઠ કોઈ કાર્ય પ્રસંગે રાજગૃહમાં પોતાના સાળાને ઘેર આવ્યો હતો.

આ વેળાએ અનાથપિંડિકનો સાળો ઘણી ગડબડમાં હતો. ત્હેને ઘેર ભોજનસમારંભની તૈયારી ચાલતી હતી. તે જોઇ અનાથપિંડકે ત્હેને કહ્યું, "જ્યારે જ્યારે હું ત્હમારે ત્યાં આવતો ત્યારે ત્યારે ત્હમે સર્વ કામો છોડી મ્હારૂં આદરાતિથ્ય પ્રથમ કરતા; પણ આજ હું જોઉં છું કે કોઇક મ્હોટા ભોજનસમારંભની તૈયારીમાં ત્હમારૂં ચિત્ત ગૂંચાઇ ગયું છે. આવતી કાલે ત્હમારે ત્યાં મ્હોટો લગ્નસમારંભ છે, કે મ્હોટો યજ્ઞ થનાર છે, અથવા બિંબિસાર રાજાને અને ત્હેના સરદારોને આવતી કાલે ત્હમે મિજબાની આપનાર છો ?"

તેણે ઉત્તર આપ્યો, "ત્હમે કહો છો ત્હેમાંનું કાંઇ જ નથી. આવતી કાલે મ્હેં બુદ્ધ અને ત્હેમના ભિક્ષુસંઘને ભોજનનું આમંત્રણ કર્યું છે ?"

"શું' ત્હમે 'બુદ્ધ' બોલ્યા ?" અનાથપિંડિકે મ્હોટેથી ઉદ્દગાર કાઢ્યો

"હા, બુદ્ધ" અનાથપિંડિકના સાળાએ ઉત્તર આપ્યો.

અનાથપિંડિક બોલ્યો, "બુદ્ધ એ શબ્દ સુદ્ધાં આ લોકમાં દુર્લભ છે! આ વેળાએ તે ભગવંતનાં દર્શન મળવાં શક્ય છે કે ?"

, અનાથપિંડિકનો સાળો બોલ્યો, "બુદ્ધદર્શને જવાનો આ વખત નથી. આવતી કાલે સવારે ત્હમે ત્હેમની મુલાકાત લેજો."

અનાથપિંડિકને તે રાત્રિએ નિદ્રા કેમે કરી આવી નહિ. પ્હો ફાટતા સુધીમાં તો તે પથારીમાંથી સવાર થઇ ધારી ત્રણ વખત ઉઠયો. છેવટે અરુણોદય પૂર્વે ઉઠી તે સીતવન ભણી ચાલતો થયો. વાટમાં એકાએક બારે અંધકાર થઈ ગયો. અનાથપિંડિક ગભરાઇને પાછો ફરવાના વિચારમાં હતો, તેવામાં તે પ્રદેશમાં રહેનાર સીવક નામના યક્ષે ત્હેને કહ્યું, "હે ગૃહપતિ, સીતવનની બાજુએ ત્હારૂં દરેક પગલું ઘણું પુણ્ય પ્રસવે છે. માટે પાછો ન ફરતાં આગળ વધ!"

યક્ષનું આ ભાષણ સાંભળી અનાથપિંડિકના મનને ધીરજ આવી અને ત્હેની દૃષ્ટિ સ્હામે આવેલો અંધકાર નષ્ટ થયો. અનાથપિંડિક સીતવનમાં પહોંચ્યો તે વેળાએ બુદ્ધગુરુ પ્હો ફાટતાં ઉઠી ખુલ્લી જગામાં ચંક્રમણ કરતા હતા. અનાથપિંડિકને જોઈ તે એક આસન પર જઇ બેઠા અને "સુદત્ત! અહિં આવ" એમ બોલ્યા.

આ સાંભળી અનાથપિંડિક ચકિત થયો, કેમકે ત્હેનું ખરૂં નામ જોકે સુદત્ત હતું, તોપણ ત્હેનાં સગાંવ્હાલાં સિવાય અન્યને તે ભાગ્યે જ માહિત હતું. 'અનાથપિંડિક' એ જ નામથી તે સર્વત્ર પ્રસિદ્ધ હતો.

અનાથપિંડિક બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો અને બોલ્યો, "ભગવન્, આપને રાત્રે સુખેથી નિદ્રા તો આવી ને ?"

બુદ્ધ બોલ્યા, "જે બ્રાહ્મણ કામસુખમાં બદ્ધ થતો નથી, જેની સર્વ તૃષ્ણા નષ્ટ થઇ છે અને તેથી જેનું મન શાન્ત થયું છે, તે સર્વ કાળ સુખથી સુએ છે."

તદનંતર, બુદ્ધે દાનથી થનારા ફાયદા, શક્તિથી થનારા ફાયદા, સ્વર્ગ લોકનાં સુખ, કામોપભોગમાં દોષ અને એકાન્તવાસથી થતા લાભ, ઇત્યાદિ વિષયોનો ઉપદેશ કર્યો; અને જ્યારે અનાથપિંડિકનું ચિત્ત મૃદુ, મુદિત અને પ્રસન્ન થયેલું જોયું, ત્યારે ભગવતે હેને ચાર આર્ય સત્યનો ઉપદેશ કર્યો.

તે સાંભળી બૌદ્ધધર્મની સત્યતા બદલ અનાથપિંડિકની ખાત્રી થઈ. હેણે બુદ્ધને કહ્યું, "ભગવન્, આ આપનો ધર્મ અત્યંત સુંદર છે. એકાદ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરી બતાવે કે દેખતા માણસને અંધારામાં જણાય તે માટે મસાલ ધરે, તે પ્રમાણે આપે આપના ધર્મનું ઉત્તમ સ્પષ્ટીકરણ કર્યું છે. હું આજથી મ્હારા શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી આપને, આપના ધર્મને અને ભિક્ષુસંઘને શરણ જાઉં છું ! આપના ઉપાસક તરીકે મ્હારો આપે અંગીકાર કરવો. હવે આવતી કાલે આપ ભિક્ષુસંઘ સહ મ્હારા અન્નદાનનું ગ્રહણ કરો એવી મ્હારી ઇચ્છા છે."

બુદ્ધે કાંઈ પણ બોલ્યા સિવાય આમંત્રણ સ્વીકાર્યાનો ઇશારો કર્યો. પછી અનાથપિંડિક આસન પરથી ઉઠયો અને બુદ્ધને વંદન કરી પોતાના સાળાને ઘેર પાછો ફર્યો.

અનાથપિંડિકનો સાળો (તે રાજગૃહક શ્રેષ્ઠીને નામે ઓળખાતો હતો) અનાથપિંડિકે બુદ્ધને આમંત્રણ આપ્યાના સમાચાર સાંભળી બોલ્યો, "તમે પરદેશી છો માટે તમારી તરફથી આવતી કાલની સર્વ તૈયારી હું જ કરું છું."

બીજા યે પુષ્કળ શેઠશાહુકાર અનાથપિંડિકના મિત્ર હતા. તેમણે સુદ્ધાં અનાથપિંડિકને એવો જ આગ્રહ કર્યો. ખુદ બિંબિસાર રાજાએ પણ અનાથપિંડિકને બોલાવી કહ્યું, "તમે તો અમારા શહેરમાં પરોણા છો, તેથી તમારી તરફથી આવતી કાલે બુદ્ધ અને ભિક્ષુસંઘને અમે જ અન્નદાન આપીશું."

પરંતુ અનાથપિંડિકે ઘણી નમ્રતાપૂર્વક કોઈની પણ મદદ ન સ્વીકારવાની ના પાડી અને પોતાના સાળાને ઘેર પોતાના નોકરચાકરની સાહાય્યથી સર્વ તૈયારી પોતે જ કરી, અને બીજે દિવસે મધ્યાહ્નકાળ પૂર્વે બુદ્ધને અને ભિક્ષુસંઘને બોલાવી આણી પોતાને હાથે તેમનું સંતર્પણ કર્યું

ભોજન થઇ રહ્યા પછી બુદ્ધ પાસે એક નીચા આસન પર બેસી અનાથપિંડિક બોલ્યો, "ભગવન્, આવતા ચાતુર્માસ માટે આપ શ્રાવસ્તિમાં આવો એવી મ્હારી વિનંતી છે."

બુદ્ધ બોલ્યા, "ગૃહપતિ, તથાગતને એકાંતવાસ જ ગમે છે."

અનાથપિંડિક બોલ્યો, "હા, તે હું જાણું છું."

અનાથપિંડિકને રાજગૃહ તથા શ્રાવસ્તિ આ બે શહેરની વચમાંનાં ગામો અને ન્હાનાં ન્હાનાં શહેરોમાં પુષ્કળ મિત્રો હતા. શ્રાવસ્તિ જતાં જે જે ઠેકાણે તેણે મુકામ કર્યો, તે તે ઠેકાણે પોતાના મિત્રોને બુદ્ધને માટે રમ્ય પ્રદેશમાં વિહાર વગેરે બાંધી તેમને રહેવાની વ્યવસ્થા કરવાનો તેણે ઉપદેશ કર્યો; અને શ્રાવસ્તિ પ્હોંચ્યા પછી તે બુદ્ધને રહેવા યોગ્ય સ્થળની તપાસ કરવા લાગ્યા.

કોસલ દેશના રાજવંશમાંના જેત નામના રાજકુમારનું શ્રાવસ્તિ પાસે એક રમણીય ઉદ્યાન હતું. અનાથપિંડિકને આ ઉદ્યાન સિવાય બીજી સુંદર જગા શ્રાવસ્તિની આસપાસ મળી નહિ. તેથી તે જેત રાજકુમાર પાસે જઇ ત્હેને કહેવા લાગ્યો, "બુદ્ધ આપણા શહેરમાં ચાતુર્માસ ગાળવા આવનાર છે. ત્હેમને રહેવા માટે શહેરની આસપાસ મ્હેં ઘણી જગાઓ જોઈ; પરંતુ આપના ઉદ્યાન સિવાય મ્હને એકે જગા પસંદ પડી નહિં; તો આપ કૃપા કરી વિહાર બાંધવા માટે મ્હને આપનું ઉદ્યાન આપશો."

જેત બોલ્યો, "હે ગૃહપતિ, સોનાનાં નાણાં મ્હારા ઉદ્યાનમાં પાથરશો, તો તેટલી કિંમત લઇ હું તમને મ્હારૂં ઉદ્યાન આપીશ; એ સિવાય તે મળી શકે એમ નથી."

જેતના કહેવાનો ભાવાર્થ એવો હતો કે ગમે તેટલી કિંમત આપો તોપણ ઉદ્યાન વેચવાનો મ્હારો ઉદ્દેશ નથી, પણ અનાથપિંડિકે ત્હેનો શબ્દશઃ અર્થ કર્યો.

પોતાને ઘેર આવી સોનાનાં નાણાંથી બે ચાર ગાડીઓ ભરીને અનાથપિંડિકે પોતાના નોકરોને તે ગાડીઓ લઇ

જેતના ઉદ્યાનમાં મોકલ્યા, અને તે નાણું ત્યાં પાથરવાનો હુકમ કર્યો. નોકરો જમીન પર નાણું પાથરવા લાગ્યા. જ્યારે જેતે આ સમાચાર જાણ્યા, ત્યારે તે ત્યાં આવ્યો અને અનાથપિંડિકને કહ્યું કે, "તમે ગમે તેટલું દ્રવ્ય આપો, તો પણ આ ઉદ્યાન હું ત્હમને આપીશ નહિ."

અનાથપિંડિકે કહ્યું, "આપ રાજકુલમાં જન્મેલા છો. આપ જો આપનું વચન નહિ પાળો તો તે લજ્જાસ્પદ ગણાશે."

જેતે કહ્યું, "મ્હારો કહેવાનો ઉદ્દેશ એ હતો કે જો તમે સોનું પાથરશો તોપણ એટલી કિંમત લઇને યે મ્હારૂં ઉદ્યાન વેચવાને હું તૈયાર નથી!"

તે બેઉનો વિવાદ આપસમાં પતે એવો સંભવ ન હતો. આથી ત્હેમણે પોતાનો કેસ શ્રાવસ્તિના ન્યાયાધીશમંડળ પાસે રજુ કર્યો. સર્વ ન્યાયાધીશોએ એકમતે અનાથપિંડિકની તરફેણમાં ન્યાય આપ્યો. 'રાજકુમારે જો સોનાનું નાણું જમીન પર પાથરશે તો આટલી જમીન મળશે' એમ કહ્યું, તેથી ત્હેણે પોતાની જમીનની કિંમત કરેલી એવું જ ગણાય, માટે તેટલી કિંમત લઇ પોતાનું ઉદ્યાન ત્હેણે અનાથપિંડિકને આપવું જોઇએ, એવો આ ન્યાયાધીશોએ નિર્ણય કર્યો.

અહિં સોનાનું નાણું જેતવનમાં પાથરવાનું કામ અનાથપિંડિકના વિશ્વાસુ નોકરોએ ચાલુ રાખ્યું જ હતું. એટલામાં ત્હેમણે ઘણાખરા ભાગ ઉપર નાણું પાથરી દીધું હતું. જેત અનાથપિંડિક સાથે ત્યાં આવ્યો અને બોલ્યો. "અનાથપિંડિક! આટલી જ જમીન હું તમને વેચાતી આપું છું, બાકીની હું વિહાર બાંધવા માટે દાનમાં આપું છું."

અનાથપિંડિકે એવો વિચાર કર્યો કે જેત જેવા રાજકુમારની બૌદ્ધધર્મના પ્રસારમાં ઘણી મદદ થઇ શકે એમ છે તો ત્હેની આ ભેટનો અસ્વીકાર કરવો ઠીક નથી. ત્હેણે જેતને કહ્યું, "ઠીક છે, આ બાકીની જમીનમાં આપને બુદ્ધ માટે જે કરવું હોય તે સુખેથી કરો."

જેતે રહેલી જગામાં એક ઓરડી બાંધી અને અનાથપિંડિકે પુષ્કળ ઓરડીઓ, પુષ્કળ ચંક્રમણો, પુષ્કળ ભોજનશાળાઓ, પુષ્કળ વિહારો અને પુષ્કળ સ્નાનશાળાઓ બાંધી.

બુદ્ધગુરુ ભિક્ષુસંઘ સાથે રાજગૃહમાંથી નીકળી વિહાર કરતા કરતા શ્રાવસ્તિમાં આવી પહોંચ્યા. ત્યાં તેઓ જેતવનમાં અનાથપિંડિકના ઉદ્યાનમાં રહેતા હતા, તે સમયે અનાથપિંડિકે આવી ત્હેમને ભિક્ષુસંઘસહ પોતાને ઘેર આમંત્રણ આપ્યું.

બીજે દિવસે પોતે બુદ્ધને અને ભિક્ષુસંઘને સંતૃપ્ત કર્યા પછી અનાથપિંડિકે "જેતવન વિહારની આગળ ઉપર શી વ્યવસ્થા કરવી ?" એવો પ્રશ્ન કર્યો. બુદ્ધ બોલ્યા, 'હે ગૃહપાત, આ વિહાર તું આવતા જતા ભિક્ષુસંઘને માટે દાનમાં આપ."

અનાથપિંડિકે જેતવનનું યથાવિધિ દાન કર્યું, ત્યારે બુદ્ધે ત્હેનું અભિનંદન કરતાં કહ્યું કે, "વિહારદાન એ સર્વમાં શ્રેષ્ઠ ધન છે, કેમકે ત્હેને લીધે ભિક્ષુના ધ્યાનમાં વરસાદ, પાણી, તડકો, હિંસક પશુ, વાદળ ઇત્યાદિકનો અંતરાય થતો નથી, તેથી સુજ્ઞ ઉપાસકે યથાશક્તિ વિહાર કરાવી ત્યાં વિદ્વાન ભિક્ષુને રહેવાની સગવડ કરી આપવી, અને ત્હેને યથાશક્તિ અન્નદાન દેવું."

---

## (૧૦)

## વિશાખા મિગારમાતા

શ્રાવસ્તિથી સાત યોજનના અંતરે સાકેત નામનું એક મ્હોટું શહેર વસેલું હતું. તે જેણે વસાવ્યું તે ધનંજયશ્રેષ્ઠીની તે કાળના નવકોટિનારાયણોમાં ગણના થતી હતી. ત્હેને વિશાખા નામની એક અત્યંત સુસ્વરૂપ કન્યા હતી. તે વયમાં આવી ત્યારે શ્રાવસ્તિના મિગારશ્રેષ્ઠીના પૂર્ણવર્ધન નામના પુત્રની સાથે ત્હેનો વિવાહ નક્કી થયો. સાકેત અને શ્રાવસ્તિ એ બેઉ શહેરોમાં ઉભય પક્ષ તરફથી આ વિવાહસમારંભ ભારે ઠાઠથી ઉજવાયો.

વિવાહવિધિ પૂરો થયા બાદ ધનંજયશ્રેષ્ઠી પોતાની કન્યાને લઈ શ્રાવસ્તિ આવ્યો. ત્યાં ત્હેણે પોતાની જ્ઞાતિમાંના આઠ કુલીન ગૃહસ્થોને બોલાવી આણી ત્હેમને વેવાઇ સમક્ષ એમ કહ્યું કે " જો મ્હારી પુત્રીનો કોઇ દોષ જણાઇ આવે, તો તમારે બરાબર ચોકસાઇ કરવી. "

ધનંજયશ્રેષ્ઠી પુત્રીને સાસરે મૂકી સાકેત ગયા પછી એક દિવસ મિગારશ્રેષ્ઠીએ નિર્ગ્રંથ શ્રમણો ( નગ્ન સંન્યાસી ) ને પોતાને ઘેર પુત્રના લગ્નસમારંભનિમિત્ત ભોજનાર્થે આમંત્રણ આપ્યું. ( મિગારશ્રેષ્ઠી નિર્ગ્રંથનો ઉપાસક હતો. ) ત્હેમને માટે ત્હેણે પાણી નાખ્યા વિના ચોકખા દૂધની જ ખીર કરાવી

હતી. નિર્ગ્રંથ આવી પોતપોતાને આસને બેઠા. પછી મિગારશ્રેષ્ઠીએ પોતે આદરાતિથ્ય કરી હેમને સંતોષપૂર્વક જમાડયા; અને હેમનું ભોજન પૂર્ણ થયા પછી પોતાની પુત્રવધૂને કહાવ્યું કે, " આપણે ઘેર અર્હન્ત આવ્યા છે. હેમને નમસ્કાર કરવા આવવું. "

' અહન્ત ' એ શબ્દ કાને પડતાં જ વિશાખાને ઘણો આનંદ થયો. કારણ ન્હાનપણથી તે બુદ્ધની ઉપાસિકા હતી, તથા બુદ્ધ અને બૌદ્ધ ભિક્ષુ સિવાય અન્યને પણ અર્હન્ત કહે છે એ એને ખબર ન હતી. ઉતાવળી ઉતાવળી લૂગડાં પહેરીને તે પોતાનો સસરો અને હેના સૌ અર્હન્ત જે દિવાનખાનામાં બેઠા હતા ત્યાં ગઈ. પણ તે નગ્ન શ્રમણોને જોઇ હેને અત્યંત તિરસ્કાર છૂટયો; અને પોતાના સસરાને કહેવા લાગી કે, " મ્હને આપે અહિં શા માટે બોલાવી ? આવા નાગા ઉઘાડા લોક કદી અર્હન્ત હોઇ શકે ખરા કે ? આવા નિર્લજ્જોને અમે અર્હન્ત કહેતા નથી." આ ઉદ્‌ગાર કાઢીને વિશાખા ત્યાંથી ચાલતી થઇ.

આ બાજુ, પેલા શ્રમણોને આ નવવધૂએ પોતાનું અપમાન કર્યા બદલ અતિશય ખરાબ લાગ્યું, અને તે એકદમ મિગાર શ્રેષ્ઠીને કહેવા લાગ્યા કે " હે ગૃહપતિ ! આવી કર્કશાને તું ક્યાંથી પકડી લાવ્યો ? જાણે કે ત્હારા પુત્રને આખા જગતમાં બીજી કન્યા જ મળતી નહોતી ? "

મિગારે કહ્યું, " હજી હેનો સ્વભાવ છોકરવાદી છે, ધીરે ધીરે સુધારતા જઇશું. હેના આ ઉદ્ધત આચરણ બદલ હેને ક્ષમા કરવી ઘટે છે. "

મિગારે જેમતેમ કરી નિર્ગ્રંથોને સમજાવીને રસ્તે પાડયા, અને પોતે દૂધની ખીરથી ભરેલી થાળી લઇ જમવાને બેઠો. વિશાખા હેને પંખાથી પવન નાંખતી એક બાજુએ ઉભી રહી હતી. એવામાં દ્વાર પાસે એક બૌદ્ધ ભિક્ષુ આવી ઉભો રહ્યો. મિગાર બેઠેલે ઠેકાણેથી તે ભિક્ષુને જોતો હતો, તથાપિ હેના ભણી પૂર્ણ દુર્લક્ષ્ય કરી તે પોતાનાં ભોજનમાં એકરસ થઇ ગયો હતો. ત્યારે વિશાખાએ ત્યાંથી જ તે ભિક્ષુને કહ્યું, " આર્ય ! મ્હારો સસરો જૂનુંપુરાણું ખાય છે. તમે ત્યાં ઉભા ન રહેતાં આગળ વધો ! "

વિશાખાના આ શબ્દો કાને પડતાં જ મિગારે અતિશય સંતપ્ત થઇ નોકરોને કહ્યું, " આ ખીર અહિંથી લઇ જાઓ અને આ છોકરીને મ્હારા ઘરમાંથી આ જ ક્ષણે હાંકી કાઢો. એ એટલી ઉન્મત્ત થઇ છે કે મ્હારા સમક્ષ મ્હારૂં અપમાન કરતાં એને લાજ આવતી નથી ! "

મિગાર જોકે ઘણો ગુસ્સે થયો હતો, તોપણ વિશાખાનાં અંગને હાથ લગાડવાની હેની કે હેના નોકરોની છાતી ચાલી નાહ. હેણે શાંતપણે પોતાના સસરાને જવાબ આપ્યો કે, "આપને મ્હારા પર આટલો ક્રોધ કરવો ઘટતો નથી. હું કાંઇ વેચાની આણેલી દાસી નથી. હું આપના જેવા મ્હોટા કુળમાં જન્મી છું. પ્રથમ મ્હારો અપરાધ મ્હને સમજાવો, અને પછી મ્હને અહીંથી જવાનું કહો. મ્હારા પર વિના કારણ આરોપ આવે નહિ તેથી મ્હારા માટે મ્હારા પિતાએ અહિં આઠ કુલીન ગૃહસ્થોને મ્હારા અપરાધની સંપૂર્ણ

ચોકસી કરવા માટે કહી રાખ્યું છે. તો ત્હેમની સમક્ષ મ્હારો શો દોષ છે તે જણાવો. જો તેઓ મ્હને અપરાધી ઠરાવશે, તો હું ખુશીથી અહિંથી નીકળી જઇશ."

પુત્રવધૂનું આ સ્પષ્ટ બોલવું સાંભળી મિગારનો મિજાજ જરા ઠેકાણે આવ્યો. ત્હેણે તે આઠ કુલીન ગૃહસ્થોને તૂર્તાતૂર્ત બોલાવી મંગાવ્યા અને પોતાની પુત્રવધૂનો ગુન્હો ત્હેમને કહી સંભળાવી જણાવ્યું: "આને મ્હારા ઘરમાંથી આજ ને આજ કાઢી મૂકો."

તે ગૃહસ્થોએ પૂછ્યું, "કેમ, બ્હેન વિશાખા! ત્હારા સસરા ગંદું અન્ન ખાય છે એવું ત્હેં કહ્યું હતું કે?"

વિશાખા બોલી, "મ્હારો સસરો જૂના પુણ્ય પર નિર્વાહ કરે છે અને નવીન પુણ્ય સંપાદન કરતો નથી, એવો મ્હારા કહેવાનો અર્થ હતો, તેથી તે જૂનુ પુરાણું ખાય છે એમ મ્હેં કહ્યું હતું."

તે ગૃહસ્થોએ મિગારને કહ્યું, "આ કહેવું ઘણું ડહાપણભરેલું જણાય છે. આટલા માટે જ વિશાખાને ઘરમાંથી હાંકી કાઢવી એ ત્હમને ઉચિત નથી."

વિશાખાના બીજા પે કેટલાક બારીક બારીક દોષો મિગારે તે ગૃહસ્થોને જણાવ્યા, પણ તપાસ કરતાં તે દોષ ન હોઈ, મિગારની કેવળ ગેરસમજ થઇ હતી એવું દેખાઇ આવ્યું. ત્યારે મિગાર બોલ્યો. "પણ આનો બાપ જ્યારે અહિં આવ્યો ત્યારે અમારી સમક્ષ એણે દસ નિયમ એની પુત્રીને

શીખવ્યા હતા. અમને તો તે કેવળ ઘેલછા જ જણાય છે. પછી આને એનો અર્થ જે સમજાયો હોય તે ખરો !"

ને ગૃહસ્થો બોલ્યા, "કેમ, બ્હેન વિશાખા ! ધનંજય-શ્રેષ્ઠીએ ત્હને ક્યા ક્યા નિયમ શીખવ્યા હતા અને ત્હેમના અર્થ શા છે ?"

વિશાખા બોલી. "અંદરની આગ બહાર લઇ જવી નહિ, એ પહેલો નિયમ મ્હારા પિતાએ મ્હને શીખવ્યો. ત્હેનો અર્થ એવો છે કે "ઘરમાં કોઇ તકરાર વગેરે થઇ હોય તેની વાત બહાર કહેવી નહિ. બહારની આગ અંદર આણવી નહિ, આ બીજો નિયમ. એનો અર્થ એવો છે કે આડોશીપાડોશી સાસુસસરાના કે જેઠાણી દેરાણી કે નણંદના અવગુણ બોલતા હોય, તો તે સમાચાર કોઇને ઘરમાં કહેવા નહિ. આપનારને જ આપવું એ ત્રીજો નિયમ; અને ન આપનારને ન આપવું એ ચોથો નિયમ. આનો અર્થ એ કે જે કોઇ ઘરમાંની વસ્તુ ઉછીની લઇ જાય પાછી આપે ત્હેને જ તે આપવી; જે આપતો નથી ત્હેને ન આપવી. આપનાર કે ન આપનાર હોય તો યે આપવી એ પાંચમો નિયમ પાસેનાં સગાંસંબંધીને લાગુ પડે છે. એટલે પોતાના સંબંધીઓમાં કોઈ દરિદ્રી હોય, અને ઉછીની લીધેલી જણસ પાછી આપવાનું સામર્થ્ય ત્હેનામાં ન હોય, તો ત્હેને તે આપવી. સુખેથી બેસવું એ છઠ્ઠો નિયમ. સુખેથી જમવું એ સાતમો નિયમ અને સુખેથી સુવું એ આઠમો નિયમ. આનો અર્થ એ કે વડીલ માણસો જે ઠેકાણે વારંવાર આવજાવ કરે તે ઠેકાણે બેસવું નહિ; ત્હેમના જમ્યા પહેલાં

પોતે જમવું નહિ; નોકરચાકરોની ખબર કાઢીને પછી જમવું; વડીલ માણસોના સુતા પહેલાં પોતે સૂવું નહિ, હેમની વ્યવસ્થા કરીને પછી સુવું. અગ્નિની પૂજા કરવી એ નવમો નિયમ. પતિવ્રતા સ્ત્રીને પતિ અગ્નિસમાન પૂજ્ય હોવો જોઇએ, અને બ્રાહ્મણ જેમ અગ્નિની પરિચર્યા કરે છે તેમ હેણે પોતાના પતિની કરવી, એ આ નિયમનો અર્થ. ગૃહદેવતાની પૂજા કરવી એ દશમો નિયમ, એટલે સાસુ સસરા ઇત્યાદિ વડીલ માણસોને ગૃહદેવતા સમજી હેમની સેવા કરવી."

વિશાખાએ પોતાના પિતાએ બતાવેલા દસ નિયમની આ પ્રમાણે સમજણ આપવાથી તે આઠ કુલીન ગૃહસ્થોએ હેની ઘણી પ્રશંસા કરી અને મિગારશ્રેષ્ઠીને કહ્યું કે, "આપ ગુસ્સે થઇને આ ડાહી છોકરીને ઘરમાંથી કાઢી મૂકવા તૈયાર થયા છો; પણ એ ત્હમારા ગૃહની લક્ષ્મી જ છે એમ સમજજો."

મિગારે પોતાની ભૂલ કબુલ કરી અને વિશાખાની ક્ષમા માંગી.

વિશાખા બોલી, "આપ વડીલ જ છો, એટલે ક્ષમા કરવા જેટલો મ્હોટો અપરાધ આપે કર્યો છે એમ હું ધારતી નથી; પરંતુ માત્ર એક વાનમાં મ્હારે અને ત્હમારે મેળ ખાય એમ લાગતું નથીઃ હું છું બુદ્ધની ઉપાસિકા અને આપ છો નિર્ગ્રંથના ઉપાસક, એટલે બૌદ્ધ ભિક્ષુ આદિ ભિક્ષાર્થે આવતાં તે આપને પરવડશે નહિ, અને નિર્ગ્રંથ આવતાં હેમને હું નમસ્કાર કરનાર નથી. આ બાબતમાં કાંઇ નિર્ણય કર્યા સિવાય મ્હારા અહિં રહેવાથી આપને કે મ્હને સુખ થનાર નથી."

મિગાર બોલ્યો, "ત્હારી ઇચ્છા પ્રમાણે તું વર્તજે; મ્હને ત્હેમાં કાંઈ જ હરકત નથી. મ્હારે ઘેર પુષ્કળ ધનદોલત છે. બૌદ્ધ ભિક્ષુને આમંત્રણ કરી તું જમાડે, તો તેથી હું કાંઇ દરિદ્રી થઇ જવાનો નથી. હું મ્હારા નિર્ગ્રંથોને અન્નદાન કરીશ, અને તું યથાવકાશ ત્હારા બૌદ્ધ ભિક્ષુકોને અન્નવસ્ત્રાદિકનું દાન કર."

વિશાખાએ બીજે જ દિવસે બુદ્ધ અને ભિક્ષુસંઘને નિમંત્રણ કર્યું. આ સમાચાર નિર્ગ્રંથોને માલમ પડતાં જ તે વર્તાવર્ત મિગારશ્રેષ્ઠને મળ્યા, અને બૌદ્ધભિક્ષુઓને કરેલા નિમંત્રણ વિષે ત્હેનો ખુલાસો માગ્યો.

મિગાર બોલ્યો, "મ્હારી પુત્રવધૂ કાંઇ ન્હાનાસૂના કુળની નથી. ત્હેની જોડે દાસી પ્રમાણે વર્તાવ કરવો શક્ય નથી. મ્હારા ઘરમાં જો સુખ વર્તાવવું હોય, તો મ્હારી પુત્રવધૂને મ્હારે યોગ્ય સ્વાતંત્ર્ય આપવું જ જોઇએ."

નિર્ગ્રંથ બોલ્યા, "બૌદ્ધ ભિક્ષુઓને ત્હારે ઘેર આવવાની જો તું મનાઈ કરી શકતો ન હોય, તો તું ત્હેનાં દર્શન કરવા ન જતો, એટલું તો જરુર કરજે. બુદ્ધ મ્હોટા માયાવી છે. તે લોકોને મુગ્ધ કરી, પોતાના પંથમાં ખેંચી લે છે એવું અમે સાંભળ્યું છે. માટે વિશાખા ગમે તેટલો આગ્રહ કરે તો યે તું ત્હેનાં દર્શને જઇશ નહિ."

મિગારે બુદ્ધ કે બૌદ્ધ ભિક્ષુનાં દર્શન ન કરવાનું વચન આપ્યાથી નિર્ગ્રંથ પોતાના આશ્રમે પાછા ફર્યા.

બીજે દિવસે વિશાખાએ ભોજનની સર્વ તૈયારી કરી; બુદ્ધ અને ભિક્ષુઓને બોલાવી, ઘણા આદરસત્કાર સહિત હેમને જમાડયા. ભોજન પછી વિશાખાએ પોતાને તથા ઘરનાં સર્વ માણસોને ધર્મોપદેશ કરવાની બુદ્ધગુરુને વિનંતી કરી. પણ આ ઉપદેશ સાંભળવા મિગાર આવ્યો નહિ. વિશાખાએ અત્યંત આગ્રહ કર્યાથી હેણે પડદાની આડે બેસી ધર્મોપદેશ સાંભળવા કબુલ કર્યું. બુદ્ધનું મુખ માત્ર હેને જોવું ન હતું! વિશાખાએ એક બાજુએ પડદો બાંધી પોતાના સસરાને બેસવાની સગવડ કરી.

સર્વ મંડળી ભેગી થયા પછી બુદ્ધે પોતાની અમૃતતુલ્ય વાણીથી હેમને ઉપદેશ કર્યો. દાન, શીલ, ભાવના ઇત્યાદિ વિષય સંબંધે બુદ્ધે કરેલો બોધ સાંભળી મિગારશ્રેષ્ઠીને ઘણું લાગી આવ્યું. આવા મહાપુરુષ પોતાને ઘેર આવ્યા છતાં પોતે મૂર્ખાઇથી હેનાં દર્શન કરવા તૈયાર નથી, એ વિચારથી એને ઘણો પશ્ચાત્તાપ થયો; અને એકદમ પડદો દૂર ખસેડી નાખી બહાર દોડી આવી હેણે બુદ્ધના ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું. તે બોલ્યો, "ભગવન્, મ્હારા અપરાધની ક્ષમા કરો. આજથી હું આપનો ઉપાસક થયો છું. આ બાબતમાં વિશાખા મ્હારે માતા સમાન છે. તે જો મ્હારે ઘેર આવી ન હોત, તો આપની અમૃતવાણી મ્હારે કાને પડી ન હોત. તેથી આજથી હું હેને મ્હારી માતા જ કહેતો જઇશ."

ત્યારથી વિશાખાનું મિગારમાતા એવું નામ પડ્યું. શ્રાવસ્તિના ઘણાખરા લોકો હેને મિગારમાતાના નામથી જ

ઓળખતા. ત્હેણે બુદ્ધને અને ભિક્ષુસંઘને રહેવા માટે પૂર્વારામ નામના ઉદ્યાનમાં એક પ્રાસાદ બાંધ્યો હતો, જેને "મિગારમાતા-પ્રાસાદ" કહેતા. શ્રાવસ્તિમાં વિશાખાના ડહાપણની અને નીતિમત્તાની કીર્તિ તરત જ પ્રસરી; અને રાવથી રંક પર્યંત સૌ કોઇ ત્હેના તરફ આદરબુદ્ધિથી જોતા. મંગળકાર્યો અને ઉત્સવોમાં વિશાખાને પહેલું આમંત્રણ દેવાનો વહિવટ ચાલુ થયો. શ્રાવસ્તિની બૌદ્ધ ઉપાસિકાઓમાં તે પ્રમુખ હતી. આગન્તુક (આવતાજતા) અને રોગગ્રસ્ત ભિક્ષુઓની માવજત તરફ તે ઘણું લક્ષ આપતી.

---

(૧૧)

## દેવદત્ત

શાક્યોનું રાજ્ય મહાજનસત્તાક હતું. જુદા જુદા ગામના મહાજન લોકોને રાજા કહેતા. આવા લગભગ સાતસો રાજાઓ શાક્યોના રાજ્યમાં હતા. તેઓ આપસમાં એક અધ્યક્ષ ચુંટતા અને ત્હેને મહારાજા કહેતા. આ મહારાજાના હાથમાં અંતર્ગત વ્યવસ્થાસંબંધમાં કેટલાક અધિકાર રહેતા; પરંતુ પરરાષ્ટ્રની સાથે લડાઇ કે સલાહ કરવી એ કામ મહાજનમંડળ બહુમતે કરતું હતું. શાક્યરાજ્યના સભાગૃહને સંથાગાર કહેતા. બુદ્ધના સમયમાં મધ્યદેશમાં આ જાતનાં બીજાં કેટલાંક રાજ્યો હતાં.

એક વેળાએ શાક્યોનું અધ્યક્ષસ્થાન ભદ્દિય નામના એક તરુણ શાક્યને મળ્યું હતું. તે વેળાએ શાક્યરાજાના કુળમાંના ઘણાક તરુણોએ બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કર્યો; પરંતુ મહાનામ શાક્યના કુળમાંથી કોઈ પણ ભિક્ષુ થયો ન હતો. આથી ત્હેણે પોતાના ન્હાના ભાઈ અનુરુદ્ધને કહ્યું કે "સિદ્ધાર્થ બુદ્ધ થઇ સદ્ધર્મની પતાકા જ્યાં ત્યાં ફરકાવી છે, શાક્યકુળની કીર્તિ અજવાળી છે. આ વખતે બીજા દેશમાંના મ્હોટાકુળના

લોકો ભિક્ષુ થઇ શાક્યપુત્રીય શ્રમણ કહેવડાવવામાં ધન્યતા માને છે; પણ આપણા જ શાક્યોમાંની કેટલીક વ્યક્તિઓ તથાગતના ધર્મની ઉપેક્ષા કરે છે એ ઉચિત નથી. હવે આપણા કુળમાં આપણે બે જ કાંઇક ભિક્ષુ થવાને યોગ્ય છીયે. જો તું રાજ્યખટપટ અને ગૃહવ્યવસ્થાનો ભાર ઉપાડવા તૈયાર હોય, તો હું ભિક્ષુ થઇ બૌદ્ધ ધર્મનો પ્રસાર કરૂં."

અનુરુદ્ધને વ્યવહારની ભાંજગડો શી શી હોય છે હેની બિલકુલ ખબર ન હતી. ન્હાનપણમાં જ પિતા ગુજરી જવાથી માતાએ હેને બહુ લાડ લડાવ્યાં, હેને વ્યાવહારિક શિક્ષણ જેવું મળવું જોઇતું હતું તેવું મળ્યું નહિ. હેણે પોતાના મ્હોટા ભાઇને વ્યવહારની ભાંજગડો શી શી છે એનો પ્રશ્ન પૂછતાં મહાનામે હેને સર્વ માહિતી વિસ્તારપૂર્વક આપી અને કહ્યું કે, "શીત અને ઉષ્ણ, ગરમી અને પવન એની પરવા ન કરતાં ગૃહસ્થે પોતાના કામમાં તત્પર રહેવું જોઇએ. જે ગૃહસ્થ વિષયસુખના નાદમાં પડી પોતાનાં ગૃહકૃત્યોની ઉપેક્ષા કરશે હેના પર દારિદ્રયપંકમાં આળોટવાની વારી આવ્યા વિના રહેશે નહિ."

અનુરુદ્ધ બોલ્યો, "મ્હારાથી આ ભાંજગડો નિવેડાવાની નથી. ન્હાનપણથી હું કદી ખેતરમાં ગયો નથી; ખેતર કેમ વવાયછે અને કેમ લણાય છે એની સુદ્ધાં મને ખબર નથી. ઘોડા પર બેસવું, શિકાર ખેલવો કે તિરંદાજી કરવી એ સિવાય બીજાં કામમાં મ્હેં કદી મન ઘાલ્યું નથી, અને હવે પછી મ્હારાથી

ઘરગતુ કામો થશે એવું મ્હને લાગતું નથી. આવાં કામો કરવા કરતાં ભિક્ષુ થવું જ મ્હને અધિક ઇષ્ટ ભાસે છે."

અનુરૂદ્ધે ભિક્ષુ થવાનો વિચાર-અરે નિશ્ચય કર્યો. પણ ત્હેને ત્હેની માતાની પરવાનગી મળી નહિ. અનુરૂદ્ધે જ્યારે અતિશય હઠ પકડી, ત્યારે તે બોલી, "હાલના આપણા મહારાજા ભાદ્રય ત્હારા બાળમિત્ર છે. જો તે ત્હારી સાથે ભિક્ષુ થવાને તૈયાર હોય તો હું ત્હને પરવાનગી આપું છું."

ભદ્રિય આટલો મ્હોટો અધિકાર છોડીને ભિક્ષુ થનાર નથી એવી અનુરૂદ્ધની માતાને ખાત્રી હતી. માટે ત્હેણે પોતાના પુત્રને સમજાવવા આ યુક્તિ યોજી હતી.

અનુરૂદ્ધ ભદ્રિય પાસે જઇ બોલ્યો, "મિત્ર, બુદ્ધના ભિક્ષુસંઘમાં પ્રવેશ કરવાની મ્હને ઉત્કંઠા થઇ છે. પણ મ્હારી માતાની મ્હને પરવાનગી મળતી નથી. તું જો મ્હારી સાથે ભિક્ષુ થાય, તો જ મ્હારી માતા મ્હને પરવાનગી આપવા તૈયાર છે.

ભદ્રિય બોલ્યો, "અનુરૂદ્ધ! તું સાતેક વર્ષ થોભ. દરમ્યાનમાં મ્હને આપણા રાજ્યમાં જે કાંઇ સુધારા વધારા કરવા યોગ્ય લાગે તે કરી હું છૂટો થાઉં. પછી આપણે બન્ને ભિક્ષુ થઇશું."

પરંતુ અનુરૂદ્ધ ભિક્ષુ થવા માટે એટલો ઉત્સુક થયો હતો કે સાત દિવસ સુદ્ધાં ત્હેને સાત વર્ષ સમાન ભાસતા હતા. ત્હેના અત્યંત આગ્રહને વશ થઇ ભદ્રિય એક અઠવાડીયાની

અંદર રાજ્યકારભાર બીજાને સોંપી ભિક્ષુ થવાને કબુલ થયો. એક અઠવાડીયા પછી પોતાના બંધુ પર સઘળો રાજ્યનો ભાર નાખી તે કોઈને પણ કહ્યા વિના અનુરુદ્ધ સાથે બુદ્ધને મળવા. જવા તૈયાર થયો.

તે વેળાએ બુદ્ધ ગુરુ અનુપ્રિય નામના મલ્લોના ગામમાં રહેતા હતા. ભદ્દિય પોતાની સેના સહ ઉદ્યાનમાં ગયો હતો, તેવામાં સેનાને ત્યાં જ રાખી અનુરુદ્ધ સાથે અનુપ્રિય જવાનો ત્હેણે વિચાર કર્યો. આનંદ, ભૃગુ, કિંબિલ, દેવદત્ત, અને ઉપાલિ હજામ એ પાંચ જણ ભદ્દિય સાથે જવાને તૈયાર થયા. કેટલેક અંતરે ગયા પછી તે શાક્યકુમારોએ પોતાના અલંકાર એક ઉત્તરીય વસ્ત્રમાં બાંધી ઉપાલિને સ્વાધીન કર્યો અને કહ્યું, "હે ઉપાલિ! હવે તું અમારી સાથે આવીશ મા. આ અલંકારો વેચીને તું સુખેથી કાળનિર્ગમન કર."

ઉપાલિએ વિચાર કર્યો કે, "જો હું આ અલંકાર લઇ પાછો ફરીશ તો આણે જ ભદ્દિયાદિકનો ઘાત કર્યો એમ માનીને શાક્ય રાજાઓ મ્હને ફાંસી દેશે. માટે ઘેર ન જતાં આ સૌની. સાથે આગળ વધવું એ જ ઠીક છે." ત્હેણે શાક્યકુમારોએ આપેલા અલંકાર એક ઝાડે ટાંગ્યા, અને "જે જોશે તે લઇ જશે" એમ બોલી તે શાક્યકુમારો સાથે અનુપ્રિય ગામમાં આવ્યો.

ભદ્દિય અને ત્હેના સાથીઓએ બુદ્ધને મળી પોતાને ભિક્ષુસંઘમાં લેવા ત્હેમને વિનંતી કરી. બુદ્ધે ત્હેમની વિનંતી. માન્ય કરી. પછી તેઓ બોલ્યા, "ભગવન્!' અમારા આ ઉપાલિ હજામને પ્રવ્રજ્યા આપો. તે અમારો હિતકર્તા મિત્ર.

છે અને ઘણો બુદ્ધિમાન છે. આપે પ્રથમ હેને ભિક્ષુ કર્યો એટલે હેની પછી થયેલા ભિક્ષુ તરીકે અમારે હેને વંદન કરવું પડશે, અને તેથી અમે મહાન્ કુળમાં જન્મ્યા છીએ એ બદ્લનો અમારો ગર્વ રહેશે નહિ."

બુદ્ધે હેમની વિનંતી માન્ય કરી પ્રથમ ઉપાલિને પ્રવ્રજ્યા આપી. ઉપાલિ આગળપર મ્હોટો વિનયધર (વિનયગ્રંથમાં કુશળ) થયો. અનુરુદ્ધને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઇ. આનંદ બુદ્ધની શુશ્રૂષા કરનારા ભિક્ષુઓમાં પ્રમુખ થયો. પણ દેવદત્ત લૌકિક સિદ્ધિઓની પાછળ પડ્યો. એક વખતે બુદ્ધગુરુ કૌશામ્બી નગરીમાં ઘોષિતારામમાં રહેતા હતા, ત્યાં દેવદત્તના મનમાં એવો વિચાર આવ્યો કે " હું એકાદ રાજકુમારને પ્રસન્ન કરી મ્હોટું નામ મેળવું."

તે કૌશામ્બીથી એકલો રાજગૃહ આવ્યો અને ત્યાં બિંબિસાર રાજાના કુમાર અજાતશત્રુને યોગસિદ્ધિનો ચમત્કાર બતાવી વશ કર્યો. રાજગૃહમાં આવ્યા પછી બુદ્ધગુરુને એવા સમાચાર મળ્યા કે, "દેવદત્ત અજાતશત્રુ પાસેથી લાભસત્કાર મેળવે છે," ત્યારે તે બોલ્યા, " ભિક્ષુઓ ! દેવદત્ત ખોટે માર્ગે ચઢયો છે. કેળાં કેળનો નાશ કરે છે; વાંસનાં ફળો વાંસનો નાશ કરે છે; અને લૌકિક સિદ્ધિ વડે મેળવેલો લાભ મૂર્ખ મનુષ્યનો નાશ કરે છે!"

એક દિવસે બુદ્ધગુરુ એક મ્હોટી સભામાં ધર્મોપદેશ કરતા હતા તે વેળાએ દેવદત્ત બુદ્ધને નમન કરી બોલ્યો, "ભગવન્! હવે આપ વૃદ્ધ થયા છો, માટે ભિક્ષુસંઘનું નાયકપણું મ્હને સોંપી આપ શાન્તપણે કાળક્રમણ કરો."

બુદ્ધે આ વાત નાકબુલ કરી. તે બોલ્યા, "દેવદત્ત! સારિપુત્ત અને મોગ્ગલ્લાન જેવા સમર્થ ભિક્ષુઓના હાથમાં સુદ્ધાં મ્હેં ભિક્ષુસંઘનો ભાર સોંપ્યો નહિ. તું તો આ કામમાં તદ્દન નાલાયક છે; તો ત્હને ભિક્ષુસંઘનો નેતા કેમ કરી શકાય?"

બુદ્ધે પોતાને નેતા થવાને નાલાયક ઠરાવ્યો, એ બદ્દલ દેવદત્તને અત્યંત ખોટું લાગ્યું. હવે બુદ્ધ ઉપર વેર લેવાના વિચાર સિવાય બીજો કોઇ પણ વિચાર ત્હેના મનમાં રહ્યો નહિ.

એક દિવસ અજાતશત્રુને મળી તે બોલ્યો કે, "હે રાજપુત્ર, પૂર્વનાં માણસોની જેમ આજકાલનાં માણસો દીર્ઘાયુષી થતાં નથી. ક્યારે કોને મરણ આવશે ત્હેનો કાંઇ નિયમ રહ્યો નથી, બાપની પૂર્વે જ રાજસુખનો અનુભવ લીધા પહેલાં જ ત્હને મરણ આવવાનો સંભવ છે. માટે હું કહું છું કે બિંબિસારને મારી તું રાજા થા; અને બુદ્ધને મારી હું બુદ્ધ થઇશ."

અજાતશત્રુને પોતાના ગુરુની આ યુક્તિ પસંદ પડી અને નાગી તલવાર હાથમાં લઇને તે પોતાના પિતાને મારવા માટે અંતઃપુરમાં પેઠો. ત્યાં બિંબિસારના સિપાઇઓએ ત્હેને પકડયો, અને રાજા પાસે લઇ જઇ ઉભો કર્યો. બિંબિસાર બોલ્યો, "છોકરા! તું આ અઘોર કૃત્ય કરવાને શા સારુ તૈયાર થયો છે?"

અજાતશત્રુ બોલ્યો, "હું રાજ્ય કરવાને ઉત્સુક થયો માટે આપની ઉપર તલવાર ઉગામવા મ્હેં તૈયારી કરી. આપ મ્હને ક્ષમા કરશો."

બિંબિસાર રાજાએ તાબડતોબ મંત્રીમંડળને બોલાવી આણી હેમની સમક્ષ રાજ્યકારભાર અજાતશત્રુને સોંપ્યો. અજાતશત્રુએ કેટલાક દિવસ પછી પોતાના પિતાને કેદમાં નાખી ઉપવાસ કરાવી મારી નાખ્યો.

આ પ્રમાણે અજાતશત્રુને રાજ્યનો સંપૂર્ણ અધિકાર મળ્યા પછી દેવદત્તે હેને કહ્યું, "હવે હારે મ્હને મદદ કરવી જોઈએ. મારાઓને મોકલી તું જો બુદ્ધના પ્રાણ લેવરાવીશ, તો હું જલદી બુદ્ધ થઇશ."

અજાતશત્રુએ દેવદત્તના કહ્યા પ્રમાણે કેટલાક મારાઓને મોકલ્યા, પરંતુ તેઓ બુદ્ધને ન મારતાં ઉલટા હેમના શિષ્ય થઇને રહ્યા. આથી દેવદત્ત ઘણો ચીડાયો અને પોતે બુદ્ધને મારવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ બુદ્ધગુરુ ગૃધ્રકૂટ પર્વતની છાયામાં ચંક્રમણ કરતા હતા. એ લાગ જોઈ દેવદત્ત પાસેની ટેકરી પર ચઢ્યો, અને ત્યાંથી હેણે બુદ્ધ ઉપર એક મ્હોટો પત્થર ધકેલી દીધો. ખડક પર અથડાઈ માર્ગમાં તે પત્થરના કુકડે કુકડા થઈ ગયા; પણ હેનો એક કુકડો બુદ્ધના પગમાં વાગ્યો અને તેથી મ્હોટો જખમ થયો. બુદ્ધગુરુ ઉંચે દેવદત્ત ભણી જોઈ બોલ્યા, "ખૂન કરવાના વિચારથી, મૂર્ખ, હેં જે આ દુષ્કૃત્ય કર્યું, હેનાથી તું મહાપાતકનો ભાગીદાર બન્યો છે!"

બુદ્ધને દેવદત્તે જખમ કર્યો એ વાત સર્વત્ર પ્રસરી ગઇ. દેવદત્ત બુદ્ધનું ખૂન કરશે એવી કેટલાક ભિક્ષુકોને ભીતિ લાગી

તેમણે બુદ્ધ જે વિહારમાં રહેતા હતા તે વિહારની આસપાસ પહેરો ભરવાની શરૂઆત કરી. તેમનો પગરવ તથા સ્વાધ્યાયનું પઠન સાંભળી બુદ્ધે આનંદને પૂછ્યું, "આ ભિક્ષુઓ રાત-દિવસ અહિં કેમ ફર્યાં કરે છે?"

આનંદ બોલ્યો, "ભગવન્! દેવદત્ત તરફથી આપના દેહને કાંઇ હરકત ન પહોંચે માટે એ અહિં પહેરો ભરે છે."

બુદ્ધે આનંદ પાસે એ ભિક્ષુઓને બોલાવી મંગાવ્યા, અને કહ્યું કે, "હે ભિક્ષુઓ, મ્હારા દેહની આટલી બધી કાળજી લેવાને કાંઇ કારણ નથી. મ્હારા શિષ્યો મ્હારૂં રક્ષણ કરે એવી મ્હારી ઇચ્છા નથી. તો તમે અહિં પહેરો ન ભરતાં પોતપોતાને કામે લાગી જાઓ."

બુદ્ધગુરુના પગનો જખમ થોડા વખતમાં રૂઝાઇ ગયો અને તે ફરવા હરવા લાગ્યા. એક દિવસ તેઓ ભિક્ષાર્થે રાજગૃહમાં જતા હતા, તે વખતે દેવદત્તે તેમને જોયા અને હસ્તિશાળામાં જઇ ત્હેણે માહુતને કહ્યું, "હુ રાજાનો ગુરુ છું, તે તું જાણે છે. ત્હને ઉંચા અધિકાર પર ચઢાવવો અથવા તો આ અધિકાર પરથી કાઢી મૂકવો એ મ્હારા હાથમાં છે. જો તું મ્હારી કહેલી વાત ધ્યાનપૂર્વક સાંભળીશ, તો હું રાજા પાસેથી ત્હને મોટી બક્ષીસ અપાવીશ. પણ જો મ્હારા કામમાં કસર કરીશ તો આ નોકરી પરથી ત્હને કઢાવી નકી શિક્ષા કરાવીશ."

માહુત બોલ્યો, "ગુરુ મહારાજ! હું આપની આજ્ઞા બ્હાર કદી પણ જઇશ નહિ. અમારા મહારાજ પ્રમાણે જ આપ પણ અમને વંદ્ય છો."

દેવદત્ત બોલ્યો, "તો પછી જ્યારે આ ગલીમાંથી બુદ્ધ જાય ત્યારે હેના ઉપર નાલાગિરિ હાથી છોડી દેજે."

"ઠીક છે!" માહુતે ઉત્તર આપ્યો.

નાલાગિરિ હાથી અત્યંત મસ્તીને માટે પ્રખ્યાત હતો. જો કદાચ હસ્તિશાળામાંથી તે છૂટો થતો તો તે માણસોનો ઘાણ કાઢી નાંખતો.

બુદ્ધ તે રસ્તે જતા હતા તેવામાં પેલા માહુતે હેનું બંધન તોડી હેને છૂટો કર્યો. ત્યારે આસપાસનાં ઘરમાં રહેનારાં માણસો, કોઈ ઘરના છાપરા પર તો કોઈ માળે જઈ, ભરાઈ બેઠા.

નાલાગિરિ હાથી બુદ્ધના શરીર પર ધસી આવતો જોઈને ભિક્ષુઓ બોલ્યા, "આ મનુષ્યઘાતક ભયંકર નાલાગિરિ હાથી આ બાજુએ ચાલ્યો આવે છે તો આપ જલદી બીજી બાજુએ વળી જાઓ."

પણ ભિક્ષુના બોલવા ભણી લક્ષ ન દેતા બુદ્ધગુરુ આગળ ચાલ્યા. ત્યારે આજુબાજુના લોકોએ, "અરેરે બિચારા આ ભલા શ્રમણને નાલાગિરિ હાથી પૂરો કરશે!" એવા દુઃખોદ્ગાર કાઢયા. બુદ્ધે પોતાની વિશ્વમૈત્રીનું એકીકરણ કરી મનોબળથી હેનો પ્રવાહ તે હાથી ઉપર છોડયો. નાલાગિરિ હાથી સૂંઢ નીચી નમાવી બુદ્ધ પાસે આવી ઉભો રહ્યો. હેના કુંભસ્થળ પર હાથ ફેરવી, બુદ્ધ બોલ્યા, "નાગે નાગને[1] મારવો એ

[1] 'અહિં' શ્લેષ છેઃ નાગ એટલે હાથી તથા પાપરહિત મનુષ્ય (ન+આગઃ).

સારૂં નહિ! કેમકે નાગનો જે ઘાત કરે છે ત્હેની શુભ ગતિ થતી નથી. હે કુંજર! તું મદોન્મત્ત થઇ દુર્ગતિએ જઈશ મા. પણ તું એવું કૃત્ય કર કે જેથી ત્હને સુગતિ પ્રાપ્ત થાય."

આ ઉપદેશ સાંભળી નાલાગિરિએ સૂંઢ વડે બુદ્ધની ચરણરજ પોતાના મસ્તકે લીધી; અને આગલા બે પગ વાળી બુદ્ધને વંદન કરી તે હસ્તિશાળામાં પોતાને ઠેકાણે જઈ ઉભો રહ્યો!

આ પ્રસંગ વીત્યા પછી રાજગૃહમાંના આબાલવૃદ્ધ સર્વ લોકો નીચેની ગાથા ગાતા હતાઃ—

दंडनेके दमयन्ति अंकुसेहि कसाहि च।
अदंडेन असत्थेन नागो दन्तो महेसिना [1] ॥

આ પ્રમાણે દેવદત્તની બુદ્ધને મારવાની સર્વ યુક્તિઓ નિષ્ફળ નીવડયા પછી સંઘમાં ફૂટ પાડવાની ત્હેણે એક યુક્તિ રચી. તે પોતાના સાથીદાર સમુદ્રદત્ત ભિક્ષુ સાથે બુદ્ધ પાસે આવ્યો અને ત્હેમને વંદન કરી બોલ્યો, "ભગવન્! ભિક્ષુઓ ઐહિક વિષયોથી પૂર્ણપણે અલિપ્ત રહી શકે તે માટે મ્હેં આ પાંચ નિયમો તૈયાર કર્યા છે. સર્વ ભિક્ષુઓએ તે પાળવાજ જોઇએ એવી આપ આજ્ઞા કરશોઃ (૧) ભિક્ષુઓએ સર્વ કાળ અરણ્યમાં જ રહેવું; (૨) મરણ પર્યન્ત ભિક્ષા પર જ નિર્વાહ કરવો, કોઇ આમંત્રણ કરે તોપણ ત્હેને ઘેર ભોજન માટે જવું નહિ; (૩) આમરણાન્ત રસ્તામાંનાં ચિંદરડાં ભેગાં કરી

---

[1] કોઇ દંડથી પશુને વશ કરે છે, કોઇ અંકુશ વડે તો કોઇ લગામ વડે; પણ આશ્ચર્ય છે કે શાક્યસિંહે દંડ કે શસ્ત્ર વિના જ હાથીને વશ કર્યો.

ત્હેનાં વસ્ત્રો તૈયાર કરવાં. ગૃહસ્થ પાસેથી વસ્ત્ર લેવાં નહિ; (૪) સમગ્ર જીવન ઝાડ નીચે જ રહેવું, ઝુંપડીમાં કે ઘરમાં રહેવું નહિ; (૫) મત્સ્યમાંસનું ગ્રહણ કરવું નહિ. આ પાંચ નિયમ પાળવામાં જે કોઈ કચાશ કરે ત્હેને અપરાધી ઠરાવવો."

બુદ્ધ બોલ્યા, "આ પાંચ નિયમોથી આધ્યાત્મિક ઉન્નતિમાં કાંઈ પણ મદદ મળી શકશે એમ મ્હને લાગતું નથી. પરંતુ જેની ઇચ્છા હોય ત્હેણે આ પાંચ નિયમ ખુશીથી પાળવા; ત્હેમાં મારે હરકત નથી."

બુદ્ધ સંઘને આ નિયમો ફરજીયાત રીતે લાગૂ પાડવાને તૈયાર નથી એ વાતની રાજગૃહમાં જ્યાં ત્યાં કહી ફજેતી કરી દેવદત્તે પોતાના મતમાં કેટલાક ભિક્ષુઓને મેળવ્યા, અને ત્હેમને લઇ તે ગયા ચાલ્યો ગયો. આ સમાચાર સાંભળી બુદ્ધે સારિપુત્ત અને મોગ્ગલ્લાનને તે ભિક્ષુઓને બોધ કરી પાછા આણવા માટે ગયા મોકલ્યા.

દેવદત્ત પોતાના અનુયાયીઓને ધર્મોપદેશ કરતો બેઠો હતો એવામાં સારિપુત્ત અને મોગ્ગલ્લાન તે ઠેકાણે આવી પહોંચ્યા. ત્હેમને જોઇ સમુદ્રદત્તે દેવદત્તને ધીરેથી કહ્યું કે, "પેલા ગૌતમના આ બે દુષ્ટ અગ્રશિષ્યો આપણી પાસે આવે છે ત્હેમને આપ અહિં આશરો આપશો મા."

દેવદત્ત બોલ્યો, "પોતાના ગુરૂથી કંટાળી તે મ્હારી પાસે આવ્યા હશે. માટે મ્હારે ત્હેમનો યોગ્ય આદરસત્કાર કરવો જ જોઇએ."

દેવદત્તે સારિપુત્ત-મોગ્ગલ્લાનનું ઘણું આતિથ્ય કર્યું. લાંબો વખત ઉપદેશ કરવાથી દેવદત્ત થાક્યો હતો. એટલે

હેણે સારિપુત્તને કહ્યું; "આયુષ્મન્! અત્યારે જો કે રાત ઘણીજ ગઈ છે, તો પણ ભિક્ષુસંઘની ધર્મશ્રવણની આતુરતા કમી થયેલી દેખાતી નથી. પણ હું અતિશય શ્રમિત થયો છું. તેથી હવે ત્હારા મુખનાં ઉપદેશક વાક્યો મ્હારા સંઘને સંભળાવ. હું વિશ્રાન્તિ લેવા માટે જાઉં છું.

દેવદત્તને તરત જ ગાઢ નિદ્રા આવી ગઇ. આ તરફ સારિપુત્તે તે ભિક્ષુઓને ઉપદેશ કર્યો અને હેમનાં મન વાળી લીધાં. ત્યારે તે સર્વ જણ સારિપુત્ત સાથે બુદ્ધદર્શને જવાને તૈયાર થયા, અને દેવદત્ત ઉઠે તે પહેલાં ગયાથી રાજગૃહ તરફ રવાના થઇ ગયા.

પછી સમુદ્રદત્ત ગાભરો ગાભરો દેવદત્તને ઉઠાડી કહેવા લાગ્યો, "આ સારિપુત્ત–મોગ્ગલ્લાનને અહિં આવવા દેશો મા, એવું મ્હેં તમને કહ્યું ન હતું ? હવે તે તમારા સર્વ અનુયાયીને લઈ રાજગૃહ ચાલ્યા ગયા !"

આ સાંભળી દેવદત્તને વજ્રપ્રહાર થયા જેવું દુઃખ થયું!

---

## (૧૨)

### માગન્દિયા બ્રાહ્મણકન્યા

કુરુદેશમાં માગન્દિયા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. ત્હેને એક સર્વલક્ષણસંપન્ન સુસ્વરૂપ કન્યા હતી. ઘણાયે કુલીન બ્રાહ્મણોએ ત્હેનું માગું કર્યું; પરંતુ માગન્દિયે "ત્હમે યોગ્ય વર નથી" એમ કહી ત્હેમને પોતાની કન્યા આપી નહિ. ધર્મપ્રસારનો આરંભ કર્યા પછી કેટલેક વર્ષે બુદ્ધ ગુરુ કુરુદેશમાં ગયા. ત્યાં તેઓ ગામેગામ ઉપદેશ કરતા ફરતા હતા. તેવામાં માગન્દિય બ્રાહ્મણે ત્હેમને જોયા, અને ત્હેમનાં અંગ પરનાં લક્ષણો જોઇ, 'આ જ આપણી પુત્રીને યોગ્ય વર છે' એવી ત્હેની ખાત્રી થઇ. તેથી ત્હેણે બુદ્ધને કહ્યું, "હે શ્રમણ! આજ કેટલાંક વર્ષો થયાં હું મ્હારી પુત્રીને યોગ્ય વર શોધું છું; પરંતુ ત્હારા જેવો સર્વગુણસંપન્ન કોઇ જણાયો નથી, હવે મ્હારી પુત્રી હું ત્હને અર્પણ કરૂં છું; ત્હેનો તું અંગીકાર કર."

બુદ્ધે જવાબ વાળ્યો કે, "હે બ્રાહ્મણ! આ નાશવંત મનુષ્યશરીર પર ઘૃણા આવવાથી તો મ્હેં ગૃહત્યાગ કર્યો. કામસુખમાં હવે મ્હને આનંદ લાગતો નથી; તો પછી ત્હારી પુત્રીનો પરિગ્રહ હું કેમ કરી શકું?"

બુદ્ધની નિઃસ્પૃહતા જોઇ માગન્દિય બ્રાહ્મણ પોતાની પત્ની સહ બૌદ્ધ ઉપાસક થયો. પણ ત્હેની કન્યાને માત્ર બુદ્ધ ઉપર ઘણો ગુસ્સો આવ્યો: "મ્હારા જેવી સુસ્વરૂપ સ્ત્રી આ મુંડીયાને પાને પડવા છતાં ત્હેણે મ્હારી તરફ બેદરકારી જણાવી અને મ્હારો અંગીકાર કરવા ના, પાડી! ખરેખર એ મ્હોટો ચમત્કાર જ ગણાવો જોઇયે. જો આગળ ઉપર મ્હને પ્રસંગ મળશે તો હું એનું વેર વાળ્યા વિના રહેવાની નથી." મનમાં આવા ઉદ્‌ગાર કાઢી ત્હેણે એકવાર બુદ્ધભણી તિરસ્કારયુક્ત દૃષ્ટિએ જોયું, અને ડોકું નીચું ઘાલી તે ચૂપ બેઠી.

માગન્દિય બ્રાહ્મણે પુત્રી ભાઇને સ્વાધીન કરી પોતે પ્રવ્રજ્યા લીધી. ત્હેના કાકાએ બીજો યોગ્ય વર ન મળી શકવાથી ત્હેને કૌશામ્બીના ઉદયન રાજા વેરે પરણાવી. ઉદયન રાજાને પુષ્કળ રાણીઓ હતી; પરંતુ પોતાના સૌંદર્યથી અને ડહાપણથી માગન્દિયા તે સર્વમાં પટ્ટરાણી થઈ બેઠી.

આ પછી કેટલેક વર્ષે બુદ્ધગુરુ કૌશામ્બીમાં આવતાં માગન્દિયાએ ત્હેનું વેર વાળવાનો વિચાર અમલમાં આણ્યો. ત્હેણે શહેરમાંના ધૂર્ત લોકોને લાંચ આપી જ્યાં જ્યાં બુદ્ધ મળે ત્યાં ત્યાં ત્હેમને ગાળો દેવડાવી.

આનંદ અને બુદ્ધ ભિક્ષાર્થે કૌશામ્બીમાં ફરતા હતા, તે વખતે ત્હેમના પર પ્રત્યેક ગલીમાંથી ગાળોનો વર્ષાદ થવા લાગ્યો. ત્યારે આનંદ બોલ્યો, "ભગવન્, આ લોકોની ગાળો આગળ આપણે અહિં રહેવું ઠીક નથી ચાલો આપણે બીજે જઇ રહીયે.

બુદ્ધે પૂછ્યું, "આનંદ! જો ત્યાં પણ લોક આપણને ગાળો આપે તો પછી ક્યાં જવું?"

આનંદ બોલ્યો, "વળી બીજે કોઇ સ્થળે!"

"પણ આનંદ! જો આપણે આમ ક્યાં જઇશું, તો વિના કારણે ફલેસભાગી થઇશું. અહિં ને અહિં જ જો આપણે આ લોકની ગાળો સહન કરીયે, તો આપણને એમની બ્હીકથી બીજે ઠેકાણે જવાનું પ્રયોજન રહેતું નથી. આ લોક ચારઆઠ દિવસ આપણી પાછળ પડશે, અને આપણે હેમની તરફ પૂર્ણ દુર્લક્ષ કરીયે છીયે, એવું જોઇ આપોઆપ જ તેઓ આ ગાળાગાળીના વ્યવસાયમાંથી વિરત થશે!

આનંદને સાતઆઠ દિવસમાં જ બુદ્ધના કથનનો અનુભવ થયો.

---

## ( ૧૩ )

## સુંદરી પરિવ્રાજિકા

શ્રાવસ્તિમાં બુદ્ધનો ઉપાસકસમુદાય વધતો જવાથી ભિક્ષુસંઘને અન્નવસ્ત્રનો ઘણો લાભ થવા લાગ્યો; તે જોઇ કેટલાક પરિવ્રાજકોના પેટમાં દુખવા લાગ્યું " યેન કેન પ્રકારેણ " ( કોઇ પણ પ્રકારે ) બુદ્ધની બેઆબરૂ કરવા માટે ત્હેમણે એક કારસ્તાન રચ્યું. ત્હેમના પક્ષમાં સુંદરી નામની એક પરિવ્રાજિકા હતી. બુદ્ધ પર ખોટો આરોપ મૂકવાના કામમાં ત્હેમણે ત્હેની મદદ લીધી. ત્હેમના શીખવ્યા પ્રમાણે તે રોજ રાત્રે જેતવનની બાજુમાં જઇ શહેરમાં આવતી. રસ્તામાં કોઇ પ્રશ્ન કરે તો " હું બુદ્ધની સાથે એક જ ઠેકાણે રહું છું " એમ તે ઉત્તર આપતી.

એક દિવસ પરિવ્રાજકોએ મારાઓ મારફતે સુંદરીનું ખૂન કરાવી જેતવનના એક ખૂણામાં ત્હેનું પ્રેત સંતાડી રાખ્યું. સુંદરી પરિવ્રાજિકા ગુમ થયાના સમાચાર જ્યાં ત્યાં પ્રસર્યા પછી પરિવ્રાજકોએ પસેનદિરાજાને અરજ કરી કે "અમારામાંની એક પરિવ્રાજિકા ગુમ થઇ છે, ત્હેની શોધ કરવી જોઇએ." રાજાએ પોતાના સિપાઇઓ સોંપી જ્યાં જ્યાં શક પડે ત્યાં ત્યાં શોધ કરવા હુકમ આપ્યો.

પરિવ્રાજકો બોલ્યા, "અમને શાક્યપુત્રીય ભિક્ષુ ઉપર વહેમ આવે છે, કેમકે હમણાં સુંદરી રોજ રાત્રે બુદ્ધના વિહારમાં જતી હતી. બુદ્ધનો અને ત્હેનો જુદા પ્રકારનો વ્યવહાર હતો, એવી ખબર અમારે કાને આવી છે. કદાચિત્ પોતાના ગુરુના કુકૃત્ય ઢાંકવા માટે શાક્યપુત્રોએ બિચારી સુંદરીને મારી નાંખી કોઇક સ્થળે દાટી દીધી હશે?"

રાજાની પરવાનગી લઇ પરિવ્રાજકોએ નગરરક્ષકો (પોલીસ)ની મદદથી પ્રથમ જેતવનની ઝડતી લીધી, અનેક ચરાના ઢગલામાં સંતાડેલું સુંદરીનું પ્રેત શોધી કાઢ્યું. રાજાએ જેતવનમાં સુંદરીનું પ્રેત મળ્યાના સમાચાર સાંભળ્યા પછી ત્હેને આખા શહેરમાં ફેરવી લોકોને દેખાડવા આજ્ઞા કરી. પરિવ્રાજકોએ સઘળા શહેરમાં સુંદરીનું પ્રેત ફેરવી બુદ્ધભિક્ષુકની બદનામી કરી. જ્યાં ત્યાં સુંદરીનું પ્રેત બતાવી તેઓ 'આ જુઓ શાક્યપુત્રીય શ્રમણોનું કૃત્ય' એવું મ્હોટેથી બરાડતા હતા. આથી કેટલાક શ્રદ્ધાવાન ઉપાસકો બાદ કરતાં શ્રાવસ્તિના સઘળા લોકોમાં બુદ્ધ અને બૌદ્ધભિક્ષુ વિષે અત્યંત તિરસ્કારની લાગણી પ્રસરી. ભિક્ષુને ભિક્ષા મળવાની અડચણ પડવા લાગી.

પણ આટલાથી બુદ્ધ ડગ્યા નહિ. તે બોલ્યા, "ખોટા આરોપ મૂકનારા મનુષ્યની હું કાંઇ જ કિંમત સમજતો નથી. જે ખોટું બોલે છે, અને પોતે કરેલું પાપકૃત્ય બીજાના માથે ઓરાઢવા માંગે છે, ત્હેને નરક વિના બીજી ગતિ ન હોઈ શકે."

આ વાતને કેટલાક દિવસ વિત્યા બાદ જે મારાઓએ સુંદરીને મારી હતી, તેમની વચ્ચે પરિવ્રાજકો પાસેથી મળેલા પૈસાની વહેંચણી બદલ દારૂના પીઠામાં તકરાર થઈ. તેમનો એક જણ બોલ્યો "સુંદરીને મારનાર હું, માટે મ્હોટો ભાગ મ્હને મળવો જોઇએ."

બીજો બોલ્યો, "મ્હેં જો ત્હેનું ગળું દબાવ્યું ન હોત તો ત્હેણે બુમાબુમ કરી હોત, અને આપણું કૃત્ય તે સમયે જ ખુલ્લું પડ્યું હોત."

આ મારાઓની તકરાર રાજાઓના ગુપ્ત જાસુસોએ સાંભળી. તેઓ નગરરક્ષકોની મદદથી ત્હેમને પકડી રાજસભામાં લઇ ગયા. ત્યાં ત્હેમણે રાજાને સાધન્ત સર્વ વૃત્તાન્ત જણાવી પોતાનો ગુન્હો કબુલ કર્યો; બુદ્ધ પર આરોપ મૂકવાને ઉભું કરેલું કારસ્તાન આ પ્રમાણે ઉઘાડું પડ્યું, અને પરિવ્રાજકોની ફજેતી થઇ લોકોની બુદ્ધ તરફની પૂજ્યબુદ્ધિ વૃદ્ધિંગત થઈ.

---

(૧૪)

## મહાપ્રજાપતિ ગૌતમી અને ભિક્ષુણીસંઘની સ્થાપના

બુદ્ધ પોતાની ઉત્તર વયમાં એક વખત કપિલવસ્તુમાં રહેતા હતા. તે વખતે મહાપ્રજાપતિ ગૌતમીએ ત્હેમને ભિક્ષુણી-સંઘ સ્થાપત કરવાની વિનંતી કરી; પણ ભિક્ષુણીસંઘ સ્થાપન કરતાં ભિક્ષુઓ અને ભિક્ષુણીઓના સંઘમાં ટંટા ઉપસ્થિત થવાનો સંભવ હોવાથી બુદ્ધે ગૌતમીની વિનંતી માન્ય કરી નહિ. પછી બુદ્ધ કપિલવસ્તુથી નીકળી ધર્મોપદેશ કરતા કરતા વૈશાલિમાં આવ્યા મહાપ્રજાપતિ ગૌતમી પણ મુંડન કરાની ઘણી શાક્ય સ્ત્રીઓ સાથે વૈશાલિમાં આવી. ચાલવાના શ્રમથી ત્હેના પગ સુજી ગયા હતા. ત્હેને જોઈ આનંદ બોલ્યો, "શું આ ત્હારી સ્થિતિ! તું આટલી વિપદ્ગ્રસ્ત કેમ જણાય છે?"

મહાપ્રજાપતિએ જવાબ આપ્યો, "આનંદ! બુદ્ધગુરૂ સ્ત્રીઓને પ્રવ્રજ્યા દેવા તૈયાર નથી, એ બદલ મ્હને અત્યંત ખેદ થાય છે!"

"એમ છે તો તું અહિં જ બેસ, હું ભગવંતને ફરી એક વાર વિનંતી કરી જોઉં છું."

એમ બોલી આનંદ બુદ્ધ પાસે ગયો અને બોલ્યો, "ભગવન્! મહાપ્રજાપતિ ગૌતમી પગે ચાલી કપિલવસ્તુથી અહિં સુધી આવી છે. ચાલવાના શ્રમથી ત્હેના પગ સુજી

ગયા છે. આપ સ્ત્રીને ભિક્ષુણી થવાનો અધિકાર આપતા નથી તે બદલ હેને અત્યંત દુઃખ થાય છે. તો ભગવન્! આપ આપના પંથમાં સ્ત્રીઓને પ્રવ્રજ્યા દેવાની અનુજ્ઞા આપો. "

'બુદ્ધ બોલ્યા, આનંદ! આ ભાંજગડમાં તું પડીશ મા!"

આનંદે પૂછ્યું, " ભગવન્! આપના ધર્મનો સાક્ષાત્કાર સ્ત્રીઓને થવો શક્ય છે કે નહિ?"

બુદ્ધ બોલ્યા, " મ્હારા ધર્મનું રહસ્ય પુરુષો પ્રમાણે જ સ્ત્રીઓ માટે પણ સમજવું શક્ય છે!"

" એવું છે તો આપ મહાપ્રજાપતિની વિનંતીને કેમ માન્ય કરતા નથી.? ન્હાનપણમાં આપને હેણે જ ઉછેર્યા છે. માયાદેવીના મરણ પછી હેણે જ આપને દૂધ પાયું છે. માટે હેના મનના સમાધાન માટે સ્ત્રીઓથી પ્રવ્રજ્યા લઇ શકાય એવો આપ નિયમ કરો.

આનંદનું કથન માન્ય રાખી બુદ્ધે મહાપ્રજાપતિને અને હેની સાથે આવેલી સ્ત્રીઓને પ્રવ્રજ્યા આપી, અને હેમનો એક જુદો ભિક્ષુણીસંઘ સ્થાપન કર્યો. આ ભિક્ષુણીસંઘમાં ખેમા અને ઉપ્પલવણ્ણા એ બે મુખ્ય ભિક્ષુણી હતી. આ સિવાય બીજી બે ઘણી પ્રસિદ્ધ ભિક્ષુણીઓ થઇ ગઇ છે હેમને થેરી (*स्थविरी*) કહેતા. હેમના કેટલાક ઉદ્‌ગાર થેરીગાથા નામના પાલિગ્રંથમાં સંગૃહીત કર્યા છે.

ઇસવી સનના ચોથા શતકમાં ભિક્ષુણીસંઘનો લોપ થયેલ હોવો જોઇએ. આજકાલ બ્રહ્મદેશમાં આવા જ પ્રકારની એક સંસ્થા છે. પણ તે સંસ્થામાંની સ્ત્રીઓને 'ભિક્ષુણી' ન કહેતાં 'દશશીલધારિણી' ઉપાસિકા કહે છે.

## (૬૫)

## વિડૂડભ ( વિદુદર્ભ )

પસેનદિ રાજાને બુદ્ધ તરફ ભારે ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો. તે વારંવાર જેતવનમાં ધર્મશ્રવણાર્થે જતો અને ભિક્ષુસંઘને અન્નવસ્ત્રાદિક દેતો. પોતાનો બુદ્ધના કુળ સાથે નિકટ સંબંધ થાય, એ હેતુથી તેણે શાક્યકુળમાંની એક કન્યાને પોતાની પટ્ટરાણી કરવાનો વિચાર કર્યો.

પણ શાક્યરાજાઓ ભારે અભિમાની હતા. તે કોસલ રાજાના કુળ કરતાં પોતાના કુળને શ્રેષ્ઠ સમજતા. પસેનદિએ જ્યારે કન્યાનું માગું કર્યું ત્યારે શાક્યોને મ્હોટી ચિંતા થઇ. પસેનદિનું સામર્થ્ય શાક્યો કરતાં પુષ્કળ વધારે હતું. અર્થાત્ શાક્યોથી કોસલરાજાની માગણી ઉઘાડી રીતે નાકબૂલ થઇ શકી નહિ. તેમણે સર્વાનુમતે એવી યુક્તિ યોજી કે મહાનામ શાક્યની દાસીકન્યા વાસભક્ષત્રિયાને મહાનામે પોતાની કન્યા તરીકે કોસલ રાજાને આપવી.

કોસલદેશના અમાત્યો( મંત્રીઓ )ને તે છોકરી પસંદ પડી. પણ પસેનદિને શાક્યરાજા આપણને ઠગશે એવી શંકા આવવાથી તેણે પોતાના અમાત્યોને એવો સંદેશો કહાવ્યો કે " તમે જે કન્યા પસંદ કરી, તે જો મહાનામ

શાક્યોની પંક્તિમાં બેસી જમતી હોય તે હેનો વધૂ તરીકે સ્વીકાર કરવો."

કોસલરાજાનો આ સંદેશ મહાનામે જાણ્યો ત્યારે શાક્યકુળના રક્ષણ માટે હેણે પોતાની દાસીની કન્યા સાથે એક પંક્તિએ બેસી ભોજન કર્યું: આ પ્રસંગે કોસલરાજાના અમાત્યો પણ હાજર હતા.

આ પ્રમાણે કોસલરાજાનું શંકાસમાધાન થયા પછી શુભ મુહૂર્તે વાસભક્ષત્રિયા સાથે હેનો વિવાહ થયો. રાજાએ હેને પટરાણી કરી. કેટલેક કાળે વાસભક્ષત્રિયા ગર્ભવતી થઇ. નવ માસ પુરા થતાં હેને એક પુત્ર પ્રસવ્યો. હેનું નામ વિડુડભ (વિદુદર્ભ) રાખવામાં આવ્યું. બાળપણમાં વિડુડભ પોતાની માને વારંવાર કહે કે, "સાધારણ લોકો સુદ્ધાં પોતાનાં ભાણેજોને ઉત્સવને દિવસે રમકડાં મોકલે છે. પણ મ્હારા મામા કે દાદા (માના પિતા) મ્હને કાંઇ જ મોકલતા નથી !"

"બેટા! ત્હારા મામા, દાદા વિગેરે લોકો અહિંથી બહુ દૂર રહે છે તેથી ત્હને રમકડાં, ખાવાનું વગેરે મોકલવું હેમને માટે શક્ય નથી." એવું કહી વાસભક્ષત્રિયા પોતાના પુત્રનું સમાધાન કરતી,

વિડુડભ સોળ વર્ષનો થયો ત્યારે હેણે પોતાની માને કહ્યું, "હું એક વખત મોસાળ જઇ સર્વ સગાંવ્હાલાંને મળવા ઇચ્છું છું. વાસભક્ષત્રિયાએ ઘણી હરકતો જણાવી, પણ હેને ન ગણકારતાં વિડુડભે બાપની આજ્ઞા લઈ કપિલવસ્તુ જવાનો પોતાનો વિચાર નિશ્ચિત કર્યો.

વાસભક્ષત્રિયાએ મહાનામને ગુપ્ત સંદેશો મોકલ્યો, કે "મ્હારો પુત્ર ત્યાં આવે છે, ત્હેને કોઇપણ પ્રકારે ઓછું આવે નહિ એમ વર્તવું. જો આપ ત્હેની સાથે ઠીક વર્તશો નહિ, તો કોસલરાજાની મ્હારા પર જ કેવળ નહિ, પણ આપના ઉપર પણ ખફા થશે."

વિડૂડભ કપિલવસ્તુ ગયા પછી શાકયોએ ત્હેનું યથાયોગ્ય આદરાતિથ્ય કર્યું; અને આ ત્હારા મામા, આ ત્હારા દાદા, આ ત્હારા પિત્રાઇ મામા" એમ ઓળખ આપી ત્હેની પાસે મહાનામ વગેરે વડીલોને નમસ્કાર કરાવ્યા, પણ વિડૂડભે "મ્હારા કરતાં ઉમરે નાનું અહિં કોઇજ નથી કે?" એવો જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે "તે શિકારને માટે બહાર ગયા છે," એવો ઉત્તર મળ્યો.

પોતાના દાદાને ઘેર કેટલાક દિવસ રહી વિડૂડભ જ્યારે શ્રાવસ્તિ પાછો જવા નીકળ્યો, ત્યારે શાકયોએ પોતાના સંથાગારમાં (નગરમંદિરમાં) ભેગા થઇ ત્હેનું યોગ્ય સન્માન કર્યું. વિડૂડભ કેટલેક અંતરે ગયા પછી ત્હેનો એક નોકર કેટલોક સામાન રહી જવાથી પાછો ફર્યો, ત્યારે નીચેનો સંવાદ ત્હેના સાંભળવામાં આવ્યો.

એક દાસી કહે, "અલી, પેલા દાસીપુત્રનો એંઠેલો પાટલો આઘો મૂકજે, હોકે. ત્યારે બીજી દાસીએ કહ્યું: "અલી, દાસીપુત્ર તે કોણ?

"વાહ, તું તો તદન જ ઘેલી જ જણાય છે. અરે, પેલો આપણો વિડૂડભ દાસીનો પુત્ર છે, તે તું જાણતી નથી કે? અલી, ત્હેનો પાટલો લઇ પાણીથી સાફ ધોઇ નાંખ."

પેલા નોકરે આ સમાચાર વિડૂડભના સાથીદારોને કહ્યા, અને ત્હેમણે તે વિડૂડભને જણાવ્યા. તે સાંભળી વિડૂડભ અત્યંત ક્રોધથી પોતાના મનમાં કહેવા લાગ્યો, "હું બેઠો હતો તે પાટલો રાજાએ પાણીથી ધોવડાવ્યો કે ? મને જો દૈવયોગે રાજ્યપદ મળ્યું, તો તેજ પાટલો હું શાક્યોના રક્તથી ધોવડાવી કાઢીશ."

પસેનદિને પણ વાસભક્ષત્રિયા શાક્યકુળની નં હોઇ દાસીકન્યા છે એ વાતની ખબર પડી. તેથી ત્હેણે ત્હેને પટ્ટરાણી પદથી દૂર કરી.

કેટલેક દિવસે બુદ્ધગુરુ રાજવાડામાં ગયા હતા. તે વેળાએ રાજાએ બનેલી સર્વ હકીકત ત્હેમને કહી. ત્યારે તે બોલ્યા, " મહારાજ, શાક્યોએ અયોગ્ય આચરણ કર્યું એમાં સંશય નથી. પરંતુ વાસભક્ષત્રિયાનો આપે એકવાર સ્વીકાર કર્યો તેથી આટલાજ કારણ માટે ત્હમે ત્હેને પટ્ટરાણીના પદ પરથી ખસેડો એ ઠીક નહિ. ત્હેની મા જો કે દાસી હતી તો પણ ત્હેનો બાપ ક્ષત્રિય જ હતો; તે ઉપરાંત આપની સાથે ત્હેનો અભિષેક થએલો છે તે આપે ભૂલવું જોઇએ નહિ. "

બુદ્ધનું કહેવું રાજાને ગળે ઉતર્યું અને વાસભક્ષત્રિયાને આગળ પ્રમાણે પુનઃ માન આપવાનો ત્હેણે હુકમ કર્યો. કેટલેક કાળે રાજા અને સેનાપતિ વચ્ચે અસંતોષનું કારણ ઉત્પન્ન થયું. વિડૂડભે એ તકનો લાભ લઇ પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો, અને વૃદ્ધ પિતાને શ્રાવસ્તિમાંથી હાંકી મૂક્યો.

મગધદેશનો રાજા અજાતશત્રુ એ પસેનદિનો ભાણેજ થતો હતો. હેની મદદથી વિડૂડભ પાસેથી રાજ્ય ઝુંટવી લેવાનો વિચાર કરી પસેનદિ એક દાસી સાથે અજ્ઞાત વેષે રાજગૃહ તરફ ચાલ્યો. પણ ત્યાં પહોંચતાં પહેલાં જ રાજગૃહ બહાર આવેલી એક ધર્મશાળામાં પરિશ્રમથી તે મૃત્યુ પામ્યો. અજાતશત્રુને પોતાના મામાના આવા દુઃખકારક મરણની ખબર મળતાં હેણે પસેનદિના દરજ્જાને શોભે એવી સઘળી ઉત્તરક્રિયા કરી.

રાજ્યકારભાર હાથમાં આવતાં જ વિડૂડભે શાક્યો ઉપર સ્વારી કરવાની તૈયારી કરી. બુદ્ધે હેને સમજાવી હેનો આ વિચાર બે વાર ફેરવી નાખ્યો, પણ ત્રીજી વખતે બુદ્ધને હેને સમજાવવાનો પ્રસંગ ન મળવાથી વિડૂડભ પોતાનો નિશ્ચય નિઃશંકપણે પાર પાડી શક્યો. હેણે શાક્યો પર સ્વારી કરી હેમની રેવડી દાણાદાણ કરી નાખી. જે શરણે આવ્યા તથા જે ન્હાસી ગયા હેમને છોડી બીજાને– ન્હાના મ્હોટા સર્વેને–હેણે કંઠસ્નાન કરાવ્યું, અને હેમના રક્તથી પોતાનું આસન ધોવરાવ્યું. આ પ્રમાણે શાક્યોનો વિનાશ કરી વિડૂડભ શ્રાવસ્તિ પાછો આવ્યો.

ત્યાં શહેર બહાર અચિરવતી ( રાપ્તી ) નદીના બાઠામા હેણે પોતાના સૈન્યનો પડાવ નંખાવ્યો. આસપાસના પ્રદેશમાં અકાળ મેઘની ભયંકર વૃષ્ટિ થઇ, તેથી અચિરવતીમાં મહાપૂર આવ્યું અને હેમાં વિડૂડભ તથા હેના સૈન્યનાં કેટલાક માણસો તણાઇ ગયાં.

## (૧૬)

### ઉપસંહાર

શાક્યોનું રાજ્ય મગધદેશના રાજ્ય કરતાં ન્હાનું હતું. તથાપિ શાક્યરાજાઓ ઇક્ષ્વાકુ કુળના હોવાથી આસપાસના પ્રદેશમાં ત્હેમને ઘણું માન મળતું. શાક્યોને પણ પોતાના કુળનું ઘણું અભિમાન હતું. ત્હેમનો મુખ્ય વ્યવસાય ખેતીનો હતો. આ ધંધાને તેઓ ઘણું જ મહત્ત્વ આપતા. શુદ્ધોદન આ રાજાઓમાંનો એક રાજા હતો. પરંતુ કેટલોક કાળ સુધી શાક્યોએ ત્હેને પોતાનો મહારાજા બનાવ્યો હોય એમ જણાય છે.

સિદ્ધાર્થનું બાળપણ ઘણા સુખમાં ગયું હોવું જોઇએ એમાં શંકા નથી. તથાપિ વચમાં વચમા વ્યાધિ, જરા અને મરણ સંબંધે તે વિચાર કરતો. આનો આધાર સુત્તપિટકમાં મળી શકે છે. ઓગણીમ વર્ષની વયે સિદ્ધાર્થે ગૃહત્યાગ કર્યો અને છ સાત વર્ષ ઉરુવેલાની આસપાસ ઘોર તપશ્ચર્યા કરી ત્રીસ વર્ષની ઉમરે સિદ્ધાર્થ બુદ્ધ થયો.

પ્રથમ, બુદ્ધે કાશી પાસે ઋષિપત્તન નામના ઉદ્યાનમાં આષાડી પૂર્ણિમાને દિવસે પાચ બ્રાહ્મણ તપસ્વીઓને ઉપદેશ કર્યો. આ ચાતુર્માસ પૂરો થના પહેલા બુદ્ધે આઠ ભિક્ષુઓને

પોતાના સંઘમાં લીધા અને ચાતુર્માસ પૂરો થતાં હેમને ધર્મોપદેશ કરવા માટે સર્વ દિશામાં મોકલ્યા. તે પછી બુદ્ધનું નોંધવા જેવું કાર્ય એટલે ઉરુવેલ કાશ્યપ, નંદી કાશ્યપ અને ગયા કાશ્યપ આ ત્રણ સુપ્રસિદ્ધ તપસ્વી બંધુઓને એક હજાર શિષ્યો સહ પોતાના ભિક્ષુસંઘમાં લીધા એ ગણી શકાય. કાશ્યપબંધુ શિષ્ય થવાથી રાજગૃહમાંના શ્રમણબ્રાહ્મણો પર બુદ્ધનું તેજ પડતાં વાર લાગી નહિ. રાજગૃહમાં બુદ્ધે પુષ્કળ શિષ્યો મેળવ્યા, પણ તે સર્વમાં સારિપુત્ત અને મોગ્ગલ્લાન એ મુખ્ય હતા. રાજગૃહથી પોતાના ભિક્ષુસંઘ સહ બુદ્ધ શુદ્ધોદન રાજાને મળવા કપિલવસ્તુ ગયા. ત્યાં બનેલી મુખ્ય વાત એ કે હેમણે પોતાના એકના એક પુત્રને પ્રવ્રજ્યા આપી શ્રામણેર કર્યો.

કપિલવસ્તુથી બુદ્ધ ફરી રાજગૃહમાં આવ્યા. ત્યાં અનાથપિંડિકે (સુદત્તે હેમને શ્રાવસ્તિ આવવા માટે આગ્રહ કર્યો. પછી જ્યારે બિંબિસારને મારી અજાતશત્રુ સિંહાસને આવ્યો ત્યારે બુદ્ધે પોતાનું મુખ્ય થાણું શ્રાવસ્તિમાં જ રાખ્યું. બુદ્ધના જે ઉપદેશ ત્રિપિટકમાં સંગૃહીત કરેલા છે, હેમાંના ઘણાખરા બુદ્ધે જેતવનમાંના અનાથપિંડિકના આરામમાં રહી આપેલા છે. શ્રાવસ્તિ જો કે બુદ્ધનું મુખ્ય સ્થાન થયું હતું, તો પણ ચાતુર્માસ બાદ કરતાં બાકી આઠ મહિના તેઓ ભિક્ષુસંઘ સાથે ધર્મોપદેશ કરવા મધ્યદેશમાં સર્વત્ર ફરતા હતા.

બુદ્ધનો વિરોધ કરનારા જે શત્રુ ઉદ્ભવ્યા, હેમાં દેવદત્તને અગ્રસ્થાન આપવું જોઈએ. દેવદત્ત શાક્યોમાંનો જ

હોઇ બુદ્ધનો પાસેનો સગો હતો તો પણ ત્હેણે બુદ્ધ પર જેટલું વેર રાખ્યું, તેટલું બીજા કોઇએ નહિ રાખ્યું હોય. ઉદયન રાજાની પટ્ટરાણીએ પણ બુદ્ધની ફજેતી કરવાનો પ્રયત્ન કર્યો. પરિવ્રાજકોએ બુદ્ધ પર સુંદરીને માર્યાનું આળ મૂકી શ્રાવસ્તિમાં ત્હેમની બેઆબરૂ કરવાની ખટપટ કરી. પરંતુ કોઇપણ વેરી બુદ્ધની ઉજ્જ્વલ કીર્તિ હરી શક્યો નહિ. દેવદત્તે અને બીજાઓએ બુદ્ધ પર આણેલા પ્રસંગો એટલે બુદ્ધના ચારિત્ર્યની એક પ્રકારની કસોટી જ હતી. તે કસોટીમાંથી બુદ્ધ કેમ પાર પડ્યા તે પાછળનાં કેટલાંક પ્રકરણો પરથી દેખાઇ આવ્યું જ છે. સોનું જેમ આગમાંથી તવાઇને સાફ થઈ બહાર પડે છે તે પ્રમાણે ઉપરના પ્રસંગોથી બુદ્ધનો યશ નિર્મળ થઈ બહાર પડ્યો.

યજ્ઞયાગાદિકને મહત્ત્વ આપનારા બ્રાહ્મણોએ બુદ્ધની સાથે ઘણું છળકપટ કર્યું હતું એવી માન્યતા છે; પણ તે નિરાધાર છે. બુદ્ધકાળમાં મધ્યદેશમાં યજ્ઞયાગનું ઘણું મહત્ત્વ રહ્યું ન હતું; અને જે કાંઈ થોડા ઘણા યજ્ઞ થતા, ત્હેમાં અતિશય ખર્ચ આવતો હોવાથી તે સામાન્ય લોકોની શક્તિ બહાર હતા. બુદ્ધ ચારે વર્ણને સમાન માને છે, એજ એક માત્ર ત્હેના પર બ્રાહ્મણોનો આરોપ હતો. તે મનમાં આવે ત્હેની ભિક્ષા ગ્રહણ કરે છે, ચંડાળ અને બ્રાહ્મણ સૌને પોતાના સંઘમાં સમાન વર્તાવે છે, અને આ પ્રમાણે પરંપરાગત આવેલો વર્ણભેદ તોડવા માગે છે એ બદલ કેટલાક વર્ણાભિમાની બ્રાહ્મણના પેટમાં દુઃખતું. પણ ત્હેમની તરફથી ગાલિપ્રદાન શિવાય બીજું કાંઈ બુદ્ધનું કહેવા જેવું અહિત થયું નહિ. બુદ્ધને ચંડાળ

વગેરે શબ્દોથી સંબોધી ત્હેની જોડે લડવા ઉઠેલા કેટલાક બ્રાહ્મણો ત્હેના શિષ્ય થયા એ આગલા ભાગમાં આપેલી કેટલીક વાતો ઉપરથી જણાઈ આવશે.

બુદ્ધ ઉપર આવેલું છેવટનું મ્હોટું સંકટ એટલે વિડૂડભે પસેનદિને ભ્રષ્ટ કરી શાક્યોનો સંહાર કર્યો એ હોવું જોઇએ. બૌદ્ધ ધર્મનો પ્રથમ સ્વીકાર કરનાર રાજા બિંબિસારને ત્હેના પુત્રે મારી નાખ્યો. બીજા રાજા પસેનદિ કોસલને ત્હેના પુત્રે હાંકી કાઢયો અને સર્વ શાક્યોનો નાશ કર્યો. પણ આ ઐહિક સંકટથી બુદ્ધ ડગી ગયા નહિ. ત્હેમણે પોતાના ધર્મોપદેશનું કાર્ય છેક દેહાવસાન સુધી ચાલુ રાખ્યું હતું. ત્હેમના ઉપદેશનો થોડો નમૂનો અને અંતિમ દિવસની હકીકત આગલા ભાગમાં આપી છે.

---

# બુદ્ધનો ઉપદેશ અને પરિનિર્વાણ

## (૧)

### ગૃહસ્થનાં કર્તવ્યો

એક સમયે બુદ્ધ ભગવાન રાજગૃહમાંના વેણુવનમાં રહેતા હતા. તે વખતે સિગાલ (શૃગાલ) નામનો એક તરૂણ કુલીન યુવક શહેરમાંથી દરરોજ સવારે બ્હાર આવી સ્નાન કરી પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, ઉપર અને નીચે એમ ૭ દિશાને નમસ્કાર કરતો હતો.

રાજગૃહમાં પિંડપાત (ભિક્ષા) માટે જતાં બુદ્ધ ત્હેને જોઈ બોલ્યો, "હે ગૃહપતિપુત્ર, ત્હેં આ શું માંડયું છે?"

સિગાલ બોલ્યો, "ભદન્ત! મ્હારા પિતાએ મરતી વખતે છએ દિશાઓની પૂજા કરતા રહેવાનું મ્હને કહ્યું હોવાથી હું આ દિશાઓને નમસ્કાર કરૂં છું"

બુદ્ધ બોલ્યો, "પરંતુ ત્હારો આ નમસ્કારવિધિ આર્યોની પદ્ધતિ પ્રમાણે નથી."

ત્યારે સિગાલે આર્યોની રીતિ પ્રમાણે ૭ દિશાઓનો નમસ્કારવિધિ બતાવવા બુદ્ધને વિનંતી કરી.

બુદ્ધ બોલ્યા, "જે આર્ય શ્રાવકને છ દિશાની પૂજા કરવાની હોય, ત્હેમણે ચાર કર્મક્લેશથી મુક્ત થવું જોઇયે. ચાર કારણોને લઇને પાપકર્મ કરવાં ન ઘટે, અને સંપત્તિ-

નાશનાં ૭ દ્વારનો ત્હેણે અંગીકાર કરવો ન ઘટે. આ ચૌદ વાતો જો તે સાંભળે તો ૭ દિશાની પૂજા કરવાને તે યોગ્ય બને છે. પ્રાણઘાત, ચોરી, વ્યભિચાર અને અસત્ય ભાષણ એ ચાર કર્મકલેશ સમજવાં. એનાથી આર્ય શ્રાવકે દૂર રહેવું ઘટે. સ્વચ્છન્દ, દ્વેષ, ભય અને મોહને લીધે અજ્ઞ જન પાપ કરે છે; પરંતુ આર્ય શ્રાવકે આમાંના કાંઈ પણ કારણસર પાપમાં પ્રવૃત્ત થવું ન જોઇયે. જે આ કારણોથી પાપપ્રવૃત્ત થાય છે ત્હેની કીર્તિ કૃષ્ણપક્ષના ચંદ્ર પ્રમાણે ક્ષીણ થતી જાય છે. પણ આમાંના કોઇ પણ કારણસર જે પાપવશ થતા નથી, ત્હેમની કીર્તિ શુક્લપક્ષના ચંદ્ર પ્રમાણે વૃદ્ધિંગત થતી જાય છે.

"હે ગૃહપતિપુત્ર! મદ્યપાન, રાતના બહાર રખડવું, નાટક તમાસાનું વ્યસન, જુગાર, દુષ્ટની સંગતિ અને આળસ એ ૭ સંપત્તિનાશનાં દ્વારો છે.

"દારૂના વ્યસનથી સંપત્તિનો ક્ષય થાય છે, એમાં તો કાંઇ કહેવાપણું જ નથી. આ ઉપરાંત દારૂથી કલહ અને રોગ વધે છે. દારૂ અપકીર્તિની જનની જ છે. તે લજ્જાને મારી નાંખે છે, અને બુદ્ધિને દુર્બળ કરે છે. હે ગૃહપતિપુત્ર, જેને રાત્રે બહાર રખડવાનું વ્યસન લાગે છે, ત્હેનો પોતાનો દેહ સુરક્ષિત રહેતો નથી, તેમ ત્હેની પત્ની અને બાળકો પણ સુરક્ષિત રહી શકતાં નથી; ત્હેની સંપત્તિ ત્હેનાથી સંભાળાતી નથી; આપણને કોઇ ઓળખી જશે એવો ભય હંમેશાં ત્હેને લાગ્યા કરે છે; ત્હેને ખોટું બોલવાની ટેવ પડે છે; તેમજ અનેક

પીડાઓ ત્હેને વળગે છે. જેને નાટક અને તમાસાનું વ્યસન લાગે છે તે ક્યાંક નાચ, ક્યાંક તમાસા, ક્યાંક ગાયન એની જ શોધમાં હોય છે. (પોતાના કામનું ત્હેને સ્મરણ રહેતું નથી.) જુગારી માણુસનો જુગારમાં જો જય થાય, તો બીજા જુગારીઓ ત્હેની અદેખાઇ કરે છે. જો પરાજય થાય તો તે દીલગીર થાય છે; ત્હેની સંપત્તિનો નાશ થાય છે એ કહેવાની તો જરૂર જ નથી. ત્હેનાં સગાંવહાલાં અને મિત્રો ત્હેનાં વચન પર વિશ્વાસ મુકતાં નથી; ત્હેમના તરફથી ત્હેને વારંવાર અપમાન સહન કરવું પડે છે; ત્હેની સાથે કોઈ નવો સંબંધ બાંધવા ઇચ્છતું નથી, કેમકે એ મનુષ્ય કુટુંબનું પાલન-પોષણ કરવા સમર્થ નથી એમ સૌને લાગે છે. એકાદ માણુસ દુષ્ટ સંગતિમાં પડી ગયો એટલે ધૂર્ત, દારૂડીયા, લુચ્ચા, ચોર વગેરે સર્વ પ્રકારના હલકા લોકોનો ત્હેને સહવાસ થાય છે અને તેથી દિન પ્રતિદિન તે નિકૃષ્ટ સ્થિતિને પામતો જાય છે. આળસુ માણુસ એક દિવસ ઘણી ઠંડીને લઇને પોતાનું કામ કરતો નથી, તો બીજે દિવસે અતિશય ગરમીને લઇને પોતાનું કામ કરતો નથી; એક દિવસ ત્હેને સાંજ પડી ગઈ હોય છે, તો બીજે દિવસે સવાર પડી હોતી નથી. આમ તે આજનું કામ આવતીકાલ પર નાંખી નવી સંપત્તિ મેળવી શકતો નથી; અને ત્હેની પૂર્વાર્જિત સંપત્તિનો માત્ર નાશ થતો જાય છે.

" ચાર કર્મક્લેશોનો, ચાર પાપનાં કારણોનો અને વિપત્તિનાં ૭ દ્વારોનો ત્યાગ કર્યા પછી ગૃહસ્થે ૭ દિશાની પૂજાનો આરંભ કરવો. પણ તે ૭ દિશાઓ કઈ ? માતાપિતાને

પૂર્વ દિશા સમજવી; ગુરુને દક્ષિણ દિશા સમજવી; પત્નીપુત્ર પશ્ચિમ દિશા; સગાંવ્હાલાં ઉત્તર દિશા; દાસ અને મજૂર નીચેની દિશા; તથા શ્રમણ અને બ્રાહ્મણ ઉપરની દિશા સમજવી.

"હે ગૃહપતિપુત્ર, પૂર્વ દિશા જે માબાપ, ત્હેમની પૂજાનાં આ પાંચ અંગો છેઃ— (૧) ત્હેમનું કામ કરવું; (૨) ત્હેમનું પોષણ કરવું; (૩) કુળમાં ચાલી આવેલાં સત્કાર્યો ચાલુ રાખવાં; (૪) ત્હેમની સંપત્તિના ભાગીદાર બનવું; અને (૫) જો કોઈ એમનું જીવતું ન હોય તો ત્હેમને નામે દાન-ધર્મ કરવું. આ પાંચ અંગથી જો માબાપની પૂજા કરવામાં આવે તો એ માબાપ પાંચ પ્રકારે બાળક ઉપર અનુગ્રહ કરે છેઃ— (૧) પાપથી ત્હેનું નિવારણ કરે છે; (૨) ત્હેને કલ્યાણકારક માર્ગે લગાડે છે; (૩) ત્હેને કળાકૌશલ્ય શીખવે છે; (૪) યોગ્ય સ્ત્રી સાથે ત્હેનું લગ્ન કરી આપે છે; અને (૫) યોગ્ય વેળાએ પોતાની મિલકત ત્હેને સ્વાધીન કરે છે.

"દક્ષિણ દિશા જે ગુરુ ત્હેની પૂજાના આ પાંચ વિધિઓ છેઃ- (૧) ગુરુ પાસે આવે તો ઉઠીને ઉભા થવું; (૨) તે માંદા થાય તો ત્હેમની સેવા કરવી; (૩) તે શીખવે તે શ્રદ્ધાપૂર્વક સમજી લેવું; (૪) ત્હેમનું જે કંઈ કામ હોય તે કરવું; અને (૫) તે જે વિદ્યા આપે તે ઉત્તમ રીતે ગ્રહણ કરવી. આ પાંચ પ્રકારે ગુરુની પૂજા કરે તો તે શિષ્ય પર પાંચ પ્રકારના અનુગ્રહ કરે છેઃ-(૧) સદાચાર શીખવે છે; (૨) ઉત્તમ રીતે વિદ્યા શીખવે છે; (૩) પોતાને આવડતી સર્વ વિદ્યા તે શિષ્યને શીખવે છે; (૪) પોતાનાં સગાં-મિત્રોમાં

ત્હેના ગુણ વર્ણવે છે; અને (૫) કોઈ સ્થળે જતાં પોતાના શિષ્યને ખાધાપીધાની અડચણ ન પડે એવી વ્યવસ્થા કરે છે.

"હે ગૃહપતિપુત્ર ! પશ્ચિમદિશા જે પત્ની ત્હેની પૂજાનાં આ પાંચ અંગો છેઃ– (૧) ત્હેને માન દેવું; (૨) ત્હેનું અપમાન ન થવા દેવું; (૩) એકપત્નીવ્રત આચરવું; (૪) ઘરનો કારભાર ત્હેને સોંપવો; અને (૫) વસ્ત્રાલંકારની ત્હેને ખોટ ન પડવા દેવી. આ પાંચ અંગોથી જો પતિ પત્નીની પૂજા કરે તો પત્ની તે પતિ પર પાંચ પ્રકારનો અનુગ્રહ કરે છેઃ– (૧) ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે; (૨) નોકરચાકરને પ્રેમથી સંભાળે છે; (૩) પતિવ્રતા થાય છે; (૪) પતિએ મેળવેલી સંપત્તિનું રક્ષણ કરે છે, ઉડાઉ થતી નથી; અને (૫) સર્વ ગૃહકૃત્યોમાં તત્પર રહે છે.

"હે ગૃહપતિપુત્ર ! ઉત્તર દિશા જે મિત્રમંડળ ત્હેની પૂજાનાં પાંચ અંગ છેઃ– (૧) ત્હેમને આપવા યોગ્ય વસ્તુ હોય તે આપવી; (૨) ત્હેમની સાથે પ્રિય ભાષણ કરવું; (૩) ત્હેમને ઉપયોગી થવું; (૪) ત્હેમની સાથે સમાનભાવથી વર્તવું; અને (૫) ત્હેમની સાથે નિષ્કપટ વર્તન રાખવું. આ પાંચ પ્રકારે જો ગૃહસ્થ મિત્રમંડળની પૂજા કરે તો તેઓ તે ગૃહસ્થ પર પાંચ પ્રકારે અનુગ્રહ કરે છેઃ–(૧) એકાએક સંકટ આવી પડતાં તે એનું રક્ષણ કરે છે; (૨) આવે પ્રસગે ત્હેની સંપત્તિનું પણ તે રક્ષણ કરે છેઃ (૩) સંકટમાં ગભરાઈ જવાય તો તે ધીરજ આપે છે; (૪) વિપત્કાળમાં છોડી જતા નથી; અને (૫) ત્હેની પાછળ ત્હેની સંતતિ પર પણ ઉપકાર કરે છે.

" હે ગૃહપતિપુત્ર ! નીચેની દિશા જે સેવકો ત્હેમની પૂજાનાં આ પાંચ અંગો છેઃ–(૧) ત્હેમની શક્તિ જોઈ કામ ક્હેવું; (૨) ત્હેમને યોગ્ય વેતન ( પગાર ) આપવું; ( ૩ ) માંદા પડે તો તેમની સારવાર કરવી; (૪) પ્રસંગોપાત્ત ત્હેમને ઉત્તમ ભોજન આપવું; અને (૫) વખતોવખત ઉત્તમ કામ બદલ ત્હેમને બક્ષીસ આપવી. આ પાંચ પ્રકારે ધણી જો નોકરની પૂજા કરે તો તે પોતાના ધણી ઉપર પાંચ પ્રકારના અનુગ્રહ કરે છેઃ (૧) ધણીના ઉઠતાં પહેલાં તેઉઠે છે; ( ૨ ) ધણી સુતા પછી સુએ છે; (૩) ધણીના માલની ચોરી કરતા નથી; (૪) ઉત્તમ રીતે કામ કરે છે, અને ( ૫ ) ધણીનો યશ ગાય છે.

"હે ગૃહપતિપુત્ર ! ઉપલી દિશા જેશ્રમણબ્રાહ્મણ (સાધુસંત) ત્હેમની પૂજાનાં આ પાંચ અંગ છેઃ–(૧) કાયાથી ત્હેમનો આદર કરવો; (૨) વાચાથી આદર કરવો; ( ૩ ) મનથી આદર કરવો; (૪) ભિક્ષાએ આવે તો ત્હેમને કોઈ પણ જાતની હરકત કરવી નહિ; અને (૫) ત્હેમને ઉપયોગી વસ્તુ આપવી. આ પાંચ પ્રકારે ગૃહસ્થ જો સાધુસંતની પૂજા કરે તો તેઓ ત્હેના પર ૭ પ્રકારના અનુગ્રહ કરે છેઃ– (૧) પાપથી ત્હેનું નિવારણ કરે છે; (૨) ત્હેને કલ્યાણકારક માર્ગે લગાડે છે; (૩) પ્રેમપુરઃસર ત્હેના પર દયા કરે છે; (૪) ત્હેને ઉત્તમ ધર્મ શીખવે છે; (૫) શંકાનિવારણ કરી ત્હેના મનનું સમાધાન કરે છે; અને (૬) ત્હેને સ્વર્ગનો માર્ગ દેખાડે છે.

" હે ગૃહપતિપુત્ર ! દાન, પ્રિયવચન, અર્થચર્યા એટલે ઉપયોગી થવું, અને સમાનાત્મતા એટલે બીજાને પોતાના

સમાન ગણવા એ ચાર લોકસંગ્રહનાં સાધનો છે. માબાપે જો આ સાધનોનો ઉપયોગ કર્યો ન હોત, તો કેવળ જન્મ દીધા માટે પુત્ર તેમનું ગૌરવ કરત નહિ. સુજ્ઞ મનુષ્યો આ ચાર સાધનોનો ઉપયોગ કરી. જગતમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરે છે."

આ ઉપદેશ સાંભળી સિગાલ બોલ્યો, "ભગવન્! આ આપનો ઉપદેશ કેટલો બધો સુંદર છે! એકાદ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરી બતાવે, અથવા અંધારામાં જોવા માટે મશાલ ધરે, અથવા માર્ગમાં ભૂલા પડેલા માણસને સરળ માર્ગ બતાવે, તે પ્રમાણે ભગવંતે મ્હારે માટે પોતાના ધર્મનું ઉત્તમ વિવરણ કર્યું છે. હું ભગવંતને, ધર્મને અને ભિક્ષુસંઘને શરણે આવ્યો છું. મરણપર્યંત હું આપનો ઉપાસક છું, એમ જાણી મારો અંગીકાર કરો."

---

## (૨)

## ધાર્મિક અને અધાર્મિક ચર્યા.

એક સમયે બુદ્ધદેવ કોસલદેશમાં ધર્મોપદેશ કરતા, ફરતાં ફરતાં શાલ નામના બ્રાહ્મણોના ગામે આવ્યા. બુદ્ધના ત્યાં પહોંચતા પહેલાં જ હેમની કીર્તિ સર્વ ગામમાં પ્રસરી ગઇ હતી. શાલના બ્રાહ્મણોને બુદ્ધ પોતાને ગામ આવનાર છે એવી ખબર પડતાં જ તે સર્વ બુદ્ધનાં દર્શનાર્થે ગયા. હેમાંના કેટલાક જણ બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા, અને બીજા બુદ્ધને કુશળતા પૂછી તથા પોતાનું નામગોત્ર કહી બીજી બાજુએ બેઠા.

તે બ્રાહ્મણોએ પોતપોતાના આસન પર બેસી બુદ્ધને પૂછ્યું, " હે ગૌતમ! કેટલાંક પ્રાણી મરણ પછી નરકમાં જાય છે અને કેટલાંક સ્વર્ગમાં જાય છે, એનું કારણ શું ? "

બુદ્ધ બોલ્યા, " હે બ્રાહ્મણો ! અધાર્મિક ચર્યાથી મનુષ્ય મરણોત્તર નરકમાં જાય છે અને ધાર્મિક આચરણને લીધે સ્વર્ગમાં જાય છે. "

બ્રાહ્મણ બોલ્યા, " હે ગૌતમ ! આપના આ સંક્ષિપ્ત ભાષણને અર્થ અમને બરાબર સમજાશે નહિ. જો વિસ્તારથી આનો અર્થ સમજાવશો તો આપનો મહાન ઉપકાર થશે ! "

બુદ્ધ બોલ્યા, "હે ગૃહસ્થો ! દેહથી થનારાં અધર્માચરણ ત્રણ પ્રકારનાં છે, વાણીથી થનારાં ચાર પ્રકારનાં છે, અને મનથી થનારાં ત્રણ પ્રકારનાં છે. પ્રાણીનો ઘાત કરવો, પરધન ચોરી લેવું અને પરસ્ત્રી માટે અભિલાષા કરવી, એ ત્રણ પાપકર્મ કાયાથી થનારાં છે. અસત્ય બોલવું, ચાડી ખાવી, ગાળા ગાળી કરવી અને વૃથા બડબડાટ કરવો એ ચાર વાચાથી થનારાં પાપકર્મો છે. પરદ્રવ્યનો લોભ ધરવો, બીજાના નાશની ઇચ્છા કરવી, અને નાસ્તિક દષ્ટિ હોવી, એ ત્રણ માનસિક પાપો છે. હે ગૃહસ્થો ! આ દશ પ્રકારના અધાર્મિક આચરણથી મનુષ્ય પ્રાણી મરણોત્તર દુર્ગતિને પામે છે.

"પણ ગૃહસ્થો ! એકાદ માણસ પ્રાણઘાતથી નિવૃત્ત થાય છે; સર્વ ભૂતમાત્ર વિષે હેના અંતઃકરણમાં દયા વસે છે; તે બીજાની વસ્તુનો આહાર કરતો નથી; અને પારદારાભિલાષા ધરતો નથી. આ પ્રમાણે હેનાં કાયકર્મ ધાર્મિક થાય છે, તે કદિ પણ ખોટું બોલતો નથી; ન્યાયાધીશ આગળ સાક્ષી આપવા બોલાવ્યો હોય તો તે જોયેલી વસ્તુને જોયેલી કહે છે અને ન જોયેલીને ન જોયેલી કહે છે; તે ચાડી કરતો નથી, એટલું જ નહિં પણ બને ત્યાં સુધી પારકાના ટંટા મટાડવાની ખટપટ કરે છે; અને જેના ટંટા મટી ગયા હોય હેના ફરી ન થાય એવો પ્રયત્ન કરે છે; હેને લોકોમાં સલાહસંપ જોઇ આનંદ થાય છે; અને હેના વચનમાં એટલું માધુર્ય હોય છે કે તેથી ભાગી ગયેલાં મન પાછાં જોડાય છે. તે કદિ ગાળાગાળી કરતો નથી; કોઇને કર્કશ શબ્દ કહેતો નથી; હેનું હૃદયંગમ ભાષણ લોકોને ઘણું ગમે છે. તે નકામું ભાષણ કરતો નથી,

યોગ્ય વેળાએ મિતભાષણ કરે છે. આ પ્રમાણે તે વાચાએ પુણ્યાચરણ કરે છે. તે મનથી બીજાના ધનનો લોભ કરતો નથી. પરઘાતનો વિચાર હેના મનનો સ્પર્શ કરતો નથી, એટલું જ નહિ પણ રાતદિવસ સર્વ પ્રાણી સુખી રહે એવી ભાવના હેના મનમાં જાગૃત રહે છે.

"નાસ્તિક દૃષ્ટિ હેના મનને અડકતીયે નથી; સત્કર્મ અને સદ્ધર્મ પર હેનો પૂર્ણ વિશ્વાસ હોય છે. આ પ્રમાણે તે મનથી પુણ્યાચરણ કરે છે. હે ગૃહસ્થો! આવાં પુણ્યશીલ પ્રાણીઓ દેહાવસાન પછી સુગતિને પામે છે!



## (૩)

### આર્ય ઉપોસથ *

એક સમયે બુદ્ધ ભગવાન શ્રાવસ્તિમાં વિશાખાએ ભિક્ષુસંઘ માટે બાંધેલા પ્રાસાદમાં રહેતા હતા. એક ઉપોસથને દિને વિશાખા મિગારમાતા ત્યાં આવી, અને ભગવંતને નમસ્કાર કરી એક બાજુએ બેઠી. ત્યારે બુદ્ધ બોલ્યા, "વિશાખા! આજ સવારના પ્હોરમાં કયાં જવા નીકળી છે ?"

વિશાખા બોલી, "ભગવન્ ! આજ ઉપોસથવ્રત પાળવા માટે હું અહીં આવી છું."

બુદ્ધ બોલ્યા, "વિશાખા ! ગોપાલક ઉપોસથ, નિર્ગ્રંથ ઉપોસથ, અને આર્ય ઉપોસથ એવા ઉપોસથોના ત્રણ પ્રકાર છે. લોકોની ગાયો ચારનારો ગોવાળીઓ સંધ્યાકાળે સર્વ ગાયો માલિકને સ્વાધીન કરી બીજા દિવસનો વિચાર કરે છે કે, 'આવતી કાલે હું અમુક ઠેકાણે ગાય ચારીશ, અને અમુક ઠેકાણે પાણી પાઇશ.' તે જ પ્રમાણે વિશાખા ! એકાદ ઉપાસક ઉપોસથને દિવસે એવો વિચાર કરવા બેસે છે કે 'આજ મ્હેં અમુક ખાધું; આવતી કાલે આ જ વખતે હું અમુક ખાઇશ.' તે આખો દિવસ જમવાના કે બીજા પદાર્થના

---

* પાન ૮૯ ઉપરની ટીપ જુઓ.

ચિંતનમાં ગાળે છે. એવા માણસના ઉપોસથને હું ગોપાલક ઉપોસથ કહું છું.

"વિશાખા! નિર્ગ્રંથ નામના શ્રમણ છે, તે હને ખબર જ છે. તે ઉપોસથને દિવસે શ્રાવકોને એવો ઉપદેશ કરે છે કે 'પૂર્વ દિશામાં સો યોજન સુધી પ્રાણીનો વધ કરીશું નહિ એવો નિશ્ચય કરો; પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ દિશામાં યે સો યોજન સુધી પ્રાણીનો વધ કરીશું નહિ એવો નિશ્ચય કરો.' આ પ્રમાણે તે કેટલાંક પ્રાણી પર દયા કરવાનું કહે છે, અને કેટલાંક પ્રાણી ઉપર દયા કરવાનું કહેતા નથી. અને તે પોતાના ઉપાસકોને એવો ઉપદેશ આપે છે કે તું સર્વ વેર છોડી દઇ એમ કહે—'હું કોઇ પણ સ્થળે નથી અને હું કોઇનો પણ કાંઈ થતો નથી; મ્હારૂં કશો યે કાંઇ જ નથી.' એ જોકે એવું બોલે છે, તોપણ તે પોતાનાં માબાપને 'માબાપ' કહેવાનું છોડતો નથી. હેને યે હેનાં માબાપ 'પુત્ર' કહેવાનું છોડી દેતાં નથી. તે પોતાની પત્નીને 'પત્ની' કહે છે, અને હેની પત્ની યે હેને પહેલાંની જેમ પોતાનો 'પતિ' સમજે છે. હેના નોકર હેને પોતાનો 'સ્વામી' જ સમજે છે અને તે પણ પોતાના નોકરોને 'સેવક' તરીકે જ ઓળખે છે. એટલે ઉપોસથના દિવસની 'હું કશો યે નથી અને કોઇનો યે નથી' ઇત્યાદિક હેની પ્રતિજ્ઞા ખોટી ઠરે છે. જે દિવસે ખરૂં બોલવાનું શીખવવું ઘટે તે જ દિવસે ખોટું બોલતાં શીખવવા જેવું થાય છે. તે જ નિર્ગ્રંથનો ઉપાસક બીજે દિવસે કોઇએ ન દીધેલી વસ્તુ સુદ્ધાં ગ્રહણ કરે છે. એટલે બીજાની વસ્તુનો અપહાર કરવામાં હેને દોષ જણાતો નથી. વિશાખા! આવા માણસે કરેલો ઉપોસથ નિર્ગ્રંથ ઉપોસથ કહેવાય છે. પણ એ ઉપોસથ મહત્ ફલદાયક થતું નથી.

"હવે આર્ય ઉપોસથ કેવો હોય છે એ કહું છું. આર્ય ઉપાસક ઉપોસથને દિવસે બુદ્ધનું સ્મરણ કરે છે. 'આ પ્રમાણે તે ભગવાન્ સમ્યક્સંબુદ્ધ સુગત, સર્વ લોકનું અંતઃકરણ જાણનાર, વિદ્યા અને આચરણથી યુક્ત, દમન કરવાને યોગ્ય એવા માણસના સારથિ, અને દેવ તથા મનુષ્યના ગુરુ છે." આવી રીતે તથાગતનું સ્મરણ કરતાં ચિત્ત પ્રસન્ન થાય છે અને ચિત્તનો મળ નષ્ટ થાય છે.

"તે જ પ્રમાણે આર્યશ્રાવક ધર્મનું અનુસ્મરણ કરે છેઃ—

'ભગવાને ધર્મ ઉત્તમ પ્રકારે ઉપદેશેલો છે; સાધુને માટે તે અનુભવ લેવા યોગ્ય છે; તે અકાળ ફળ દેનાર છે; હેનો પ્રત્યક્ષ અનુભવ થઇ શકે એમ છે; તે પાસે રાખવા લાયક છે; અને સુજ્ઞ માણસે અંતઃકરણમાં હેનો સાક્ષાત્કાર કરી લેવો યોગ્ય છે.' આ પ્રમાણે ધર્મનું સ્મરણ કરતાં આર્યશ્રાવકનું મન પ્રસન્ન થાય છે અને ચિત્તનો મળ નષ્ટ થાય છે.

"ત્રીજું, આર્યશ્રાવક સંઘનું અનુસ્મરણ કરે છેઃ—

'ભગવંતનો શ્રાવકસંઘ સરળ માર્ગે ચાલે છે, ઋજુમાર્ગે ચાલે છે, ન્યાયમાર્ગે ચાલે છે, સમ્યક્ માર્ગે ચાલે છે. આ સંઘમાં આઠ પ્રકારના સત્પુરુષોનો *સમાવેશ થાય છે. આ જે

---

*સોતાપત્તિમગ્ગ, સોતાપત્તિફલ, સકદાગામિમગ્ગ, સકદાગામિફલ અનાગામિમગ્ગ, અનાગામિફલ, અરહત્તમગ્ગ અને અરહત્તફલ, એની નિર્વાણમાર્ગની આઠ પાયરીઓ છે. હેમને અનુસરી નિર્વાણમાર્ગે ચઢેલા સાધુના આઠ ભેદ થાય છે. એ સંબંધે થોડી માહિતી "બુદ્ધ ધર્મ અને સંઘ" પુસ્તકમાં જુઓ. વિશેષ માહિતી પાલીગ્રંથમાં મળશે.

ભગવંતનો શ્રાવક સંઘ છે તે દક્ષિણા અને નમસ્કારને યોગ્ય છે. એ લોકો માટે એક ઉત્તમ પુણ્યક્ષેત્ર જ છે.' આ પ્રમાણે સંઘનું અનુસ્મરણ કરતાં શ્રાવકનું ચિત્ત પ્રસન્ન થાય છે અને ચિત્તનો મળ નષ્ટ થાય છે.

"વળી વિશાખા! આર્યશ્રાવક પોતાના શીલનું અનુસ્મરણ કરે છે. જેને પ્રસંગે પોતાના શીલને ખંડિત ન થવા દેતાં, હેમાં ભંગ પડવા ન દેતાં, શ્રાવકે હેનું (શીલનું) પાલન કર્યું હોય, તે તે દિવસનું અનુસ્મરણ કરતાં હેનું ચિત્ત પ્રસન્ન થાય છે. તે જ પ્રમાણે મહાનુભાવ દેવતાઓનું અનુસ્મરણ કરતાં, અને પોતે દીધેલા દાનનું અનુસ્મરણ કરતાં ચિત્ત પ્રસન્ન થાય છે.

"આ ઉપરાંત વિશાખા! ઉપોસથને દિવસે આર્યશ્રાવક એવો વિચાર કરે છે કે "આજ હું પ્રાણાતિપાતથી વિરત થયો છું; ભૂતમાત્ર વિષે મ્હારા મનમાં દયા ઉત્પન્ન થઇ છે; પ્રેમ ઉત્પન્ન થયો છે. હું અદત્તાદાન(ચોરી)થી વિરત થયો છું: આપેલી જ વસ્તુનો પ્રતિગ્રહ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે, અને તેથી કરીને મ્હારો આત્મા પવિત્ર થયો છે. હું અબ્રહ્મચર્યથી વિરત થયો છું. ગ્રામ્યધર્મથી વિરત થઈ હું આજ શ્રેષ્ઠ બ્રહ્મચર્ય પાળું છું; હું અસત્ય ભાષણથી વિરત થયો છું; આજથી મ્હેં સત્ય બોલવાનો નિશ્ચય કર્યો છે; જેથી મ્હારા વચન પર લોકોનો વિશ્વાસ બેસશે, લોકોને મ્હારા બોલવાનો પ્રત્યય આવશે. હું સર્વ પ્રકારના માદક પદાર્થોથી વિરત થયો છું;

હું અકાલવિકાલ ભોજનથી વિરત થયો છું; હું બપોર પ્હેલાં એકજ જમણ જમનાર છું. મનોવિકાર ઉદ્દીપ્ત કરનારા નૃત્ય ગીતવાદ્યોથી અને માલા, ગંધ, મંડનવિભૂષણ ઇત્યાદિકથી હું વિરત થયો છું. ઉચ્ચ શય્યાથી હું વિરત થયો છું; આજ હું તદ્દન સાદી શય્યા પર સૂનાર છું. આ આઠ નિયમ પાળવાથી હું મહાનુભાવ અર્હન્તનું અનુકરણ કરૂં છું;" વિશાખા આ પ્રમાણે આર્યશ્રાવકે ઉપોસથવ્રત પાલન કર્યું હોય તો તે મહત્ ફલદાયક થાય છે.

---

( ૪ )

આર્યશ્રાવકે સાત પાપકર્મો વર્જ્ય કરવાં જોઇએ.

એક વખતે બુદ્ધદેવ કોસલદેશમાં ધર્મોપદેશ કરતા ફરતાં હતા તેવામાં તે વેણુદ્વાર નામના બ્રાહ્મણોના ગામે આવી પહોંચ્યા. વેણુદ્વારવાસી બ્રાહ્મણોએ બુદ્ધની કીર્તિ પૂર્વેજ સાંભળી હતી. તે સર્વ એકત્ર થઇ બુદ્ધનાં દર્શન કરવા આવ્યા. ત્હેમાંના કેટલાક જણ બુદ્ધને નમસ્કાર કરી બાજુએ બેઠા; કેટલાક જણ પોતાનાં નામગોત્ર જણાવી એક બાજુએ બેઠા, અને કેટલાક બુદ્ધના કુશલ સમાચાર પૂછી એક બાજુએ બેઠા. ત્હેમણે બુદ્ધને કહ્યુ, " ભગવન્! અમે અમારાં પત્ની પુત્ર સહ રહી, સુગંધી ચંદન વગેરે ઉપભોગ્ય પદાર્થોનો ઉપભોગ લઇ અને દ્રવ્યસંચય કરી સદ્‌ગતિ પામીએ, એવો અમને ધર્મોપદેશ કરો. "

બુદ્ધ બોલ્યા, " ગૃહસ્થો ! બીજાને પોતાના જેવાજ ગણવા એ સંબંધે હું ત્હમને ઉપદેશ કરૂં છું તે સાવધાનપણે શ્રવણ કરો.

" હે ગૃહસ્થો ! આર્યશ્રાવક એવો વિચાર કરે છે કે 'મ્હારે જીવવાની ઇચ્છા હોઇ મરવાની નથી; સુખની ઇચ્છા હોઈ દુઃખની નથી. એમ હોવાથી હું જો મ્હારી જેમજ સુખની

ઇચ્છા કરનારને મારી નાખું તો તે ત્હેને કેમ રુચશે ?' માટે આર્યશ્રાવકે પોતે પ્રાણઘાતથી વિરત થવું ઘટે, અને બીજાને પે પ્રાણઘાતથી વિરત કરવાની ખટપટ કરવી જોઇએ.

"ગૃહસ્થો ! આપણું દ્રવ્ય જો ચોરાઇ જાય તો તેથી આપણને દુઃખ થાય; તેથી આર્યશ્રાવક ચોરી કરતો નથી, અને બીજાને પે ચોરીથી પરાવૃત્ત થવાનો ઉપદેશ કરે છે.

"હે ગૃહસ્થો ! 'આપણી પત્ની સાથે જો પારકો આદમી વ્યભિચાર કરે તો તે આપણને રુચતું નથી, માટે આપણે જો પરદારાભિગમન કરીએ તો બીજાને તે કેમ ગમે?' એવો વિચાર કરી આર્યશ્રાવક પરદારાભિગમનથી વિરત થાય છે. વ્યભિચાર કર્મ ન કરવા વિષે તે બીજાઓને ઉપદેશ કરે છે અને અવ્યભિચાર આચરણની સ્તુતિ કરે છે.

"હે ગૃહસ્થો ! 'પારકાએ ખોટી સાક્ષી આપી કીધેલું આપણું નુકસાન આપણને ખુંચે છે, તેમ અસત્ય ભાષણથી હું બીજાની હાનિ કરૂં તો તે ત્હેને કેમ રુચે ?' એવો વિચાર કરી આર્યશ્રાવક અસત્ય ભાષણથી પરાવૃત્ત થાય છે, બીજાને પે ખરૂં બોલવા વિષે ઉપદેશ કરે છે, અને પ્રમાણિકપણાની પ્રસંશા કરે છે.

"હે ગૃહસ્થો ! ' પારકો ચાડી ખાઇ આપણામાં અને આપણા મિત્રોમાં ભંગ પાડે તો તે આપણને રુચતું નથી. તો હું જો ચાડીથી બીજાઓમાં ફાટ પાડીશ તો તે

તેમને કેમ રુચશે ? ' એવો વિચાર કરી આર્યશ્રાવક ચાડી ખાતો નથી, ચાડી ન ખાવા વિષે તે બીજાને ઉપદેશ કરે છે, અને સંપ કરાવનાર માણસની સ્તુતિ કરે છે.

" હે ગૃહસ્થો ! ' પારકો માણસ જો આપણને ગાળો દે તો તે આપણને ગમતી નથી; તેજ પ્રમાણે આપણે બીજાને ગાળો દઇએ તો તેમને પણ તે ગમશે નહિ ! " એવો વિચાર કરી આર્યશ્રાવક અપશબ્દો બોલવાનું છોડી દે છે, સભ્ય ભાષણ કરવાનો બીજાને ઉપદેશ દે છે, અને સંભાવિત ભાષણની સ્તુતિ કરે છે.

" હે ગૃહસ્થો ! ' પારકો માણસ જો આપણી પાસે વૃથા બડબડ કરે તો આપણને કંટાળો આવે છે; તેજ પ્રમાણે આપણે નિરુપયોગી સંભાષણ કરી બીજાનો વખત લઇએ તો તેને તે કેમ ગમશે ? ' એવો વિચાર કરી આર્યશ્રાવક વૃથા ભાષણથી વિરત થાય છે, નિરુપયોગી ભાષણ ન કરવાનો લોકોને ઉપદેશ કરે છે અને મિતભાષણની સ્તુતિ કરે છે !

" હે ગૃહસ્થો ! આવા આર્યશ્રાવકની બુદ્ધ, ધર્મ અને સંઘ પર શ્રદ્ધા બેસે છે. તેનું શીલ અત્યંત પરિશુદ્ધ થાય છે. કેમકે પ્રાણઘાત, ચોરી, વ્યભિચાર, અસત્યભાષણ, ચાડી, અપશબ્દ અને વૃથા ભાષણ એ સાત પાપકર્મથી મુક્ત થઇ તે સદાચરણથી વર્તે છે."

---

## (૫)

## સાત પ્રકારની ભાર્યા

ભગવાન્ બુદ્ધ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના બાગમાં રહેતા હતા તેવામાં એક દિવસ સવારે પોતાનું પાત્ર અને ચીવર લઇ તે અનાથપિંડિકને ઘેર ગયા અને ત્હેણે બીછાવેલા આસન પર બેઠા. તે વેળાએ અનાથપિંડિકના ઘરમાં ભારે ગડબડ ચાલી રહી હતી. તે સાંભળી બુદ્ધદેવે અનાથપિંડિકને કહ્યું, " હે ગૃહપતિ ! ત્હારા ઘરમાં માણસોએ આ શી ગડબડ મચાવી છે ? જાણે કે માછીઓ માછલાં પકડવા મચ્યા હોય !"

અનાથપિંડિક બોલ્યો, "ભગવંત , આ મ્હારી પુત્રવધૂ સુજાતા મ્હોટા ઘરની દીકરી છે. તે કોઇની જ પરવાહ કરતી નથી; જેના ત્હેના પર ગુસ્સે થાય છે."

બુદ્ધે સુજાતાને બોલાવી મંગાવી અને ત્હેને પૂછ્યું. "સુજાતા ! વધક જેવી, ચોર જેવી, શેઠ જેવી, મા જેવી, બ્હેન જેવી, મિત્ર જેવી, અને દાસી જેવી એમ આ સાત પ્રકારની ભાર્યા કહી છે; ત્હેમાંથી તું કઈ જાતની છે વારુ?"

સુજાતા બોલી " ભગવન્, આપના આ સંક્ષિપ્ત ભાષણનો મ્હને કાંઇ અર્થ સમજાયો નથી. મ્હને તે સ્પષ્ટ સમજાવી કહો."

બુદ્ધ બોલ્યા, " પતિ વિષે જેના અંતઃકરણમાં પ્રેમનો લેશ પણ નથી, જેને માત્ર પૈસા વડે જ વેચાતી લીધેલી છે, એવી વ્યભિચારીણી સ્ત્રી મારાઓ જેવી છે એમ સમજવું. પતિએ મેળવેલા ધનમાંથી થોડું ઘણું ચોરી રાખવાની ઇચ્છા કરે છે તે ચોર જેવી છે. જે કામ કરતી નથી, પરંતુ પુષ્કળ ખાય છે, પતિને ગાળો દેવામાં પાછી પાની કરતી નથી અને પતિનું સારૂં કાર્ય તણખલા તોલે ગણે છે, તે શેઠ જેવી છે. જે પોતાના પતિની એકના એક પુત્રની જેમ કાળજી લે છે, અને પતિએ મેળવેલી સંપત્તિની સંભાળ રાખે છે તે સ્ત્રીને માતાની ઉપમા આપવામાં આવે છે. જેમ ન્હાની બ્હેન મ્હોટા ભાઇને માન આપે છે, તેમ જે સ્ત્રી પોતાના પતિને માન આપે છે, ત્હેની આજ્ઞામાં રહે છે, ત્હેને ભગિનીની ઉપમા આપી છે. જે પતિને જોતાંજ અત્યંત હર્ષથી ઉભરાઇ જાય છે, જાણે કે એકાદ મિત્ર પોતાના મિત્રને ઘણા વખત પછી મળ્યો હોય, એવી કુલીન અને શીલવતી ભાર્યાને મિત્રની ઉપમા આપવામાં આવે છે. પતિ ગુસ્સે થાય પણ પોતે ગુસ્સે થતી નથી એટલુંજ નાહ પણ જેના અંતઃકરણમાં પતિ વિષે ખરાબ વિચાર કદી પે આવતો નથી, ત્હેને દાસી જેવી ભાર્યા કહે છે. સુજાતા ! આ સાતમાંથી તું કયા પ્રકારની ભાર્યા થવા ઇચ્છે છે ? "

સુજાતા બોલી, " ભગવન્ ! આજથી હું મ્હારા પતિની દાસી જેવી ભાર્યા થઇશ. "

## (૬)

## ચિત્તનું જ રક્ષણ કરવું જોઇએ

બુદ્ધગુરુ શ્રાવસ્તીમાં રહેતા હતા ત્યારે એક વેળાએ ત્હેમણે અનાથપિંડિકને કહ્યું, "હે ગૃહપતિ, જો મનુષ્ય ચિત્તનું રક્ષણ કરે નહિ, તો ત્હેના કાયકર્મ, વાક્કર્મ અને માનસિકકર્મ અરક્ષિત રહે છે; અને તેથી ત્હેનાં આ ત્રણે કર્મ વિકારવશ થાય છે એટલું જ નહિ, પણ ધીરે ધીરે ત્હેનાં વાચા અને મન એ ત્રણે બગડતાં જાય છે અને ત્હેને મરણ પણે સુખે આવતું નથી. એકાદ ઘરનું છાપરૂં જો ખરાબ હોય તો તે ઘરની ભીંત વગેરે સર્વ કંઇ અરક્ષિત થાય છે અને ધીમે ધીમે આખું ઘર દોદળું થઇ જમીનદોસ્ત થઇ જાય છે, તે પ્રમાણે હે ગૃહપતિ! જો એક ચિત્તને સંભાળીએ નહિ તો મનુષ્યનાં કર્મો વિકૃત બની જઈ ત્હેનું અત્યન્ત અનિષ્ટ પરિણામ આવે છે. તે જ ચિત્ત જો સંભાળવામાં આવે તો સર્વ કર્મ સુરક્ષિત થાય છે, અને ત્હેને લીધે મનુષ્ય સુખેથી મરી શકે છે. ઘરનું છાપરૂં જો સુરક્ષિત હોય તો ભીંત વગેરે સર્વ કાંઇ

સુરક્ષિત થાય; તેમ મનુષ્યનું ચિત્ત સુરક્ષિત હોય તો તેનાં સર્વ કર્મો સુરક્ષિત રહે છે.

यथागारं दुच्छन्नं वुट्ठि समतिविज्झति
एवं अभावितं चित्तं रागो समतिविज्झति ।
यथागारं सुच्छन्नं वुट्ठि न समतिविज्झति
"एवं सुभावितं चित्तं रागो न समतिविज्झति"।

धम्मपद



## (૭)

### સાત ધનો

ભગવાન બુદ્ધ શ્રાવસ્તીમાં રહેતા હતા તેવામાં ઉગ્ર નામના રાજાનો મંત્રી ત્હેમની પાસે આવ્યો અને નમસ્કાર કરી એક બાજુએ બેસી બોલ્યો, "ભગવન્! આ અમારો મિગાર શાહુકાર કેટલો શ્રીમંત છે! ત્હેની પાસે કેવળ સોનાનાં નાણું લાખોની સંખ્યામાં નીકળી શકે, તો રૂપાની વાત જ શી કરવી?"

બુદ્ધ બોલ્યા "હે ઉગ્ર! આવા પ્રકારના ધનની અગત્ય નથી એમ હું કહેતો નથી, તથાપિ ત્હેને અગ્નિ, જળ, રાજા લોક, ચોર, લૂંટારુ અને પોતાનાં સગાંસંબંધીઓ તરફથી બીક તો હોય છે જ. તેથી ત્હેને શ્રેષ્ઠ ધન ન ગણી શકાય. પણ હે ઉગ્ર! શ્રદ્ધા, શીલ, લજ્જા, અપત્રપ્ય, શ્રુત, ત્યાગ અને પ્રજ્ઞા એ સાત ધનો સોના રૂપા સમાન ચંચળ નથી. ત્હેને અગ્નિથી કે જળથી નાશ થવાનો ભય નથી; દુષ્ટ રાજા, લૂંટારા કે પોતાના અહિતચિંતક સગાંઓ આ ધનને ઝુંટવી લે એમ નથી.

"હવે આ સાતનો અર્થ કહું છું. શ્રદ્ધા એટલે આર્ય-શ્રાવકની તથાગત ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવી. શીલ પાંચ પ્રકારનું છે. આર્ય શ્રાવક પ્રાણઘાતથી નિવૃત્ત થાય છે. અદત્તાદાનથી નિવૃત્ત થાય છે, વ્યભિચાર કર્મથી નિવૃત્ત થાય છે, અસત્ય

ભાપણુથી નિવૃત્ત થાય છે, અને માદક પદાર્થથી નિવૃત્ત થાય છે. આ પાંચ નિયમનું યથાર્થ પાલન એ જ શીલધનનું રક્ષણ. લજ્જા એટલે પાપકર્મ કરતાં લાજવું. 'આપણે સારા કુળમાં જનમ્યા છીયે, સદ્ધર્મનું આપણને જ્ઞાન થયું છે, છતાં પાપકર્મમાં પ્રવૃત્ત થવું આપણને શોભે જ કેમ?' એવા વિચારથી પાપકર્મનો કંટાળો આણવો એને જ લજ્જા કહે છે, અપત્રપ્ય એટલે લોકોપવાદનો ભય. 'આપણે પાપાચરણ કરીશું તો લોક આપણને શું કહેશે' એની મનમાં ભીતી રાખવી, એને જ અવત્રપ્ય કહે છે. જેનાથી જગતનું કલ્યાણ થઈ શકે એવી વાતોનું શ્રવણ કરવું તથા એવી વાતોની બરાબર માહિતી રાખવી એને શ્રુતધન કહે છે. યથાશક્તિ દાનધર્મ કરવાં, એને ત્યાગધન કહે છે. ચાર આર્ય સત્યનું અને બીજા સદ્ધર્મોનું અપ્રતિહત જ્ઞાન હોવું એને જ પ્રજ્ઞાધન કહેવાય છે. જે સ્ત્રી કે પુરુષ પાસે આ સાત ધનો છે તે જ પુરુષ કે સ્ત્રીને ખરા શ્રીમંત હું માનું છું. કેમકે આલોક અને પરલોકમાં આ ધનનું કોઇપણ અપહરણ કરી શકે નહિ.

सद्धाधनं सीलधनं हिरिओत्तप्पियं धनं
सुतधनं च चागो च पञ्ञा वे सत्तमं धनं।
यस्स एते धना अत्थि इत्थि यो पुरिसस्स वा
अदलिद्दोऽति तं आहु अमोघं तस्स जीवितं

—अंगुत्तर, -सुत्तनिपात.

———

## (૮)

### પાંચ વાતનું સતત ચિંતન કરવું

શ્રાવસ્તીમાં રહેતાં બુદ્ધ ભગવાને એક વખતે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! હું જરાધર્મી છું, વ્યાધિધર્મી છું, મરણધર્મી છું, સર્વ પ્રિય વસ્તુ અને મનુષ્યનો મ્હને વિયોગ થનાર છે, અને હું જે ખરાબ કે સારૂં કર્મ કરીશ, ત્હેનો હું જ ભાગીદાર થઇશ, કર્મ એ જ મ્હારૂં ધન છે અને કર્મ જ મારો બાંધવ છે." આ પાંચ વાતનું પ્રત્યેકે-પછી તે પુરૂષ હો કે સ્ત્રી હો, પ્રવ્રજિત હો કે ગૃહસ્થ હો-વારંવાર સ્મરણ કરવું.

"હે ભિક્ષુઓ! હું જરાધર્મી છું એવો વિચાર કરતાં મનુષ્યનો તારુણ્યમદ નષ્ટ થાય છે. આ તારુણ્યમદને લીધે મનુષ્ય કાય, વાચા અને મનથી પાપ કરે છે; પણ જે પોતે જરાધર્મી છે એવું સ્મરણ રાખે છે ત્હેનો આ મદ નષ્ટ પામે છે. નિદાન ઓછો તો થાય છે જ એ આ વાતના ચિંતનથી ફાયદો છે. હું વ્યાધિધર્મી છું એ વાતનું ચિંતન કરતાં એવો લાભ થાય છે કે જેને લીધે મનુષ્ય ત્રિવિધ પાપ આચરે છે, તે આરોગ્યમદ નષ્ટ થાય છે; કંઇ નહિ તો કમતી તો થાય

છે જ ! હું મરણધર્મી છું એ વાતનું ચિંતન કરતાં મનુષ્યનો જીવિતમદ નષ્ટ થાય છે. એ આ ચિંતનનો ફાયદો છે. 'સર્વ પ્રિય વસ્તુ અને મનુષ્યનો મ્હને વિયોગ થનાર છે' એ વાતનું સ્મરણ રાખતાં મનુષ્ય પ્રિય વસ્તુ માટે કે મનુષ્ય માટે પાપાચરણ કરવા પ્રવૃત્ત થતો નથી, અને વિયોગદુઃખનો ભોગ થઇ પડતો નથી. 'સારાંનરસાં કર્મનો' હું ભાગીદાર થઇશ, કર્મ એ જ મ્હારૂં ધન અને કર્મ એ જ મારો બાંધવ' એ વાતનું સ્મરણ કરતાં મનુષ્ય પાપકર્મથી નિવૃત્ત થાય છે. એ આ વાતના ચિંતનથી લાભ થાય છે."

---

## (૯)

### ગયાનો શોક વૃથા

કોઇ એક સમયે બુદ્ધ ભગવાન્ જેતવનમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતા હતા. એક દિવસ રાજા પ્રસેનદિ કોસલ જેતવનમાં આવી બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. એવામાં રાજાની માનિતી રાણી મલ્લિકા પરલોકવાસી થયાના સમાચાર આવ્યા. તે સાંભળી રાજા શોકાકુલ થયો. ત્યારે બુદ્ધ બોલ્યા, "મહારાજ, જરાધર્મી પદાર્થને જરા ન આવવી, મરણધર્મી પદાર્થને મરણ ન આવવું, વ્યયધર્મી પદાર્થનો વ્યય ન થવો અને નાશવંત પદાર્થનો નાશ ન થવો, એવું બ્રહ્મદેવ સુદ્ધાં કરી શકનાર નથી. પણ મહારાજ! આવા પ્રસંગે અજ્ઞજન એવો વિચાર કરતા નથી કે 'મહારાજ પ્રિયજનને જરા, મરણ, વ્યાધિ આવે છે એવું નથી, એ સર્વ જગતનો ધર્મ છે. પ્રાણીમાત્ર જરામરણમાં સપડાયેલાં છે!' અને મહારાજ! અજ્ઞ મનુષ્યને આ પ્રમાણે યથાર્થ વિચાર કરતાં ન આવડવાથી શોક ઉત્પન્ન થાય છે, ત્હેને ધંધો સૂઝતો નથી, અન્ન રુચતું નથી, ત્હેની અંગકાંતિ નષ્ટ થાય છે, કામકાજ બંધ પડે છે, અને ત્હેના શત્રુ આનંદિત

થાય છે, પણ મહારાજ! આર્યશ્રાવકની વાત આનાથી ભિન્ન છે. તે જરાધર્મી જીર્ણ થતાં, વ્યાધિધર્મી વ્યાધિત થતાં, મરણધર્મી મરણ પામતાં, ક્ષયધર્મી ક્ષીણ પામતાં કે નાશધર્મી નાશ પામતાં યથાર્થ વિચાર કરે છે. પ્રાણીમાત્ર આ વિકારથી બદ્ધ થયાં છે એ જોઇ તે શોક કરતો નથી. તે પોતાના અંતઃકરણમાંનું વિષારી શોકશલ્ય કાઢી નાંખે છે,—જે શલ્યથી વિદ્ધ થતાં મૂર્ખ મનુષ્ય પોતાની જ હાનિ કરે છે. પણ આવે સમે આર્યશ્રાવક શોકરહિત થઇ નિર્વાણમાર્ગનો લાભ મેળવી લે છે!"

(૧૦)

## બુદ્ધિનાં પાંચ આવરણો

બુદ્ધદેવ શ્રાવસ્તીમાં જેતવન ઉદ્યાનમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતા હતા, ત્યારે સંગારવ બ્રાહ્મણ હેમની પાસે આવ્યો અને કુશલ પ્રશ્નાદિક પૂછી એક બાજુએ બેસી બોલ્યો, " હે ગૌતમ ! પુષ્કળ કાળ સુધી પરિચિત હોય એવા મન્ત્રો પે મ્હને એકાએક યાદ આવતા નથી, તો પછી મોઢે નહિ કરેલા મન્ત્રોની શી વાત પૂછવી ! પણ આમ થવાનું કારણ શું તે આપ કહેશો કે ?"

બુદ્ધ બોલ્યા, " હે બ્રાહ્મણ ! જે વેળાએ કામવિકારથી મનુષ્યનું ચિત્ત વ્યગ્ર થઈ જાય છે, અને કામવિકારને શાંત કરવાનો માર્ગ હેને ખબર હોતો નથી, તે વેળાએ હેને આત્માર્થ શું, પરાર્થ શું, એ સમજાતું નથી, અને પુષ્કળ દિવસ પરિચિત એવા મંત્ર સુદ્ધાં હેને સ્મરણમાં આવતા નથી. જે વેળાએ હેનું ચિત્ત ક્રોધથી ઠેકાણે રહેતું નથી કે આલસ્યથી મંદ પડી ગયું હોય છે, અથવા ગમે તેમ ભ્રાંત થયું હોય છે કે સંશયગ્રસ્ત થાય છે, ત્યારે પોતાનું કે પારકાનું હિત શેમાં

છે તે યથાર્થપણે જાણતો નથી, અને ચિરકાળ પરિચિત મંત્રો પણ ત્હેને યાદ આવતા નથી.

"હે બ્રાહ્મણ! વાસણના પાણીમાં ભૂરો કે કાળો રંગ નાંખીએ તો ત્હેમાં આપણો પડછાયો દેખાતો નથી, તે જ પ્રમાણે જેનું ચિત્ત કામવિકારથી વ્યગ્ર થતું હોય ત્હેને પોતાના હિતાહિતનું જ્ઞાન થતું નથી. તે જ પાણીનું વાસણ ગરમ થતાં ત્હેમાંથી વરાળ નીકળશે, અને પાણી ઉકળવા માંડશે. આવે સમયે મનુષ્યને પોતાનું પ્રતિબિંબ એ પાણીમાં દેખાય એ શક્ય નથી. તે જ પ્રમાણે મનુષ્ય ક્રોધાભિભૂત થતાં ત્હેને આત્મહિત શેમાં છે, એ સમજાવું શક્ય નથી. તે વાસણમાંનું પાણી જો શેવાળથી ભરેલું હશે, તો સુદ્ધાં માણસને પોતાનું પ્રતિબિંબ એમાં દેખાશે નહિ. તે જ પ્રમાણે જેનું મન આલસ્યમાં સપડાયું છે, ત્હેને પોતાનું હિત સમજાય એવું નથી, તો બીજાના હિતની વાત તો બાજુએ જ રહી. તે પાણી જો પવનથી હાલવા માંડે તો સુદ્ધાં આપણું પ્રતિબિંબ તેમાં દેખાશે નહિ. તે જ પ્રમાણે જેનું ચિત્ત ભ્રાંત થયેલું છે, ત્હેને આત્મપરાહિત શેમાં છે એ સમજાશે નહિ. તે જ પાણી ગંદું અને ગલીચ થયું હશે, તો સુદ્ધાં આપણું પ્રતિબિમ્બ બરાબર દેખાનાર નથી! તે જ પ્રમાણે જેનું ચિત્ત સંશયગ્રસ્ત થયું છે, ત્હેને પારકાનું કે પોતાનું હિતાહિત સમજાય છે એ બનવા જોગ નથી. તે જ પાણી જો સ્વચ્છ અને શાંત હોય તો ત્હેમાં મનુષ્યનું પ્રતિબિંબ સ્પષ્ટપણે દેખાશે. તે જ પ્રમાણે જેનું ચિત્ત કામચ્છંદ, વ્યાપાદ (ક્રોધ), આલસ્ય, ભ્રાંતતા અને સંશયગ્રસ્તતા એ પાંચ આવરણથી વિમુક્ત થયું હશે, ત્હેને જ આત્મપરહિત યથાર્થપણે સમજાય.

"હે બ્રાહ્મણ! આ પાંચ આવરણના પરિહારના ઉપાય એટલે સાત બોધ્યંગની (જ્ઞાનનાં અંગની) ભાવના છે: (૧) સ્મૃતિ,[૧] (૨) ધર્મપ્રવિચય,[૨] (૩) વીર્ય,[૩] (૪) પ્રીતિ,[૪] (૫) પ્રશ્રબ્ધિ,[૫] (૬) સમાધિ,[૬] અને (૭) ઉપેક્ષા.[૭] આ સાત જ્ઞાનનાં અંગ છે. આ સાત બોધ્યંગની ભાવના કરતાં મનુષ્યનું ચિત્ત સર્વ આવરણોથી મુક્ત થાય છે."



૧. જાગૃતિ અથવા વિવેક. ૨. મનોવૃત્તિનું પૃથક્કરણ કરવાનું સામર્થ્ય અથવા પ્રજ્ઞા. ૩. સત્કર્મ કરવા વિષે માનસિક ઉત્સાહ. ૪. સત્કર્મથી પ્રાપ્ત થનારો આનંદ. ૫. ચિત્તની શાંતતા અથવા ચિત્તસુખ. ૬. ચિત્તની એકાગ્રતા. ૭. ચિત્તની મધ્યસ્થાવસ્થા.

(૧૧)

## બોધ્યંગોની ભાવના

બુદ્ધદેવ શ્રાવસ્તીમાં રહેતા હતા ત્યારે એક સમયે ભિક્ષુને ઉદ્દેશીને બોલ્યા કે "હે-ભિક્ષુઓ, જે વેળાએ ચિત્ત જડ થયું હોય છે, તે વેળાએ પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ બોધ્યંગોની ભાવના કરવી યોગ્ય નથી. એકાદ માણસને દેવતા સળગાવવો હોય અને તે જો ભીનાં લાકડાં, છાણાં અને ભીની ઘાસ નાંખી ફૂંકવા માંડે, તો તે સળગશે ખરો કે? તે જ પ્રમાણે જેનું ચિત્ત જડ થયું હોય, તે જો પ્રશ્રબ્ધિ, સમાધ અને ઉપેક્ષા એ ત્રણ સંબોધ્યંગોની ભાવના કરશે તો હેના ચિત્તને ઉત્તેજના મળશે નહિ. પહેલેથી જ ચિત્ત જડ થયું હોય છે, તો તે આ ત્રણ બોધ્યંગો વડે અટકાવી શકાય એ શક્ય નથી. પણ તે કાળે ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ આ ત્રણ સંબોધ્યંગોની ભાવનાઓ ઘણી જ ઉપયોગી છે. કેમકે, જડ થયેલા ચિત્તને એનાથી ઉત્તેજન મળે છે. એકાદ માણસને દેવતા સળગાવવો હોય તો તે જો સૂકાં લાકડાં છાણાં અને સુકું ઘાસ નાંખી સળગાવવા પ્રયત્ન કરે તો હેને સળગતાં વિલંબ થતો નથી. એ જ પ્રમાણે જેનું ચિત્ત જડ થયું હોય તે જો ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ એ ત્રણ સંબોધ્યંગોની ભાવના કરે તો હેની જડતા નીકળી જશે અને હેના ચિત્તને ઉત્તેજન મળ્યા વિના રહેશે નહિ.

" પણ હે ભિક્ષુઓ ! જે વેળાએ ચિત્ત ભ્રાંત થયું હોય તે વેળાએ ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરવી યોગ્ય નથી. કેમકે એની ભાવનાથી ચિત્તની ભ્રાંતતાનો ઉપશમ ન થતાં, તે વિશેષ ભ્રાંત થશે. એકાદ માણસને સળગેલી આગ હોલવવી હોય, અને તે હોલવવાને જે તે સૂકાં લાકડાં અને છાણાં અને ઘાસનો ઉપયોગ કરે, તો તે આગ ન હોલાતાં અધિક જ ભભકશે. તે પ્રમાણે જેનું ચિત્ત ભ્રાંત થયું હોય, ત્હેને ધર્મપ્રવિચય, વીર્ય અને પ્રીતિ એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરતાં તે પ્રશાંત ન થતાં અધિક જ ભડકશે. આવે પ્રસંગે પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ સંબોધ્યંગથી ભાવના ધરવી યોગ્ય થશે. કેમકે આ બોધ્યંગથી ભડકેલું ચિત્ત પ્રશાંત થાય છે. એકાદ માણસને સળગેલી આગ કમી કરવી હોય, અને તે જો ભીનાં લાકડાં, ભીનાં છાણાં અને ભીના ઘાસનો ઉપયોગ કરે, તો તે ખાત્રીથી કમી થશે. તે જ પ્રમાણે જેનું ચિત્ત ભડકયું હોય, તે જો પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ ત્રણ સંબોધ્યંગની ભાવના કરે, તો તે ખાત્રીથી પ્રશાન્ત થશે.

" હવે રહ્યો સ્મૃતિસંબોધ્યંગ. હે ભિક્ષુઓ ! આ સંબોધ્યંગનો આપણે સર્વત્ર ઉપયોગ કરવો ઘટે. ".

## ( ૧૨ )

### સત્કર્મનાં પ્રત્યક્ષ ફળ

વળી એક પ્રસંગે શાલાગ્રામના બ્રાહ્મણોને ઉદ્દેશી બુદ્ધગુરુ બોલ્યા, "હે ગૃહસ્થો ! કેટલાક શ્રમણ બ્રાહ્મણો દાન નથી, ધર્મ નથી, સત્કર્મ કે કુકર્મનાં ફળ નથી, મા નથી કે બાપ નથી, નરકે જનાર કોઇ નથી, કે સ્વર્ગે જનાર કોઇ, એવું કહેનાર છે. પણ આનાથી ઉલટું બીજા શ્રમણ બ્રાહ્મણ એમ કહે છે કે દાન ધર્મ છે, દાન ધર્મનાં ફળ છે. સત્કર્મ અને અસત્કર્મનાં યે ફળ છે, મા છે, બાપ છે, નરક છે અને સ્વર્ગ છે.

"હે ગૃહસ્થો ! જે શ્રમણ બ્રાહ્મણ નાસ્તિકવાદી હોય, ત્હેમનાથી કાયા, વાચા મને કરી પાપકર્મ થઇ જાય એ સાહજિક છે; પરંતુ જે આસ્તિક હોય છે, ત્હેમને પાપકર્મનો ભય હોવો, અને પુણ્યકાર્ય તરફ ત્હેમની પ્રવૃત્તિ થવી, એ યે સાહજિક જ છે. હવે એકાદ સુજ્ઞ આદમી એવો વિચાર કરે છે કે જો નાસ્તિકના કહેવા પ્રમાણે પરલોક ન હોય, તો મરણોત્તર પ્રાણીને દુઃખની ભીતિ નથી; પરંતુ જો પરલોક હોય અને તે નથી એમ માનીને પ્રાણીએ આ લોકમાં અધર્માચરણ કર્યાં હશે, તો પરલોકમાં ત્હેની શી ગતિ થશે ? ત્હેની દુર્ગતિ થશે નહિ કે ? હવે પરલોક નથી એમ માનીએ, તો ધાર્મિક આચરણથી મરણ પછી કાંઇ પણ દુઃખ થવા જેવું નથી;

એટલું જ નહિ, એકાદ ખરાબ માણસની જેમ ધર્માચરણ કરનારા ગૃહસ્થની આ લોકમાં અપકીર્તિ થતી નથી. સુજ્ઞ લોકોમાં તે પ્રશંસનીય થાય છે.

"હે ગૃહસ્થો ! બીજા કેટલાક શ્રમણ બ્રાહ્મણો અક્રિયાવાદી છે; તેઓ કોઇ પણ ક્રિયાનું મનુષ્યને ફળ ભોગવવું પડતું નથી, એમ પ્રતિપાદન કરે છે. મનુષ્ય હજારો પ્રાણીને મારી નાંખે, કે પરદારાનો અપહાર કરે, તો તેથી તેના આત્મા પર કાંઇ જ પરિણામ થતું નથી, એવો આ શ્રમણ બ્રાહ્મણનો મત છે. પરંતુ બીજા શ્રમણ બ્રાહ્મણ પ્રત્યેક પાપ-કર્મની મનુષ્ય પર અસર થાય છે, એવું કહેનારા છે. હે ગૃહસ્થો! આ બે પંથના શ્રમણ બ્રાહ્મણોના મતો પરસ્પર વિરોધી નથી કે ?"

"હા, ભદંત !" બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા, "હે ગૃહસ્થો ! આવે સમયે ડાહ્યો મનુષ્ય એવો વિચાર કરે છે, કે જો ક્રિયાનું પરિણામ આત્મા પર થતું ન હોય, તો આત્મા પરલોકમાં સુખી થશે, એ ઠીક છે. પણ જો આત્મા પર ક્રિયાનું પરિણામ થયું તો દુરાચરણથી તે દુર્ગતિને પામશે ! ઠીક. આત્મા પર ક્રિયાનું પરિણામ થતું નથી એવું જો ધારી લઇએ તો યે સદાચરણથી કાંઇ જ નુકસાન થવા જેવું નથી. સદાચરણી મનુષ્યની સુજ્ઞ લોક પ્રશંસા જ કરે છે.

"ગૃહસ્થો ! બીજા કેટલાક બ્રાહ્મણ શ્રમણ અહેતુવાદી છે; મોક્ષને કોઇ પણ કર્મો કારણરૂપ થતાં નથી, અમુક એક

યોનિમાંથી પ્રાણી ગયો કે તે આપોઆપ મોક્ષને પામે છે, ત્હેને મોક્ષ મેળવવા માટે ખટપટ કરવી પડતી નથી, એવો ત્હેમનો મત છે. પરંતુ બીજા શ્રમણ બ્રાહ્મણ મોક્ષ સહેતુક છે એવું કહેનારા છે. પોતાના પ્રયત્નથી મોક્ષ મેળવાય છે, એવું ત્હેમનું કહેવું છે. હે ગૃહસ્થો ! આ બે પંથના શ્રમણ બ્રાહ્મણના મતો પરસ્પર વિરોધી નથી કે ?"

" હા, ભદંત! આ શ્રમણ બ્રાહ્મણોનું કહેવું પરસ્પર વિરોધી છે." શાલાગ્રામવાસી બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા, " હે ગૃહસ્થો ! ડાહ્યા માણસ એવો વિચાર કરે છે કે અમુક અમુક યોનિમાં દુઃખ ભોગવ્યા સિવાય કેવળ સદાચરણથી મોક્ષ મળશે નહિ, એ વાત જો ખરી હોય તો આ લોકમાં ધાર્મિક આચરણથી કાંઇ જ નુકસાન થવા જેવું નથી. ઉલટી સુજ્ઞ લોકોમાં આપણી પ્રશંસા જ થનાર છે. અને જો પ્રયત્નથી સુગતિ પ્રાપ્ત થતી હોય, તો મ્હારો સત્કર્મ વિષેનો ઉત્સાહ મ્હને ખૂબ જ ઉપયોગી થશે.

---

## (૧૩)

## વિચાર કરીને વિશ્વાસ રાખો

એક વખત બુદ્ધદેવ ધર્મપ્રચારાર્થે કોસલદેશમાં ફરતાં ફરતાં કાલામ નામના ક્ષત્રિયોને ગામ આવ્યા. ભગવંતના આગમનની વાત સાંભળી કાલામનો મ્હોટો સમુદાય ત્હેમના દર્શને ગયો. કેટલાક જણ બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા; કેટલાકે પોતાના નામ ગોત્ર કહ્યાં, કેટલાક જણ મૂંગા મૂંગા એક બાજુએ બેઠા; અને બીજા બુદ્ધને કુશળ પ્રશ્નાદિક પછી લીધા પછી બાજુએ બેઠા.

આ સર્વ વિધિ પૂરો થયા બાદ કાલામમાંથી જ્ઞાની લોકે બુદ્ધને કહ્યું, "ભગવન, અમારા ગામમાં પુષ્કળ શ્રમણ બ્રાહ્મણ આવે છે, તે આપના મતને વખાણે છે, અને બીજાના મતની નિંદા કરે છે. બીજાએ કેટલાક શ્રમણ બ્રાહ્મણ આવે છે, અને પોતાના મતની મ્હોટાઇ કરી ત્હેમની પૂર્વે આવેલા શ્રમણ બ્રાહ્મણોના મતની નિંદા કરે છે. આવી વેળાએ અમને શંકા આવે છે કે આ સર્વમાં કોનો મત ખરો, ને કોનો ખોટો ? આ શ્રમણ બ્રાહ્મણોમા સત્યવાદી કોણ અને અસત્યવાદી કોણ ?"

બુદ્ધદેવ બોલ્યા, "હે કાલામો! હું જે કાંઇ કહું છુ તે 'પરંપરાથી સાંભળ્યા કરો છો માટે ખરૂં માનશો નહિ; આપણી

પૂર્વપરંપરા એવી છે માટે ખરૂં માનશો નહિ. એ આમ હશે માટે ખરૂં માનશો નહિ; એ આપણા પવિત્ર ગ્રંથમાં યે છે માટે ખરૂં માનશો નહિ; એ અનુમાનસિદ્ધ છે માટે ખરૂં માનશો નહિ; આવો આ લૌકિક ન્યાય છે માટે ખરૂં માનશો નહિ; એ સુંદર જણાય છે માટે ખરૂં માનશો નહિ; આપણી શ્રદ્ધાને એ અનુકૂળ છે માટે એ ઉપર વિશ્વાસ મૂકશો નહિ; આ શ્રમણ પ્રસિદ્ધ છે કે આ આપણને પૂજ્ય છે માટે મ્હારા આ ભાષણ પર વિશ્વાસ મૂકશો માં! પણ કાલામો ત્હમારી વિવેકબુદ્ધિથી જ્યારે મ્હારો ઉપદેશ ત્હમને ખરો લાગે, ત્યારે જ ત્હમે તેનું ગ્રહણ કરો. હવે હું ત્હમને પૂછું છું કે જ્યારે મનુષ્યના અંતઃકરણ ઉપર લોભનો પંજો બેસે છે, તે વેળાએ ત્હેને આત્મહિત કે પરહિત સમજાય એ શક્ય છે કે ?"

"ના, ભગવન્" એવો કાલામોએ ઉત્તર આપ્યો. બુદ્ધ આગળ બોલ્યા, "હવે હે કાલામો ! હું ત્હમને એમ પૂછું છું કે મનુષ્યનું અંતઃકરણ જો અલોભથી (પરોપકારબુદ્ધિથી) ભરાઇ ગયું, અદ્વેષથી (મૈત્રીથી) ભરાઇ ગયું, અને અમોહથી (જ્ઞાનથી) ભરાઈ ગયું, તો ત્હેનાથી હિત થશે કે અહિત થશે ?"

"હિત થશે" એવો કાલામે ઉત્તર આપતાં, બુદ્ધદેવ બોલ્યા, "હે કાલામ ! જેનું અંતઃકરણ લોભાભિભૂત થયું નથી, તે નિર્લોભી મનુષ્ય લોભથી પ્રાણઘાત કરતો નથી; ચોરી કરતો નથી; વ્યભિચાર કરતો નથી; ખોટું બોલતો નથી, અને આ પાપો કરવામાં બીજાને યે ઉત્તેજન આપતો નથી. તેમ જ. અદ્વેષ્ટા અને જ્ઞાની મનુષ્ય દ્વેષથી કે અજ્ઞાનથી

પાપાચરણુ કરતો નથી, અને બીજાઓને. પાપાચરણમાં ઉત્તેજન આપતો નથી. લોભ, દ્વેષ, અને મોહ એ પાપનાં મૂળ છે. અલોભ, અદ્વેપ. અને અમોહ એ પુણ્યનાં મૂળ છે. કાલામ! લોભાદિકથી હાનિ છે કે નહિ, આ ત્રણ પાપનાં મૂળ આત્માના ઘાતનાં કારણુ થાય છે કે નહિ, અને એનાથી જગતમાં દુઃખ વધે છે કે નહિ, એનો ત્હમે પૂર્ણ વિચાર કરી જ્યારે ત્હમારી બુદ્ધિને આ મનોધર્મ ત્યાજ્ય છે એમ લાગે ત્યારે જ ત્હમે ત્હેનો ત્યાગ કરો. કેવળ આ ઉપદેશ ત્હમારી પરંપરાગત આવેલી દૃષ્ટિને પસંદ છે ઇત્યાદિ કારણુથી જ આ મ્હારા ઉપદેશનો ત્હમે સ્વીકાર કરશો નહિ. અલોભ, અદ્વેપ અને અમોહ આ ત્રણુ મનોધર્મ પુણ્યનાં મૂળ છે એમ મ્હેં કહ્યું, એનો યે ઠીક વિચાર કરી, ઓ કાલામ! જ્યારે ત્હમારી બુદ્ધિને આ મનોધર્મ આત્મપરાહતકારક છે, જગતમાં આથી સુખની અભિવૃદ્ધિ થાય છે, એમ ખાત્રી થાય, ત્યારે જ આ મનોધર્મ પૂર્ણતાએ પ્હોંચે એવો પ્રયત્ન કરો.

"હે કાલામો! જ્રે આર્યશ્રાવકના મનમાંથી લોભ, દ્વેપ અને મોહ આ ત્રણુ મનોવૃત્તિ નષ્ટ થઇ, તે ચારે દિશામાં પ્રાણીમાત્ર તરફ મૈત્રીભાવ કરવા સમર્થ થાય છે; પોતાના મૈત્ર ચિત્તથી ચારે દિશામાંનાં પ્રાણી પર તે પ્રેમ કરે છે, તે જ પ્રમાણે કરુણા, મુદિતા અને ઉપેક્ષા આ ભાવનાનો યે ત્હેને સહજ લાભ થાય છે. હે કાલામો! આ ચાર ભાવનાઓને યોગે જ્રેનું ચિત્ત સર્વ પ્રકારના વૈરથી મુક્ત થયું હશે, ત્હેના મનને ચાર પ્રકારનું ધૈર્ય આવે છે તે એવો વિચાર કરે છે

કે, (૧) જો પરલોક હશે તો મ્હારા સુકર્મથી મ્હને સુગતિ-મળવી જોઇયે; (૨) જો પરલોક ન હોય તો આ જ જગતમાં હું કોઈ પણ પ્રાણી તરફ વૈરભાવ ન રાખતાં આનંદથી રહું છું; (૩) જો પાપી મનુષ્યને પાપ બદલ શિક્ષા ભોગવવી પડે છે, એ સિદ્ધાંત ખરો હોય, તો હું કદી યે પાપ કરતો ન હોવાથી શિક્ષા ભોગવવાનો મ્હારા પર પ્રસંગ આવશે નહિ; (૪) જો આપણા પાપનું ફળ આપણને મળે છે જ એવું ન હોય તે બીજા કોઇને યે ભોગવવું પડે છે, એ સિદ્ધાંત ખરો હોય તો મ્હારા સદાચરણથી જ હું મ્હારૂં જ નહિ પણ બીજા જનોનું યે કલ્યાણ કરૂં છું !"

બુદ્ધનો ઉપદેશ શ્રવણ કરી કાલામોને અત્યંત આનંદ થયો અને તે દિવસથી તેઓ બુદ્ધના ઉપાસક થયા.

## (૧૪)

### આશ્વલાયન બ્રાહ્મણકુમાર અને બ્રાહ્મણવર્ણનું ગૌરવ

એક સમયે બુદ્ધદેવ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે વેળાએ જુદા જુદા દેશમાંથી પાંચસો બ્રાહ્મણ કાંઇક કારણને લીધે શ્રાવસ્તીમાં આવ્યા હતા. તે બ્રાહ્મણોમાં એવો એક પ્રશ્ન ઉપસ્થિત થયો કે "આ શ્રમણ ગૌતમ ચારે વર્ણ મોક્ષના અધિકારી છે એમ પ્રતિપાદન કરે છે. હેની સાથે આ વિષયમાં વાદ કરવા કોણ સમર્થ છે?" છેવટે આશ્વલાયનકુમારને બુદ્ધની સાથે વાદવિવાદ કરવા આગળ કરવો, એવો નિશ્ચય થયો.

આશ્વલાયનકુમારનું અધ્યયન હમણાંજ પૂરું થયું હતું. નિઘંટુ, છંદઃશાસ્ત્ર ઇત્યાદિ વેદાંગો સહિત ચારે વેદ હેને કંઠસ્થ હતા, તો યે બુદ્ધની સાથે વાદ કરવો કઠણ છે એ તે જાણતો હતો. હેને જ્યારે પોતાનો નેતા થવાની બ્રાહ્મણોએ વિનંતી કરી, ત્યારે હેણે હેમને કહ્યું, "બાપુઓ! શ્રમણ ગૌતમ એ ધર્મવાદી છે. ધર્મવાદી લોકો સાથે વાદ કરવો એ સામાન્ય વાત નથી. હું જો કે વેદોમાં પારંગત છઉં, તો યે ગૌતમ સાથે વાદ કરવા સમર્થ નથી."

લાંબા વખત સુધી વાટાઘાટ થયાં પછી તે બ્રાહ્મણોએ આશ્વલાયનને કહ્યું કે "આશ્વલાયન! ત્હેં પરિવ્રાજક ધર્મનો અભ્યાસ કર્યો છે; અને યુદ્ધ વિના પરાજિત થવું ત્હને યોગ્ય નથી."

આશ્વલાયન બોલ્યો, "ગૌતમ સાથે વાદ કરવો એ જરા કઠણ કામ છે તો યે ત્હમારા આગ્રહથી હું ત્હમારી સાથે આવું છું."

પછી તે બ્રાહ્મણસમુદાય સહ આશ્વલાયન બુદ્ધદેવ પાસે ગયો અને કુશલસમાચારાદિ પૂછી એક બાજુએ બેઠો. પછી ત્હેણે બુદ્ધદેવને પૂછ્યું, "હે ગૌતમ! બ્રાહ્મણોનું કહેવું એમ છે કે બ્રાહ્મણવર્ણ જ શ્રેષ્ઠ છે, બીજા વર્ણો હીન છે. બ્રાહ્મણ વર્ણ જ શુદ્ધ છે, બીજા વર્ણો કૃષ્ણ છે. બ્રાહ્મણોને જ મોક્ષ મળે છે, બીજાઓને નથી. બ્રાહ્મણ બ્રહ્મદેવના મુખથી ઉત્પન્ન થયેલા ત્હેના ઔરસ પુત્ર છે; અર્થાત્ તે જ બ્રહ્મદેવના વંશજ છે. હે ગૌતમ! આ મુદ્દા સંબંધે આપનું કહેવું શું છે?"

બુદ્ધ બોલ્યા, "હે આશ્વલાયન! બ્રાહ્મણોની સ્ત્રીઓ ઋતુવતી થાય છે, ગર્ભવતી થાય છે, પ્રસૂતા થાય છે, અને બાળકને દુધ પાય છે. આ પ્રમાણે બ્રાહ્મણોની સંતતિ બીજા વર્ણો પ્રમાણે જન્માતાના ઉદરમાંથી જન્મેલી હોવા છતાં બ્રાહ્મણોએ બ્રહ્મદેવના મુખથી ઉત્પન્ન થવાનો દાવો કરવો, એ આશ્ચર્ય નથી શું?"

આશ્વલાયન બોલ્યો, "હે ગૌતમ! આપનું કહેવું ગમે તે હોય તો યે પોતે બ્રહ્મદેવના વંશજ છે એ વિષે બ્રાહ્મણોને પૂર્ણ વિશ્વાસ છે."

બુદ્ધ બોલ્યા, "હે આશ્વલાયન! યૌન, કાંબોજ અને બીજા સરહદ પરના પ્રદેશમાં આર્ય અને દાસ એવા બે જ વર્ગ હોઇ કદી કદી આર્યનો દાસ અને દાસનો આર્ય બને છે; એ વાત ત્હારા સાંભળવામાં છે ખરી કે?"

"હા, મેં એવું સાંભળ્યું છે." આશ્વલાયને ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા, "એવું જો છે, તો બ્રહ્મદેવે બ્રાહ્મણો જ ઉત્પન્ન કર્યા અને તે સર્વ વર્ણમાં શ્રેષ્ઠ છે એમ કહેવાનો અર્થ શો?"

આશ્વાલાયને કહ્યું, "આપનું કહેવું ભલે ગમે તે હોય પરંતુ બ્રાહ્મણોની એવી દૃઢ માન્યતા છે કે બ્રાહ્મણ વર્ણ જ માત્ર શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ હીન છે."

બુદ્ધ બોલ્યા, "ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર ચોરી કરે, વ્યભિચાર કરે, ખોટું બોલે, ચાડી કરે, વૃથા બડબડે, પારકાના ધન પર દૃષ્ટિ નાંખે, દ્વેષબુદ્ધિ વધારે, નાસ્તિકપણાનો અંગીકાર કરે તો તે જ માત્ર નરકમાં જશે; પણ બ્રાહ્મણ આ કર્મ કરતાં યે દેહત્યાગ પછી નરકમાં જનાર નથી, એવું ત્હને લાગે છે કે!"

આશ્વલાયન બોલ્યો, "હે ગૌતમ! કોઈ પણ વર્ણનો મનુષ્ય પાપ કરતાં નરકમાં જશે. બ્રાહ્મણ શું કે અબ્રાહ્મણ શું, સર્વને પોતપોતાનું પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે!"

બુદ્ધ બોલ્યા, "એકાદ બ્રાહ્મણ જો પ્રાણઘાતથી નિવૃત્ત થાય, કે ચૌર્યકર્મથી નિવૃત્ત થાય, વ્યભિચારથી નિવૃત્ત થાય, અસત્ય ભાષણથી નિવૃત્ત થાય, ગાળાગાળીથી નિવૃત્ત થાય, વૃથાલાપથી નિવૃત્ત થાય, પરધનના લોભથી નિવૃત્ત થાય કે દ્વેષ તથા નાસ્તિકતાથી નિવૃત્ત થાય, તો તે જ માત્ર સ્વર્ગમાં જશે

પણ બીજા વર્ણના લોક આ પાપથી નિવૃત્ત થશે તો એ સ્વર્ગલોકમાં જનારા નથી, એમ ત્હને લાગે છે શું?"

આશ્વલાયન બોલ્યો, "કોઈ પણ વર્ણનો મનુષ્ય આ પાપકર્મથી નિવૃત્ત થતાં સ્વર્ગમાં જશે. પુણ્યાચરણનું ફળ બ્રાહ્મણને અને બ્રાહ્મણેતરોને સરખું જ મળનાર છે."

બુદ્ધ બોલ્યા, "આ પ્રદેશમાં બ્રાહ્મણ જ માત્ર દ્વેષવેર રહિત મૈત્રીભાવના કરી શકે છે. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ કરી શકશે નહિ એમ ત્હને લાગે છે શું?"

આશ્વલાયન બોલ્યો, "ચારે વર્ગો મૈત્રીભાવના કરી શકે છે."

બુદ્ધ બોલ્યા, "ત્યારે પછી બ્રાહ્મણ જ શ્રેષ્ઠ વર્ણ અને બીજા વર્ણ હીન છે એમ કહેવાને શો આધાર છે."

આશ્વલાયન બોલ્યો, "આપ ગમે તે કહો, પણ બ્રાહ્મણ પોતાને શ્રેષ્ઠ સમજે છે અને બીજાઓને હીન સમજે છે એ વાત ખરી છે."

બુદ્ધ બોલ્યા, "હે આશ્વલાયન! ધારો કે એકાદ મૂર્ધાભિષિક્ત રાજા સર્વ જાતિના મળી સો પુરુષોને એકત્ર કરે. ત્હેમાંના ક્ષત્રિય, બ્રાહ્મણ અને રાજકુળમાં જન્મેલાને તે કહે કે 'ભાઇઓ, અહિં આવો અને શાલ કે ચંદનવૃક્ષનું લાકડું લઇ અગ્નિ ઉત્પન્ન કરો.' પરંતુ ત્હેમાંના ચંડાળ, નૈષાદ ઇત્યાદિ હીન કુલમાં જન્મેલા હોય ત્હેમને તે કહે કે 'ભાઇઓ અહિં આવો; અને એરંડાની લાકડીઓ લઇ અગ્નિ ઉત્પન્ન કરો.'

હે આશ્વાલાયન, બ્રાહ્મણાદિક ઉચ્ચ વર્ણના મનુષ્યે જે અગ્નિ ઉત્પન્ન કર્યો તે જ ભાસ્વર અને તેજસ્વી થશે. અને ચાંડાલાદિક હીન વર્ણના મનુષ્યે ઉત્પન્ન કરેલો અગ્નિ તેજસ્વી નહિ થાય, અને તેથી અગ્નિનાં કાર્યો થશે નહિ એવું ત્હને લાગે છે કે?"

આશ્વલાયને જવાબ આપ્યો, "હે ગૌતમ! કોઇ પણ જાતિના માણસે સારા કે નરસા લાકડાનું ઘસણ કરી કોઇ પણ સ્થળે અગ્નિ ઉત્પન્ન કર્યો હોય, તો ય તે સરખો જ તેજસ્વી થશે, અને ત્હેનાથી સરખું જ કાર્ય થઇ શકશે."

બુદ્ધ બોલ્યા, "એકાદ ક્ષત્રિયકુમાર બ્રાહ્મણકન્યા સાથે શરીરસંબંધ કરે અને તે સંબંધથી ત્હેને પુત્ર થાય તો તે પુત્ર મા જેવો અને બાપ જેવો મનુષ્ય થશે, એમ ત્હને લાગતું નથી કે? તે જ પ્રમાણે એકાદ બ્રાહ્મણકુમારે ક્ષત્રિય-કુમારી સાથે શરીરસંબંધ કર્યો તો તે સંબંધથી થનારો પુત્ર તે બેના જેવો ન થતાં, ગમે તે ત્રીજી જ જાતનો થશે એમ ત્હને લાગે છે કે?"

આશ્વલાયન બોલ્યો, "આવા મિશ્રવિવાહથી જે પુત્ર થશે, તે ત્હેના માબાપ પ્રમાણે મનુષ્ય જ થશે. ત્હેને બ્રાહ્મણ કહી શકાય તેમજ ક્ષત્રિય પણ કહી શકાય."

બુદ્ધ બોલ્યા, "પણ આશ્વલાયન, એકાદ ઘોડીના અને ગધેડાના સંબંધથી જે ટટ્ટુ થશે, ત્હેને ત્હેની મા જેવું ગણવું કે બાપ જેવું? ત્હેને ઘોડો તેમજ ગધેડો પણ કહેવાશે કે?"

આશ્વલાયન બોલ્યો, " હે ગૌતમ ! ત્હેને ઘોડો કે ગધેડો ક્હેવાશે નહિ. તે એક ત્રીજી જ જાતિનું પ્રાણી થાય છે. ત્હેને આપણે ખચ્ચર કહીએ છીએ. પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિયના સંબંધથી થનારા પુત્રમાં આવો પ્રકાર જણાઇ આવતો નથી. "

બુદ્ધે પૂછ્યું, " હે આશ્વલાયન ! બે બ્રાહ્મણ બંધુઓમાં એક વેદાભ્યાસ કરેલો સુશિક્ષિત હોય અને બીજો અશિક્ષિત હોય તો ત્હેમાં કયા બાઇને શ્રાદ્ધ અથવા યજ્ઞમાં પ્રથમ આમંત્રણ અપાશે ? "

આશ્વલાયન બોલ્યો, " જે સુશિક્ષિત હશે તે બન્ને વયમાં ન્હાનો હશે, તો યે ત્હેને જ યજ્ઞયાગમાં પ્રથમ આમંત્રણ થશે. ! "

બુદ્ધ બોલ્યા, " હવે એવું સમજ કે તે બેઉ જણામાં એક અત્યંત વિદ્વાન્ છે, પણ અત્યંત દુરાચારી છે, બીજો બહુ વિદ્વાન્ નથી, પણ અત્યંત સુશીલ છે. તો ત્હેમા પ્રથમ કોને આમંત્રણ આપવામાં આવશે ? "

આશ્વલાયને કહ્યું, " હે ગૌતમ ! જે શીલવાન્ હશે ત્હેને પ્રથમતઃ આમંત્રણ થશે. દુરાચારી મનુષ્યને આપેલા દાનથી શો ફાયદો મળનાર છે ? "

બુદ્ધ બોલ્યા, " હે આશ્વલાયન, પ્રથમતઃ ત્હેં જાતિને મહત્ત્વ આપ્યું, પછી વેદપાઠને આપ્યું અને હવે તો તુ શીલને મહત્ત્વ આપે છે, અર્થાત્ હું જે ચાતુર્વર્ણી શુદ્ધિ કહું છું, ત્હેનો ત્હેં યે અંગીકાર કર્યો છે ! "

બુદ્ધનું આ ભાષણ સાંભળી આશ્વલાયન નીચું માથું કરીને ચૂપ બેઠો; આગળ શું બોલવું એ એને સમજાયું નહિ!

આથી બુદ્ધ બોલ્યા, "હે આશ્વલાયન! પ્રાચીન કાળમાં સાત બ્રહ્મર્ષિ અરણ્યમાં પર્ણકુટિ બાંધી રહેતા હતા. તે સમયે તેમની એક એવી પાપી સમજ થઇ હતી કે 'બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ છે, અને બીજા વર્ણ હીન છે; બ્રાહ્મણ જ માત્ર બ્રહ્મદેવના સાચા વંશજ છે'.

"અસિતદેવલ ઋષિને જ્યારે આ સમાચાર પહોંચ્યા, ત્યારે તેણે પોતાની હજામત કરાવી લઇ, મજીઠીયાં વસ્ત્ર અને સુંદર પાદુકાઓ પહેરી, તથા હાથમાં સુવર્ણની લાકડી લઇને બ્રાહ્મણ ઋષિઓના સ્થળ પર આવ્યા; અને ત્યાં ચંક્રમણ કરતા બોલ્યા, 'વાહ વાહ! આ બ્રહ્મર્ષિ હવે જણાતા નથીને!'

"આ તેનું ઉદ્ધત વર્તન જોઈ તે સાત બ્રાહ્મણોને ખૂબ ક્રોધ આવ્યો અને 'હે ચંડાળ! તું ભસ્મ થા' એવો તેમણે દેવલને શાપ આપ્યો. પરંતુ તે શાપની દેવલ પર કાંઇ પણ અસર ન થતાં તે અધિકાધિક તેજસ્વી દેખાવા લાગ્યો.

"ત્યારે તે બ્રાહ્મણ ઋષિ પરસ્પર કહેવા લાગ્યા, 'અરેરે! અમારૂં તપ વ્યર્થ છે, અમારૂં બ્રહ્મચર્ય નિષ્ફળ છે; પૂર્વે જેને અમે શાપ આપતા તેની તરત જ રાખ થઇ જતી; પણ આને જેમ જેમ શાપ આપીએ છીએ તેમ તેમ આ અધિકાધિક સુંદર થતો જાય છે!'

"અસિત ઋષિ બોલ્યા 'તમારૂં તપ વ્યર્થ નથી કે તમારૂં બ્રહ્મચર્ય નિષ્ફળ નથી; પરંતુ મ્હારા પર વિના કારણ ગુસ્સો કરવાનું તમારે છોડી દેવું જોઇએ.'

"'તું કોણ છે?' તે સાત બ્રાહ્મણોએ પૂછ્યું.

"અસિતે 'હું અસિતદેવલ ઋષિ છું' એમ કહ્યા પછી તે સાત બ્રાહ્મણ ઋષિઓએ તેમને નમસ્કાર કર્યા. ત્યારે તે બોલ્યા, 'બ્રાહ્મણવર્ણ જ શ્રેષ્ઠ છે અને બીજા વર્ણ હીન છે, બ્રાહ્મણ જ માત્ર બ્રહ્મદેવના વંશજ છે એવું તમે ધારો છો, એમ મ્હેં સાંભળ્યું છે! પણ મારા પૂર્વજોએ બ્રાહ્મણ સ્ત્રી સાથે જ લગ્ન કર્યું હતું, એની તમને ખાત્રી છે કે? તમારી દાદી-વડદાદી વગેરે પૂર્વજ સ્ત્રીઓએ બ્રાહ્મણ પુરુષની સાથે જ સંબંધ રાખ્યો હતો, એ બદલ તમે નિશ્ચિતપણે શું કહી શકો છો?'

"'ના એ સંબંધે અમે કાંઇ જ કહી શકતા નથી.' તે સાત ઋષિઓએ ઉત્તર વાળ્યો.

"અસિત બોલ્યા, 'તો પછી બ્રાહ્મણ વર્ણ જ શ્રેષ્ઠ!' અને બીજા વર્ણ હીન છે, એમ કહેવામાં શો અર્થ રહ્યો છે?"

"હે આશ્વલાયન! તે સાતે બ્રાહ્મણોને અસિતે નિરુત્તર કર્યા. પછી તે જ જાતિવાદના સંબંધમાં તું મ્હારી સાથે કેવી રીતે વાદ કરી શકીશ?"

આ ભાષણ સાંભળી આશ્વલાયન બુદ્ધનો ઉપાસક થયો.

---

## (૧૫)

## જાતિભેદ નૈસર્ગિક છે કે?

એક સમયે બુદ્ધદેવ ઇચ્છાનંગલ નામના ગામની પાસે ઇચ્છાનંગલ નામના ઉપવનમાં રહેતા હતા. તે કાળે ઘણા પ્રસિદ્ધ બ્રાહ્મણો ઇચ્છાનંગલ ગામમાં રહેતા હતા. એક દિવસ વાસિષ્ઠ અને ભારદ્વાજ એ બે તરુણ બ્રાહ્મણો વચ્ચે એવો વાદ થયો કે મનુષ્ય જન્મથી શ્રેષ્ઠ છે કે કર્મથી?

ભારદ્વાજે પોતાના મિત્રને કહ્યું, "હે વાસિષ્ઠ, જેની માતાની અને પિતાની સાત પેઢીઓ શુદ્ધ હોય, તેમાં વર્ણસંકર થયો નથી, તે જ બ્રાહ્મણ શ્રેષ્ઠ હોય શકે!"

વાસિષ્ઠ બોલ્યા, "હે ભારદ્વાજ! જે મનુષ્ય શીલસંપન્ન અને કર્તવ્યદક્ષ છે તેને જ હું બ્રાહ્મણ કહું છું."

પુષ્કળ વાદવિવાદ થયો; તથાપિ તે બેઉ પરસ્પરનું સમાધાન કરી શક્યા નહિ. ત્યારે વાસિષ્ઠ બોલ્યો, "હે ભારદ્વાજ! આપણા આ વાદનો અહિં અંત આવનાર નથી; આપણા ગામ પાસે જે ગૌતમ રહે છે, તે પૂજ્ય અને સર્વ લોકોના ગુરુ છે એવી એમની સર્વત્ર કીર્તિ છે, આપણે તેમની પાસે જઇ તેમને આપણો મતભેદ જણાવીશું, અને તે જે કહેશે તે મત માન્ય કરીશું."

આમ વિચાર કરી તે બેઉ બુદ્ધ પાસે ગયા; અને કુશળપ્રશ્ન પૂછી એક બાજુ પર બેઠા. વાસિષ્ઠ બોલ્યો, " હે ગૌતમ ! અમે બેઉ સુશિક્ષિત બ્રાહ્મણકુમાર છીએ. આ તારુખ્યનો શિષ્ય છે અને હું પૌષ્કરસાદીનો શિષ્ય છું. અમારો જાતિભેદ સંબંધે વિવાદ છે. આ કહે છે ' જન્મથી બ્રાહ્મણ '; હું કહું છું ' કર્મથી બ્રાહ્મણ'. આપની કીર્તિ સાંભળી અમે અત્રે આવ્યા છીએ; હવે અમારામાં કોનું કહેવું ખરું છે, અને કોનું ખોટું છે, એ આપ અમને સમજાવી દેશો. "

બુદ્ધ બોલ્યા, " વાસિષ્ઠ ! તૃણ, વૃક્ષ ઇત્યાદિ વનસ્પતિમાં જુદી જુદી જાતો જણાય છે, તેમજ કીડી, કીડા, ઇત્યિાદિ બારીકમાં બારીક પ્રાણીમાં યે જણાય છે. સર્પની જાતો અનેક છે. શ્વાપદની જાતિઓ અનેક છે. પાણીમાં રહેનાર માછલાંમાં અને આકાશમાં ઉડનારાં પંખીઓમાં પણ અનેક જાતિ જણાઇ આવે છે. જુદી જુદી જાતિનાં ચિહ્ન આ સર્વ પ્રાણીઓમાં સ્પષ્ટ દેખાઇ આવે છે; પણ તે સૌ માણસમાં જણાતાં નથી. વાળ, કાન, આંખ, મ્હોં, નાક, ઓઠ, ભવાં, ડોકું, પેટ, પીઠ, હાથ, પગ ઇત્યાદિ સર્વ અવયવોમાં એક મનુષ્ય બીજા મનુષ્ય કરતાં તદ્દન ભિન્ન હોઇ શકતો નથી. અર્થાત્ પશુપક્ષિ વગેરેમાં જેમ આકારાદિથી જુદી જુદી જાત જણાઇ આવે છે, તેમ તે મનુષ્યમાં જણાઈ આવતી નથી. સર્વ મનુષ્યનાં અવયવ લગભગ સરખા આકારનાં જ હોવાથી મનુષ્યમાં જાતિભેદ નક્કી કરવો શક્ય નથી. પરંતુ કર્મથી મનુષ્યની જાતિ નક્કી કરવી એ શક્ય છે. એકાદ

બ્રાહ્મણ જો ગાયનું પાલન કરી પોતાનું પેટ ભરતો હોય, તો તે 'ગોવાળીઓ' જ કહેવાશે, બ્રાહ્મણ ન કહેવાય! જે કોઇ શિલ્પકળા વડે ઉપજીવિકા કરે છે ત્હેને કારીગર તરીકે જ ઓળખવો જોઇએ. જે વેપાર કરે તે વાણીયો; જે દૂતનું કામ કરે તે દૂત; જે યુદ્ધકળા ઉપર ઉપજીવિકા કરે છે તે યોદ્ધો; જે યજ્ઞયાગ કરી ઉપજીવિકા ચલાવે છે તે યાજક છે. અને જે રાષ્ટ્ર પર સ્વામિત્વ ચલાવે છે તે રાજા છે. પણ આ સર્વને કેવળ જન્મને લઇને બ્રાહ્મણ કહી શકાય નહિ.

"સર્વ સંસારબંધન છોડી જે કોઇ પણ પ્રકારનાં પ્રાપંચિક દુઃખથી બ્હીતો નથી, કોઇ પણ વાતની જેને આસક્તિ નથી ત્હેને હું બ્રાહ્મણ કહું છું. બીજાએ દીધેલી ગાળો, બંધન, વધ ઇત્યાદિ જે સહન કરે છે, ક્ષમા એ જ જેનું બળ છે, ત્હેને હું બ્રાહ્મણ કહું છું. કમલપત્ર પરના પાણીના ટીપાની જેમ જે આ લોકના વિષયસુખથી અલિપ્ત રહે છે, ત્હેને જ હું બ્રાહ્મણ કહું છું.

"જન્મને લઇને બ્રાહ્મણ કે અબ્રાહ્મણ થતા નથી. કર્મથી જ બ્રાહ્મણ થાય છે અને કર્મથી જ અબ્રાહ્મણ થાય છે. ખેડૂત કર્મથી થાય છે, કારીગર કર્મથી થાય છે, ચોર કર્મથી થાય છે, સિપાઇ કર્મથી થાય છે અને ભીખારી કર્મથી થાય છે; અને રાજા સુદ્ધાં કર્મથી જ થાય છે. કર્મથી જ આ સઘળું જગત ચાલી રહ્યું છે. જેમ રથ ધરી પર અવલંબીને રહે છે તેમ સર્વ પ્રાણી પોતપોતાનાં કર્મ પર અવલંબીને રહ્યા છે!"

બુદ્ધનો આ ઉપદેશ સાંભળીને વાસિષ્ઠ અને ભારદ્વાજ બૌદ્ધોપાસક થયા.

---

(૧૬)

## ચાંડાળ કેમ થાય છે?

ભગવાન્ બુદ્ધ શ્રાવસ્તીમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા તેવામાં એક દિવસ, ભિક્ષા ગ્રહણ કરતા કરતા અગ્નિહોત્રી ભારદ્વાજ બ્રાહ્મણના બારણા આગળ આવી ભિક્ષા માટે ઉભા રહ્યા. ભારદ્વાજનો અગ્નિહોત્ર સળગતો હતો; અને તેમાં તે આહુતિ નાંખતો હતો. બુદ્ધને જોતાં જ તે મ્હોટેથી બૂમ પાડી બોલ્યો કે "અરે શ્રમણ! મૂંડીઆ! ચાંડાળ! ત્યાં જ ઉભો રહે!"

બુદ્ધે પૂછ્યું, "હે બ્રાહ્મણ, તું ચાંડાળ કે ચાંડાળના ધર્મ જાણે છે ખરો કે?"

બ્રાહ્મણ બોલ્યો, "હે ગૌતમ! મ્હને એની કાંઈ જ ખબર નથી. ચાંડાળ કોણ અને ચાંડાળના ધર્મ કયા એ આપ મ્હને કહેશો તો ઠીક થશે."

બુદ્ધ બોલ્યા, "વારંવાર ગુસ્સે થનાર, બીજા પર વેર લેનાર, પાપથી લેપાયલો અને નાસ્તિક દૃષ્ટિવાળો મનુષ્ય ચાંડાળ છે એમ જાણવું. જે પ્રાણીનો ઘાત કરે છે, જેના અંતઃકરણમાં દયા વસતી નથી, જે લુટફાટ અને ચોરી કરે છે ત્હેને ચાંડાળ કહેવો. જે બીજાનું ઋણ લઈ તે પાછું માગતાં ન્હાસી જાય છે; કે મ્હારે ત્હેને કાંઇ જ આપવું નથી એમ આડું બોલે છે, તે

ચાંડાળ છે એમ સમજવું. જે પોતા માટે, પારકા માટે કે પૈસા માટે ખોટી સાક્ષી પૂરે છે, તે ચાંડાળ છે. જે પરદારાભિગમન કરે છે, વૃદ્ધ માતા પિતાની સેવા ચાકરી કરતો નથી, બાબાપ, ભાઈ, બ્હેન ઇત્યાદિ સગાંવ્હાલાંઓને ગાળો દે છે કે મારે છે, તે ચાંડાળ જાણવો. જે પોતે કરેલાં પાપકર્મ છૂપાવવાનો પ્રયત્ન કરે છે તે ચાંડાળ છે.

"મનુષ્ય જન્મથી જ ચાંડાળ કે બ્રાહ્મણ પાકતો નથી; કર્મથી જ ચાંડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે. આનું એક ઉદાહરણ આપું છું:–માતંગ નામે પ્રસિદ્ધ ઋષિ શ્વપાક (કુતરાનું માંસ ખાનાર) ચાંડાળનો પુત્ર હતો. પરંતુ ત્હેની કીર્તિ એટલી પ્રસરી હતી કે મ્હોટા મ્હોટા બ્રાહ્મણ અને ક્ષત્રિય ત્હેની સેવા કરતા. એમ કહેવાય છે કે દેહાવસાન પછી વિમાનમાં બેસી તે બ્રહ્મલોકમાં ગયો. બ્રહ્મલોકમાં પેસતાં ત્હેની જાતિ ત્હેને આડે આવી નહિ. બીજી બાજુ સારા કુળમાં જન્મેલા ઘણા યે બ્રાહ્મણોને આપણે ન્હાના પ્રકારનાં પાપો કરતા જોઈએ છીએ. આ લોકમાં ત્હેમની નિંદા થાય જ છે, અને પરલોકમાં પણ તે દુર્ગતિને પામે છે. ત્હેમની જાતિ દુર્ગતિ કે નિંદાથી ત્હેમનું રક્ષણ કરી શકતી નથી, તેથી હું કહું છું કે મનુષ્ય જન્મથી ચાંડાળ થતો નથી કે જન્મથી બ્રાહ્મણ થતો નથી; કર્મથી જ ચાંડાળ અને કર્મથી જ બ્રાહ્મણ થાય છે."

બુદ્ધનો આ ઉપદેશ સાંભળી ભારદ્વાજ ઘણો જ સંતોષ પામ્યો અને બોલ્યો, "હે ગૌતમ! આપનો આ ઉપદેશ ઘણો જ સરસ છે. એકાદ માણસ જેમ ઢાંકેલી વસ્તુ ઉઘાડી

પાડી બતાવે, અથવા દેખતાને અંધારામાં મશાલ ધરી બતાવે તે જ પ્રમાણે આપે આપના ધર્મને ઉત્તમ રીતે સ્પષ્ટ કરી સમજાવ્યો છે. હું આજથી મરણ પર્યન્ત આપને, આપના ધર્મને અને ભિક્ષુસંઘને શરણે આવ્યો છું. હું આપનો ઉપાસક છું એમ ધારી આપ મ્હારો અંગીકાર કરો."



## ( ૬૭ )

## ત્રૈવિદ્ય બ્રાહ્મણ અને બ્રહ્મસાયુજ્યતા

એક વખત બુદ્ધદેવ કોસલદેશમાં પ્રવાસ કરતા કરતા **મનસાકટ** નામના બ્રાહ્મણગામમાં આવી પહોંચ્યા. ત્યાં મનસાકટની ઉત્તરે અચિરવતી નદીને તીરે એક આંબરાઈમાં તે રહેતા હતા.

તે વેળાએ **મનસાકટ** ગામમાં કાંઇક નિમિત્તે પ્રસિદ્ધ બ્રાહ્મણો રહેતા હતા. તેમાંના વાસિષ્ઠ અને ભારદ્વાજ એ બે તરણો સંધ્યાકાળે ફરવા નીકળ્યા, ત્યારે ભિન્ન ભિન્ન માર્ગો સંબંધી વાદ કરવા લાગ્યા. વાસિષ્ઠનું કહેવું એવું હતું કે મ્હારા ગુરુએ–પૌષ્કરસાદિ બ્રાહ્મણે–ઉપદેશેલો માર્ગ જ બ્રહ્મસાયુજ્યતા મેળવવાનો સરળ માર્ગ છે, પણ ભારદ્વાજનું કહેવું એમ હતું કે, પોતાના ગુરુ તારક્ષ્ય બ્રાહ્મણનો ઉપદેશેલો માર્ગ જ બ્રહ્મસાયુજ્યતાનો ખરો માર્ગ છે. તે બેઉ પરસ્પરનું સમાધાન કરી શક્યા નહિ, ત્યારે તે બુદ્ધ પાસે આવ્યા અને બુદ્ધને પોતાનો મતભેદ જણાવ્યો.

બુદ્ધ બોલ્યા, " વાસિષ્ઠ ! પણ તમારો મતભેદ શા માટે હોવો જોઇએ, એ મ્હને સમજાતું નથી. તમારા આચાર્યોનો માર્ગ આટલો ભિન્ન શા માટે હશે ?"

વાસિષ્ઠ બોલ્યો, "સરળ માર્ગ કયો અને દૂરનો માર્ગ કયો એ સંબંધે જ અમારો વિવાદ છે. આધ્વર્ય બ્રાહ્મણ, તૈત્તરીય બ્રાહ્મણ, છંદોગ્ય બ્રાહ્મણ અને બ્રાહ્મચર્ય બ્રાહ્મણ એ સર્વ ભિન્ન ભિન્ન માર્ગો ઉપદેશે છે. તો યે જેમ એકાદ ગામમાં જવાના લાંબા અગર ટુંકા રસ્તા તે ગામમાં જ જાય છે, તે જ પ્રમાણે જુદા જુદા બ્રાહ્મણોએ ઉપદેશેલા દૂરના કે પાસેના માર્ગો છેવટે બ્રહ્મસાયુજ્યતાને જ જઈને મળે છે.

બુદ્ધ બોલ્યા, "તું આ સર્વ માર્ગ બ્રહ્મસાયુજ્યતાને જઈને મળે છે એમ કહે છે. પરંતુ આ સર્વ બ્રાહ્મણોમાંથી બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા હોય એવો કોઈ એકાદ પણ બ્રાહ્મણ છે કે?

"ના, ગૌતમ" વાસિષ્ઠે ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા "બ્રાહ્મણોની સાત આચાર્યપરંપરાઓ સુધીના એક પણ આચાર્યે બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા છે કે?"

"ના, ગૌતમ."

બુદ્ધે ફરી પૂછ્યું, "વામદેવ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, અંગીરસ, ભૃગુ.ઇત્યાદિ વેદમંત્રોના પ્રણેતા અને પ્રવર્તક ઋષિઓએ પણ બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા હતા કે?"

"ના ગૌતમ."

"વાસિષ્ઠ! આ પ્રમાણે બ્રાહ્મણોએ, બ્રાહ્મણોના આચાર્યોએ અને બ્રાહ્મણોને પૂજ્ય એવા ઋષિઓએ સુદ્ધાં બ્રહ્મદેવને સાક્ષાત્ જોયા નથી. એમ હોવા છતાં આજકાલના બ્રાહ્મણો તે બ્રહ્મદેવ સાથે સાયુજ્યતા મેળવાનું કહે છે, એ વિચિત્ર નથી શું?

"હા, એ વિચિત્ર જણાય છે ખરૂં." વાસિષ્ઠે ઉત્તર આપ્યો.

"ત્યારે પછી, વાસિષ્ઠ, બ્રાહ્મણોના આ માર્ગોપદેશને અંધપરંપરા કહેવી જોઇએ. હે વાસિષ્ઠ! આ જે ચંદ્ર, સૂર્ય આકાશમાં પ્રકાશે છે અને બ્રાહ્મણો રોજ જેનાં સ્તોત્રો ગાય છે તથા પૂજા કરે છે, તે ચંદ્ર સૂર્ય તરફ જવાનો માર્ગ કયો, એ બ્રાહ્મણો કહી શકશે કે?"

"ના, ગૌતમ"

"હે વાસિષ્ઠ! જેને બ્રાહ્મણો જોઇ શકે છે અને જેની પૂજા કરે છે, તે ચંદ્ર સૂર્યને પહોંચવાનો માર્ગ સુદ્ધાં બ્રાહ્મણો દેખાડી શકતા નથી, તો જેને એમણે કે એમના આચાર્યોએ જોયા નથી, તે બ્રહ્મસાયુજ્યતાનો માર્ગ બ્રાહ્મણો ઉપદેશે છે, એ વિચિત્ર નહિ કે?"

"હા, વિચિત્ર તો લાગે છે," વાસિષ્ઠે ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા, "એકાદ માણુસ એમ કહે કે 'આ પ્રદેશમાં જે સુંદરમાં સુંદર સ્ત્રી છે, ત્હેને હું શોધું છું.' તો બીજા લોક એને પૂછશે કે 'ભાઇ! તું જે સ્ત્રીને શોધે છે તે બ્રાહ્મણ-કન્યા છે કે ક્ષત્રિયકન્યા છે? તે ઉંચી છે કે ઠીંગણી છે? ત્હેના વાળ સાદા છે કે વાંકડીયા છે?' આવા પ્રશ્ન પૂછાતાં તે ઉત્તર આપશે કે 'મ્હને એમાંની કાંઇ ખબર નથી; મ્હેં ત્હેને કદી પણ જોઇ નથી, તો પણ હું ત્હેને શોધું છું.' હે વાસિષ્ઠ! તે માણુસના જેવું જ આ બ્રાહ્મણોનું કહેવું વિચિત્ર જણાતું નથી કે?"

" હા, વિચિત્ર જણાય છે ખરું."

" હે, વાસિષ્ઠ! બીજો એકાદ માણસ ચૌટામાં સીડી ચણવાનો આરંભ કરશે ત્હેને બીજા લોકો પૂછશે કે 'ભાઇ! તું જે પગથીયાં બાંધે છે તે કયા ઘરના માળ ઉપર જવા માટે છે?' તે ક્હેશે 'તે ઘર કયું તે મ્હને ખબર નથી, તો યે ત્હેના માળ ઉપર જવાને હું પગથીયાં બાંધું છું.' આ મનુષ્યના કથન માફક બ્રહ્મદેવને ન જોતાં જ ત્હેની સાથે સાયુજ્યતા પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવનારૂં બ્રાહ્મણોનું બોલવું વિચિત્ર નથી કે?"

" હા ગૌતમ! એ વિચિત્ર જણાય છે ખરૂં."

" હે વાસિષ્ઠ! આ અચિરવતી નદી પાણીથી છલોછલ ભરી હોય અને એકાદ માણસ આ તીર પર આવી સામા તીરની પ્રાર્થના કરે કે ' હે તીર! તું અહિં આવ; તું અહિં આવ' તો શું આ મનુષ્યની પ્રાર્થનાથી કે યાચનાથી અચિરવતીનું પેલું તીર આ પાર આવશે કે?"

" ના, ગૌતમ."

" તે જ પ્રમાણે, હે વાસિષ્ઠ! બ્રાહ્મણોની નાનાવિધ પ્રાર્થનાઓથી બ્રહ્માની સાથે એ સાયુજ્યતા પામે એ સંભવતું નથી.

" હે વાસિષ્ઠ! બીજો એકાદ મનુષ્ય આ અચિરવતીને પાર ઉતરવા માટે આ કાંઠે પોતાની જાતને દોરીથી કડણ બાંધી લેશે તો તે સ્હામે તીરે જઇ શકશે એમ ત્હને લાગે છે કે?"

" ના ગૌતમ !"

" હે વાસિષ્ઠ ! પંચેન્દ્રિયના વિષયોમાં જે અત્યાસક્ત હેને હું આ લોકનું બંધન કહું છું. આ બંધનથી ત્રૈવિદ્ય બ્રાહ્મણ બદ્ધ થયેલા દેખાય છે. એટલે તે દેહાવસાન પછી બ્રહ્મસાયુજ્યતા પામે એ બિલકુલ અસંભવિત છે.

" હે વાસિષ્ઠ ! બીજો એકાદ મનુષ્ય અચિરવતી પાર ઉતરવાને આ તીર પર આવી મોઢે માથે ઓઢી લાંબો થઈ ઘોરે છે, તો તે માણસ પાર ઉતરી શકે એમ ત્હને લાગે છે ખરું ?"

" ના, ગૌતમ. "

" હે વાસિષ્ઠ ! કામવિકાર, ક્રોધ, આળસ, ભ્રાંતિ, સંશયગ્રસ્તતા, એ પાંચ નિર્વરણોને હું બુદ્ધિનાં આવરણો કહું છું. એ આવરણથી વિંટાયેલા ત્રૈવિદ્ય બ્રાહ્મણ મરણોત્તર બ્રહ્મસાયુજ્યતા પામશે, એ બિલકુલ સંભવી શકતું નથી.

" હવે હું ત્હને એમ પુછું છું કે ત્હારા આચાર્યપ્રાચાર્યો તરફથી બ્રહ્મા સંબંધે ત્હને શું જ્ઞાન મળેલું છે ? બ્રહ્મદેવ સપરિગ્રહ છે કે અપરિગ્રહ છે ?"

" હે ગૌતમ ! બ્રહ્મા અપરિગ્રહ છે. "

" ત્હેના ચિત્તમાં વેર છે કે નાહ ? "

" નથી, ગૌતમ. "

" તે દ્વેષબુદ્ધિથી મુક્ત છે કે નહિ ?"

" મુક્ત છે "

" ત્હેનું ચિત્ત પાપમલથી ખરડાયલું છે કે નહિ ?"

" હે ગૌતમ ! ત્હેનું ચિત્ત પાપમલથી વિરહિત છે. "

" તે સ્વતંત્ર છે કે પરતંત્ર છે ?"

" તે સ્વતંત્ર છે. "

" હે વાસિષ્ઠ ! ત્રૈવિદ્ય બ્રાહ્મણ સપરિગ્રહ છે કે અપરિગ્રહ છે ?"

" સપરિગ્રહ, ગૌતમ ! "

" તેમના ચિત્તમાં વેર છે કે નહિ ?"

" છે. "

" તેમનામાં દ્વેષબુદ્ધિ છે કે નહિ ? "

" દ્વેષબુદ્ધિ છે, હે ગૌતમ ! "

" તેમનું ચિત્ત પાપમલવિરહિત છે કે પાપમલયુક્ત છે ? "

" પાપમલયુક્ત "

" તે સ્વતંત્ર છે કે પરતંત્ર છે ? "

" હે ગૌતમ ! તે પરતંત્ર છે. "

" હે વાસિષ્ઠ ! બ્રહ્મદેવના અને ત્રૈવિદ્ય બ્રાહ્મણના ગુણ આ રીતે પરસ્પર વિરુદ્ધ છે તો બ્રહ્મદેવનો અને તેમનો બન્નેનો મેળાપ કેમ થશે વારુ ? તે મરણોત્તર બ્રહ્મસાયુજ્યતા પામે એ તો જરા યે સંભવિત નથી. તેથી હે વાસિષ્ઠ ! ત્રૈવિદ્ય બ્રાહ્મણ બ્રહ્મસાયુજ્યતાનો જે માર્ગ કહે છે તે માર્ગ નથી, પણ કુમાર્ગ છે. આ તેમના મતને ત્રૈવિદ્યારણ્ય કે ત્રૈવિદ્યકાંતાર કહી શકાશે.

---

## યજ્ઞયાગ

એક સમયે બુદ્ધદેવ મગધદેશમાં ફરતા ફરતા ખાણુમત નામના બ્રાહ્મણગામમાં આવ્યા. આ ગામ મગધદેશના રાજા બિંબિસારે કૂટદંત નામના બ્રાહ્મણને દાનમાં આપ્યું હતું. બુદ્ધ ત્યાં પહોંચ્યા તે વેળાએ કૂટદંત બ્રાહ્મણને ઘેર એક મ્હોટો યજ્ઞ થનાર હતો. ત્હેમાં સાતસો બળદ, સાતસો વાછરડાં, સાતસો બકરાં અને સાતસો મેંઢાં યજ્ઞમાં મારવા માટે આણ્યાં હતાં.

બુદ્ધ પોતાના ગામમાં આવ્યા છે એ સમાચાર સાંભળી ખાણુમત ગામમાંના બ્રાહ્મણો એકત્ર થઇ બુદ્ધદર્શને નિકળ્યા. તે કૂટદંત બ્રાહ્મણના વાડા પાસેથી જતા હતા તેવામાં કૂટદંતે ત્હેમને જોયા અને "તમે સઘળા કયાં જાઓ છો?" એમ પૂછયું. કૂટદંતના હજુરીયાએ ત્હેને સાદ્યંત સર્વ સમાચાર આપ્યા. ત્હેણે હજુરીયાને કહ્યું કે "તું એ બ્રાહ્મણોને કહે કે કૂટદંત સુદ્ધાં બુદ્ધનાં દર્શને જવા ઇચ્છે છે. માટે ત્હેને માટે અત્રે જરા થોભો."

કૂટદંતના યજ્ઞને માટે પુષ્કળ બ્રાહ્મણો ખાણુમત ગામમાં આવ્યા હતા. ત્હેમને કૂટદંત બુદ્ધદર્શને જનાર છે એવા વર્તમાન કાને પડતાં જ તેઓ કૂટદંત પાસે આવ્યા અને બોલ્યા,

"અરે કૂટદંત! ગૌતમનાં દર્શને તું જાય છે, એ વાત ખરી છે શું?"

કૂટદંત બોલ્યો "હા. ગૌતમનાં દર્શનાર્થે જવાની મ્હને ઇચ્છા થાય છે."

બ્રાહ્મણો બોલ્યા, "હે કૂટદંત! ગૌતમનાં દર્શનાર્થે જવું ત્હને યોગ્ય નથી. જો તું ત્હેનાં દર્શને જઇશ, તો ત્હેના યશની અભિવૃદ્ધિ થશે; અને ત્હારા યશની હાનિ થશે! માટે ગૌતમ જ ત્હને મળવા આવે અને તું ત્હેને મળવા જાય નહિ, એ જ ઠીક છે. તું ઉત્તમ કુળમાં જન્મેલો છે, ધનાઢ્ય છે, વિદ્વાન્ છે, સુશીલ છે, ઘણા લોકોનો આચાર્ય અને પ્રાચાર્ય છે, વેદમંત્રો શીખવા માટે ચારે દિશામાંથી ત્હારી પાસે અનેક શિષ્યો આવે છે; તું ગોતમથી વયે પણ મ્હોટો છે, અને મગધરાજાએ ત્હને ઘણું માન દઈ આ ગામ ઈનામમાં આપ્યું છે, એટલે ગૌતમ ત્હને મળવા આવે અને તું ત્હેને મળવા જાય નહિ. એ જ યોગ્ય છે."

કૂટદંત બોલ્યો, "હવે મ્હારૂં કહેવું જરા સાંભળી લ્યો. શ્રમણ ગૌતમ મહાન્ કુળમાં જન્મેલો છે: ને ભારે સંપત્તિનો ત્યાગ કરી શ્રમણ થયો છે; તરુણ વયે જ ત્હેણે સંન્યાસ લીધો છે; તે તેજસ્વી છે; સુશીલ છે; મધુર બોલનારો છે; ત્હેનાં વચન કલ્યાણપ્રદ છે; તે પુષ્કળ જનોનો આચાર્ય અને પ્રાચાર્ય છે; કામાસક્તિથી મુક્ત હોઇ તે શાંત થયો છે; તે કર્મવાદી અને ક્રિયાવાદી છે; સર્વ રાજ્યોના લોકો ત્હેનાં ધર્મવાક્ય શ્રવણ કરવા માટે આવે છે. તે સમ્યક્‌સંબુદ્ધ, વિદ્યા અને આચરણથી

મુક્ત, લોકવિદ્, દમ્ય પુરુષોનો સારથિ, અને દેવ મનુષ્યોનો શાસ્તા (શાસનકર્તા) છે, એવી હેની સર્વત્ર કીર્તિ પ્રસરી ગઈ છે. બિંબિસાર રાજા પોતાના અમાત્યો ( મંત્રીઓ ) સહ હેનો શિષ્ય થયો છે. તેમ જ કોશલ દેશનો પસેનદિરાજા પણ હેનો શિષ્ય થયો છે. આ રાજાઓને જેમ તે પૂજ્ય છે તેમ જ પૌષ્કરસાદિ બ્રાહ્મણોને યે તે પૂજ્ય છે. આટલી હેની યોગ્યતા હોઇ હાલમાં તે આપણા ગામમાં આવ્યો છે. આપણે હેને આપણો અતિથિ સમજી હેનાં દર્શને જઇ હેનો સત્કાર કરવો એ જ યોગ્ય ગણાય !"

બ્રાહ્મણ બોલ્યા, "ઓ કૂટદંત, હેં ગૌતમની જે આ સ્તુતિ કરી તેથી અમને પણ એમ થાય છે કે સદ્ગૃહસ્થે સો યોજન જઇને પણ હેનાં દર્શન કરવાં જોઇએ. ચાલો આપણે બધા જ એનાં દર્શને જઇએ !"

પછી કૂટદંત તે સર્વ બ્રાહ્મણસમુદાય સહ આમ્રયષ્ટિ નામના વનમાં જ્યાં બુદ્ધ રહેતા હતા ત્યાં આવ્યો અને બુદ્ધને કુશલ પ્રશ્ન વગેરે પૂછી એક બાજુએ બેઠો. તે બ્રાહ્મણોમાંથી કેટલાક બુદ્ધને નમસ્કાર કરી, કેટલાક પોતાનાં નામ ગોત્ર જણાવી અને કેટલાક કુશલ પ્રશ્નાદિક પૂછી એક બાજુએ બેઠા.

કૂટદંતે બુદ્ધને વિનંતી કરી, "આપ ઉત્તમ વિધિ જાણો છો એમ મ્હેં સાંભળ્યું છે; તે જો આપ અમને સમજાવી કહેશો તો મહાન ઉપકાર થશે."

બુદ્ધ બોલ્યા, "પ્રાચીન કાળમાં મહાવિજિત નામનો એક મ્હોટો રાજા થઇ ગયો છે. એક દિવસ તે એકાન્તમાં બેઠો

કતો ત્યારે એના મનમાં એવો વિચાર આવ્યો કે આપણી પાસે પુષ્કળ સંપત્તિ છે. હેમને જો આપણે મહાયજ્ઞમાં વાવરીશું તો આપણને ચિરકાળ ફાયદો થશે. આ વિચાર હેણે પોતાના પુરોહિતને જણાવ્યો અને કહ્યું કે 'હે બ્રાહ્મણ, મહાયજ્ઞ કરવાની મ્હારે ઘણી ઇચ્છા છે. તે કઈ રીતથી કરતાં મ્હારૂં હિત થશે તે મ્હને કહો.'

"પુરોહિત બોલ્યો, હાલમાં આપના રાજ્યમાં શાંતતા નથી. ગામ અને શહેરો લુંટાઇ જાય છે, લોકોને ચોરો તરફથી ઉપદ્રવ થાય છે. એવી સ્થિતિમાં જો આપ લોકો ઉપર કર નાખશો તો કર્તવ્યથી વિમુખ થશો. હવે આપને એમ લાગશે કે ફાંસી દીધાથી, તુરંગમાં નાખવાથી, તિરસ્કાર કરવાથી, કે રાજ્યમાંથી હાંકી મૂકવાથી આ ચોરોનો બંદોબસ્ત થશે; પરંતુ આવા ઉપાયથી રાજ્યમાંની અંધાધુંધીનો પૂર્ણપણે નાશ થશે નહિ. કેમકે, આવા ઉપાયોથી જે તાબે આવશે નહિ, તે ફરી તોફાન ઉભાં કરશે.

"હવે આ તોફાન તોડવાના ખરા ઉપાય જોઇએ તો આ છે કે આપના રાજ્યમાં જે ખેતી કરવા ઇચ્છે છે હેમને આપ બી આપો; જે વેપાર કરવા ઇચ્છે છે હેમને મૂડી આપો; જે સરકારી નોકરી કરવા ઇચ્છે છે હેમને યોગ્ય વેતન આપી હેમનો યોગ્ય કાર્યમાં ઉપયોગ કરી લો. આવી રીતે સર્વ માણસો પોતપોતાના મનગમતા કામમાં લાગી ગયા પછી આપના રાજ્યમાં તોફાન થવાનો સંભવ નથી. વખતસર કર વસુલ થયાથી આપની તિજોરીની અભિવૃદ્ધિ

થશે. તોફાનીઓનો ઉપદ્રવ ન હોવાથી, લોકો ખાળખચ્ચાં ના કોડ-કૌતુક પૂરા પાડતા દરવાજા ઉઘાડા મૂકી, નિર્ભયપણે મ્હોટા આનંદથી કાલનિર્ગમન કરશે.'

"પુરોહિત બ્રાહ્મણે કહેલો તોફાનીઓનો બંદોબસ્ત કરવાનો ઉપાય મહાવિજિત રાજાને પસંદ પડ્યો. પોતાના રાજ્યમાં ખેતી કરવાને સમર્થ એવા લોકોને બી વગેરે આપી ત્હેણે ત્હેમની પાસે ખેતી કરાવી; ન્હાના મોટા વેપારીઓને મૂડી આપી ત્હેમનો વેપાર વધાર્યો, અને યોગ્ય માણસોને ચૂંટી કહાડી ત્હેમની સરકારી કામ પર યથાયોગ્ય સ્થળે યોજના કરી. આ ઉપાયથી મહાવિજિતનું રાષ્ટ્ર થોડા જ વખતમાં સમૃદ્ધ થયું. રાજ્યમાંના લોક એટલા સુખી થયા કે તેઓ, ચોરી લૂટફાટ નામશેષ થઇ જવાથી, દરવાજા ઉઘાડા રાખીને પોતાનાં બાળકને રમાડતાં ભારે આનંદથી કાળ ગાળવા લાગ્યા.

"એક દિવસ મહાવિજિત રાજાએ પુરોહિતને કહ્યું, 'પુરોહિત! ત્હમે કહેલા ઉપાયોથી મેં મ્હારા રાજ્યમાંથી તોફાન નહિ જેવું કરી નાંખ્યું છે; મ્હારી તિજોરીની સાંપત્તિક સ્થિતિ ઘણી જ સમાધાનકારક છે; અને રાષ્ટ્રમાંના સર્વલોક નિર્ભયપણે અને આનંદમાં રહે છે. હવે મહાયજ્ઞ કરવાની મ્હારી ઇચ્છા છે, તો એ યજ્ઞ કેમ કરીને કરવો એનો મ્હને ઉપદેશ કરો.'

"પુરોહિત બોલ્યા, 'મહાયજ્ઞ કરવાનો જો આપનો વિચાર છે, તો આપે, આ કાર્યમાં આપની પ્રજાની અનુમતિ લેવી જોઇયે. માટે પ્રથમ આખા રાજ્યમાંના લોકોને જાહેરનામાં

કાદી આપના ઇચ્છિત જણાવો અને સર્વ લોકોની આ કામમાં સંમતિ મેળવો.'

"પુરોહિતના કહ્યા પ્રમાણે રાજાએ 'હું યજ્ઞ કરનાર છું એમાં લોકોની અનુમતિ છે કે નહિ એ સર્વેએ નિર્ભયપણે અને સ્પષ્ટપણે 'અમને જણાવવું;' એવું જાહેરનામું કાઢયું અને તે પ્રમાણે ન્હાના મોટા સર્વ લોકોએ યજ્ઞ કરવાની તરફેણમાં પોતાનો મત આપ્યો.

"આથી પુરોહિતે યજ્ઞની સર્વ તૈયારી કરી, અને રાજાને કહ્યું કે, 'યજ્ઞનો આરંભ કરતાં મ્હારી પુષ્કળ સંપત્તિ આ યજ્ઞમાં જનાર છે, એવો વિચાર ત્હમારે મનમાં આણવો ન ઘટે. યજ્ઞ ચાલતો હોય ત્યારે મ્હારી સંપત્તિ નાશ પામે છે, તથા યજ્ઞ પૂરો થયા બાદ મ્હારી સંપત્તિનો નાશ થઇ ગયો, એવો વિચાર મનમાં આણવો ન જોઇયે. આપના યજ્ઞમાં સારા નરસા લોક આવશે. પણ ત્હેમાં જે સત્પુરુષ હોય ત્હેમના પર જ દૃષ્ટિ રાખી આપે યજ્ઞ કરવો અને આપનું ચિત્ત આનંદિત રાખવું.'

"મહાવિજિતના યજ્ઞમાં ગાયો, બકરાં, મેંઢાં ઇત્યાદિ પ્રાણી મારવામાં આવ્યા નહિ; અને ઝાડો તોડી ત્હેના યૂપ (યજ્ઞસ્તંભ) કરવામાં આવ્યા નહિ; દર્ભનો ઉપયોગ થયો નહિ; અને દાસોને તથા મજુરોને જબરદસ્તીથી કામે રોકવામાં આવ્યા નહિ. જેમની ઇચ્છા હતી તેમણે જ કામ કર્યું, અને જેમની ઇચ્છા નહતી ત્હેમણે તે કર્યું નહિ. ઘી, તેલ, માખણ, દહીં, મધ અને ગોળ એટલા પદાર્થથી તે યજ્ઞ પરિપૂર્ણ કરવામાં આવ્યો.

"ત્યાર પછી રાષ્ટ્રમાંના શ્રીમંત લોકો ભારે ભારે નજરાણું લઇ, મહાવિજિત રાજાના દર્શને આવ્યા. ત્હેમને રાજાએ કહ્યું, 'હે ગૃહસ્થો મ્હને તમારા નજરાણાની જરાએ આવશ્યકતા નથી. ધાર્મિક કરના રૂપમાં મ્હારી પાસે પુષ્કળ દ્રવ્ય ભેગું થયું છે. ત્હેમાંનું ત્મારે કાંઇ જોઇતું હોય તો તે ખુશીથી લઇ જાઓ.'

"આ પ્રમાણે રાજાએ તે ધનાઢ્ય લોકોનાં નજરાણાં ન લીધાથી ત્હેમણે તે દ્રવ્ય વડે આંધળા, લૂલા, લંગડા વગેરે અનાથ લોકો માટે મહાવિજિત રાજાની યજ્ઞશાળાની ચારે બાજુએ ધર્મશાળા બાંધી ત્યાં ગરીબગરબાંઓને દાન આપ્યાં."

બુદ્ધે કહેલી આ યજ્ઞની વાત સાંભળી કૂટદંત સાથે આવેલા બ્રાહ્મણો બોલી ઉઠ્યા કે, "બહુ જ સરસ યજ્ઞ! વાહ બહુ જ સરસ યજ્ઞ!"

પછી બુદ્ધે કૂટદંત બ્રાહ્મણને પોતાના ધર્મનો વિસ્તારપૂર્વક ઉપદેશ આપ્યો. ત્હેનું શ્રવણ કરી કૂટદંત બુદ્ધનો ઉપાસક થયો અને બોલ્યો, "હે ગૌતમ! સાતસો બળદ, સાતસો બકરાં અને સાતસો મેઢાં, આ સર્વ પ્રાણીઓને યૂપથી મુક્ત કરૂં છું; ત્હેમને હું જીવદાન આપું છું! તાજું ઘાસ ખાઇ અને ઠંડુ પાણી પી તેઓ શીતળ હવામાં આનંદથી રહો."

કૂટદંત બ્રાહ્મણે બીજે દિવસે બુદ્ધને પોતાને ઘેર ભિક્ષુસંઘ સહ આમંત્રણ કર્યું અને પોતે પોતાના હાથે સર્વ વ્યવસ્થા કરી બુદ્ધને અને ભિક્ષુસંઘને તૃપ્ત કર્યા.

---

## (૧૯)

## ભારદ્વાજ ખેડૂત

એક વખતે બુદ્ધદેવ મગધરાજ્યમાં એકનાળા નામના બ્રાહ્મણગામમાં રહેતા હતા. તે વેળાએ ભારદ્વાજ બ્રાહ્મણના ખેતરમાં ખેડવાનું કામ ચાલતું હતું, હેણે આ કામમાં પાંચસો હળ રોકેલાં હતાં. એક દિવસ ભારદ્વાજે ખેતર ખેડનારા લોકોને મિજબાની આપી. તે ઉજાણી ચાલતી હતી એવામા બુદ્ધ ભગવાન્ ચીવર ધારણ કરી અને પોતાનું ભિક્ષાપાત્ર હાથમાં લઇ એક બાજુએ ઉભા રહ્યા.

બુદ્ધને ભિક્ષા માટે ઉભા રહેલા જોઈ ભારદ્વાજ બોલ્યો, " હે શ્રમણ ! હું ખેડું છું, વાવું છું અને મ્હારો નિર્વાહ કરું છું, તે પ્રમાણે તું યે ખેતી કરી ત્હારો નિર્વાહ કર, ભિક્ષા શા માટે માગે છે ? "

બુદ્ધે જવાબ આપ્યો, " હું પણ ખેતી પર જ મ્હારો નિર્વાહ કરું છું. "

બ્રાહ્મણે કહ્યું, " વાહ ! તું પોતાને ખેડૂત કહેવડાવે છે, પણ ત્હારાં ઓજારો કાંઇ દેખાતાં નથી એ શું ? ત્હારી ખેતી વળી કેવા પ્રકારની છે તે કહે જોઇએ. "

બુદ્ધ બોલ્યા, " શ્રદ્ધા એ બી છે, ત્હેના ઉપર સદાચરણની વૃષ્ટિ થાય છે. પ્રજ્ઞા એ મ્હારું હળ છે, અને પાપ

કરવામાં રહેલી શરમ એ તે હળનો વચલો દાંડો છે. મન રૂપી દોરાથી એ હળ બાંધેલું છે. સ્મૃતિ એ મ્હારા હળનું ફળ અને એ જ મ્હારો ચાબુક છે. સત્ય એ મ્હારું નીંદણ છે. અને શાન્તિ એ મ્હારી વિશ્રાન્તિ છે. મ્હારો ઉત્સાહ એ જ મ્હારા બળદ છે. મ્હારૂં 'આ હળ' નિર્વાણની દિશામાં ખેડી રહ્યું છે. આ પ્રમાણે કરેલી ખેતી, હે ભારદ્વાજ! અમૃત સમાન ફળ આપનારી થાય છે.. આવા પ્રકારની ખેતી કરનારો મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે." આ બોલવું સાંભળી ભારદ્વાજ બ્રાહ્મણ મ્હોટી થાળીમાં દૂધની ખીર લાવ્યો અને તે બોલ્યો, "હે ગૌતમ! આ ખીર આપ આરોગો. બારેમાં બારે ફળ આપનારી ખેતીના કરનારા આપ ખેડૂત છો!"

બુદ્ધ બોલ્યા, "મ્હેં આજ ત્હારી સાથે મ્હને ભિક્ષા આપવા સંબંધે સંવાદ કીધો છે, માટે આજ આ ભિક્ષા સ્વીકારવી મ્હારે માટે અયોગ્ય છે. તું બીજા કોઇ પણ સત્પુરૂષને આનંદથી સંતુષ્ટ કર. કેમકે સાધુસંત એ પુણ્યનાં ખેતરો જ છે."

---

## ( ૨૦ )

## ગુસ્સે થનાર ભારદ્વાજ

એક સમયે બુદ્ધદેવ રાજગૃહમાંના વેણુવનવિહારમાં રહેતા હતા. પોતાના ગોત્રમાંનો એક બ્રાહ્મણ બુદ્ધનો શિષ્ય થયો, એ સમાચાર સાંભળી આક્રોશક ભારદ્વાજને બહુ ક્રોધ આવ્યો; અને વેણુવનમાં આવી હેણે બુદ્ધ પર ગાળોનો વરસાદ વરસાવ્યો. બુદ્ધે કાંઇ પણ જવાબ ન આપ્યાથી ભારદ્વાજ થોડીક વારમાં શાંત થયો. ત્યારે બુદ્ધે હેને કહ્યું કે " હે બ્રાહ્મણ! હારે ઘેર કદી પણ પરોણા આવે છે ખરા કે ?"

ભારદ્વાજે જવાબ આપ્યો "હા. મ્હારા સગાંવ્હાલાં કદી કદી મ્હારે ઘેર આવે છે."

" અને હેમને તું ખાવાપીવાની સામગ્રી આપે છેને ?"

" હા. મ્હારે ઘેર આવેલા પરોણાનો યોગ્ય આદર-સત્કાર કરી હું હેમને ખાવાપીવાની સામગ્રી આપું છું.

" પણ હે બ્રાહ્મણ! જો હારા પરોણા હારી આપેલી વસ્તુઓ ન સ્વીકારે, તો હેનું શું થાય છે ?"

" હે ગૌતમ ! આ તું શું પૂછે છે ? મ્હેં આપેલી વસ્તુઓ મ્હારા પરોણાને ગમે નહિ તો તે મ્હને પાછી મળે એ દેખીતું જ છે !"

" હે બ્રાહ્મણ ! તેજ પ્રમાણે ત્હેં જે આ ગાળોની ભેટ મ્હારે માટે આણી, ત્હેનો મ્હેં સ્વીકાર કર્યો નહિ. મ્હેં જો ત્હારા પર ગુસ્સો કર્યો હોત કે ત્હને સામે ગાળો આપી હોત તો, ત્હારી ભેટનો મ્હેં અંગીકાર કર્યો એમ કહેવું પડત. પણ હું કાંઇપણ બોલ્યા વિના ચુપચુપ બેસી રહ્યો, એટલે ત્હેનો મેં અંગીકાર કર્યો નથી. હવે, ત્હારી આ ભેટ ત્હારી પાસે જ રહી છે "

બ્રાહ્મણ બોલ્યો, " આપ મ્હોટા સંત છો. એવી આપની સર્વત્ર ખ્યાતિ ફેલાઈ છે; પણ આપ ગુસ્સો કરો છો એ કેમ ?"

બુદ્ધે ઉત્તર આપ્યો, " હે બ્રાહ્મણ ! હું ગુસ્સે થયો નથી એ તો ઉઘાડું જ છે. ગુસ્સે થનાર ઉપર જે સામો જ ગુસ્સો કરે છે ત્હેનું પોતાનું જ ત્હેનાથી અહિત થાય છે. પણ જે કોઈ સામો માણસ ગુસ્સે થવા છતાં પોતે ક્રોધે ભરાતો નથી, તે એક મ્હોટી લડાઇ જીતે છે એમ કહી શકાય; પ્રતિપક્ષી ગુસ્સે થયો છે એવું જોઇ જે અત્યંત વિવેકથી શાન્ત થાય છે તે પોતાનું અને પારકાનું હિત સાધે છે. પોતાનો અને પારકાનો રોગ સારો કરનાર આ મનુષ્યને સદ્ધર્મનું જેમને જ્ઞાન નથી એવા મૂર્ખ લોકો મૂર્ખ સમજે છે !"

આ કથન સાંભળી ક્રોધાળુ ભારદ્વાજ બુદ્ધને શરણે ગયો. અને ભિક્ષુ થઇ કેટલેક કાળે અર્હત્પદને પામ્યો.

---

( ૨૧ )

## ખોટું ન બોલવા વિષે રાહુલને ઉપદેશ

કોઇ એક સમયે બુદ્ધ ભગવાન્ રાજગૃહમાંના વેણુવનમાં રહેતા હતા. તે વેળાએ આયુષ્માન રાહુલ રાજગૃહ પાસે અમ્બલટ્ઠિકા નામના સ્થળમાં રહેતો હતો. એક દિવસ સંધ્યાકાળે બુદ્ધ ભગવાન્ રાહુલ હતો તે ઠેકાણે ગયા. રાહુલે ભગવાનને દૂરથી જોઈ આસન બિછાવ્યું અને ચરણ ધોવાને પાણી લાવી રાખ્યું. બુદ્ધદેવને આસન પર બેસાડી ચરણ ધોયા. રાહુલ તેમને નમસ્કાર કરી એક બાજુએ બેઠો.

બુદ્ધે પગ ધોવાના પાત્રમાં થોડુંક પાણી બાકી રાખ્યું, અને રાહુલને પૂછયું, "રાહુલ! આ અત્યંત અલ્પ જળ તું જુએ છે કે ?"

"હા, ભદંત" રાહુલે ઉત્તર આપ્યો.

"રાહુલ, જેને ખોટું બોલતાં શરમ આવતી નથી, તે માણસનું શ્રામણ્ય ( શ્રમણપણું ) આ પાણી પ્રમાણે ક્ષુલ્લક સમજવું જોઇયે!"

"પછી બુદ્ધે તે પાણી ફેંકી દીધું અને બોલ્યા, "રાહુલ! જેને ખોટું બોલતાં લાજ આવતી નથી. તેનું શ્રામણ્ય આ પાણી પ્રમાણે ત્યાજ્ય છે!"

ફરી બુદ્ધ તે વાસણ ઉંધું પાડી બોલ્યા, "જેને ખોટું બોલવામાં શરમ લાગતી નથી તેનું શ્રામણ્ય આ વાસણ પ્રમાણે ઉંધું થઈ ગયું છે, એમ સમજવું!"

તે વાસણ ફરી ઊંધું રાખી બુદ્ધે કહ્યું, "રાહુલ! આ ખાલી થયેલું વાસણ તું જુએ છે ને? જેને ખોટું બોલવાની શરમ આવતી નથી, તેનું શ્રામણ્ય આ વાસણ પ્રમાણે ખાલી—નકામું—સમજવું!

"રાહુલ! લડાઇ માટે સજ્જ કરેલો એકાદ હાથી પોતાનાં સર્વ અવયવોથી લડાઇ કરશે, પણ સૂંઢ માત્ર રાખી મૂકે તો એમ કહી શકાશે કે આ હાથીએ પોતાનું જીવિત ધણીના કાર્યને માટે આપ્યું નથી. પરંતુ તે જ હાથી જો લડાઇમાં સૂંઢનો પૂર્ણપણે ઉપયોગ કરવા માંડે. તો રાજકાર્યને તેણે પોતાનું આખું જીવિત અર્પણ કર્યું છે, એમ કહેવું પડશે. તે જ પ્રમાણે જેને ખોટું બોલતાં લાજ આવતી નથી, તેને કોઇ પણ પાપ કરતાં લાજ આવશે નહિ, એમ હું કહું છું. માટે હે રાહુલ! મશ્કરીની ખાતર પણ હું ખોટું બોલીશ નહિ, એવો તું નિશ્ચય કર.

"રાહુલ! આરસાનો ઉપયોગ શો?"

"પ્રત્યવેક્ષણ કરવા માટે આરસાનો ઉપયોગ થાય છે." રાહુલે ઉત્તર આપ્યો.

"તેજ પ્રમાણે, રાહુલ! પ્રથમ પોતાનામનની સાથે પ્રત્યવેક્ષણ કરી પછી તું કર્મ કરતો જા. કાયા, વાચા અને મનથી એકાદ કર્મ કરવાનો જ્યારે તું આરંભ કરે, ત્યારે પ્રથમ તું તે કર્મનું પ્રત્યવેક્ષણ કર અને તેમ કરવાથી જો તે કર્મ આત્મપરહિતને આડે આવનારૂં તને જણાય, તો તેનો તું એકદમ ત્યાગ કર. પણ તે જ કર્મ આત્મપરહિત સાધનારૂં અને સુખકારક પરિણામ લાવનારૂં તને જણાય તો તેનો તું અંગીકાર

૨૨. કર્મ કરતાં કરતાં પણ તેનું પ્રત્યવેક્ષણ કરવું જોઇયે અને કર્મ આત્મપરહિતબાધક જણાય તો અધવચમાં જ તેને છોડી દેવું. પણ તે કર્મ સારૂં જણાતાં આગળ ચાલુ રાખવું. વળી રાહુલ! કોઇ પણ કર્મ કર્યા પછી પણ ત્યારે એનું પ્રત્યવેક્ષણ કરવું. તે કર્મ ખરાબ છે, "આત્મપરહિતને વિઘ્ન કરનારૂં છે અને દુઃખપરિણામી છે એમ જણાઇ આવતાં તથાગત પાસે કે વિદ્વાન્ ભિક્ષુ પાસે જઈ ત્યારે તેનો પ્રશ્ચાત્તાપ કરવો અને તે દિવસથી ફરી તે કરવું નહિ. પણ પોતાને હાથે થયેલું કર્મ જો ત્યને આત્મપરહિતસાધક હોઇ સુખપરિણામી છે એમ જણાઈ આવે, તો મુદિત (આનંદિત) અંતઃકરણથી તે કર્મનો ત્યારે ફરી ફરી અભ્યાસ કરવો.

"હે રાહુલ! અતીત કાળમાં જે સાધુસંતોએ પોતાનાં કાયિક, વાચિક અને માનસિક કર્મો પરિશુદ્ધ કર્યા, તે તેમણે પ્રત્યવેક્ષણથી જ કર્યા. ભવિષ્ય કાળમાં જે સાધુસંતો પોતાનાં કર્મો પરિશુદ્ધ કરશે, તે પણ આ પ્રત્યવેક્ષણની સાહાય્યથી જ; તેમ જ વર્તમાન કાળમા સાધુસતો પોતાનાં કર્મો પરિશુદ્ધ કરે છે, તે પણ આ પ્રત્યવેક્ષણ વડે જ કરે છે. અર્થાત્ હે રાહુલ! ફરી ફરી પ્રત્યવેક્ષણ કરતાં કરતાં તું કાયિક, વાચિક અને માનસિક કર્મો શુદ્ધ કરતાં શીખ."

આ પ્રમાણે ભગવાન બોલી રહ્યા પછી રાહુલે તેમનો ઉપદેશ માન્ય કરી તેમને વંદન કર્યું.

---

## (૨૨)

## ભિક્ષુએ કદી પણ ગુસ્સો કરવો ન જોઇયે

મોલિય ફ્લ્ગુન નામના એક ભિક્ષુની અને કેટલીક ભિક્ષુણીઓની મૈત્રી હતી. તે ભિક્ષુણી સંબંધે જો કોઇ ખરાબ શબ્દ બોલતું, તો ફ્લ્ગુનને ખૂબ ગુસ્સો આવતો અને એકદમ તે ત્હેને મારવા દોડતો. આ સમાચાર બુદ્ધને કાને પડતાં જ ત્હેમણે ફ્લ્ગુનને બોલાવી કહ્યું, "હે ફ્લ્ગુન, તું કેટલીક ભિક્ષુણી સંબંધે કોઇ ખરાબ શબ્દ બોલતાં ત્હેના પર ગુસ્સે થાય છે અને લડવાને તૈયાર થાય છે, એ વાત શું ખરી છે?"

"હા, ભદંત." ફ્લ્ગુને ઉત્તર આપ્યો.

બુદ્ધ બોલ્યા, "હે ફ્લ્ગુન! તું કુલીન મનુષ્ય હોઇ શ્રદ્ધાપૂર્વક ભિક્ષુ થયો છે. એવું હોવા છતાં હજી ત્હારા પ્રાપંચિક સંસ્કારો ગયા નથી, એ આશ્ચર્ય નથી શું? હે ફ્લ્ગુન! તે ભિક્ષુણીને જ નહિ, પણ ત્હને સુદ્ધાં કોઇએ ગાળો ભાંડી હોય; ત્હેમના જ નહિ, પણ ત્હારા પોતાના સુદ્ધાં ગાલ પર તમાચા માર્યા હોય; કે પત્થર અને શસ્ત્રથી ત્હેમના જ નહિ પણ તારા શરીર પર સુદ્ધાં પ્રહાર કર્યા હોય; તોયે ત્હારૂં ચિત્ત વિકારવશ થાય નહિ, ત્હારા મુખમાંથી ભૂંડા શબ્દો નિકળે નહિ ત્હારા મનમાં તે વેળાએ ત્હારા શત્રુ પર અનુકંપા અને મૈત્રી રહે, અને ક્રોધ આવે નહિ, એ બદ્દલ ત્હારે સાવચેતી રાખવી જોઇએ."

ત્યાર પછી બુદ્ધગુરુ ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, " હે ભિક્ષુઓ ! એવો એક સમય હતો કે જે સમયે ભિક્ષુ મ્હારા ક્હેવા પ્રમાણે ચાલવામાં કસુર કરતા નહિ. હું ત્હેમને ક્હેતો કે હું દિવસમાં એક જ વખત જમું છું અને તેથી કરીને મ્હને ઘણું ખરૂં રોગનો ઉપદ્રવ થતો નથી, મ્હારાં અંગોમાં હોંશિયારી રહે છે, બળ રહે છે અને હું સુખથી રહું છું. તે જ પ્રમાણે ત્હમે પે દિવસમાં એક જ વાર જમતા જાઓ અને તેથી કરીને નીરોગી, હોંશિયાર અને બળવાન્ થઇ સુખેથી રહો. તે ભિક્ષુઓને મ્હારે પુષ્કળ ઉપદેશ કરવો પડતો નહિ, કેવળ ત્હેમના કર્ત્તવ્યનું સ્મરણ કરાવવું પડતું. જેમ કેળવેલા ઉત્તમ ઘોડા સીધા માર્ગ પર રથખેંચી જતાં ચાબુકની અપેક્ષા રાખતા નથી તે પ્રમાણે તે ભિક્ષુઓને અનુશાસન કરવું પડતું નહિ.

"ભિક્ષુઓ ! ત્હમે પણ તે ભિક્ષુઓ પ્રમાણે અશુભધર્મ છોડીને શુભધર્મનો અભ્યાસ કરો. ગામ કે નગરની બ્હાર શાલવૃક્ષોનું એકાદ જંગલ વધી ગયું હોય અને એકાદ મનુષ્ય ત્હેની સુધારણા કરવા માટે ત્હેની આસપાસનાં કાંટાવાળાં તેમ જ વાંકાં ચુંકાં ઝાડો કાઢી નાંખી જંગલને સાફ કરે તો શાલવૃક્ષોની ઘણી જ અભિવૃદ્ધિ થાય. તે જ પ્રમાણે હે ભિક્ષુઓ ! ત્હમારા અંતઃકરણમાંની અશુભ મનોવૃત્તિઓ નિર્મૂળ કરી, કુશલ મનોવૃત્તિઓની વૃદ્ધિ કરો. તેથી કરીને આ મ્હારા ધર્મમાં ત્હમારી ઉન્નતિ થશે.

"હે ભિક્ષુઓ ! પ્રાચીન કાળમાં આ શ્રાવસ્તિમાં વૈદેહિકા નામની એક કુલીન સ્ત્રી રહેતી હતી. તે અત્યંત શાંત અને

નમ્ર હોવા માટે પ્રખ્યાત હતી. ત્હેની પાસે કાળી નામની એક દાસી હતી. ત્હેના મનમાં એક વાર એવો સવાલ ઉઠ્યો કે મ્હારી શેઠાણી ખરેખર જ શાંત છે, કે હું સવ કામો વખતસર કરું છું તેથી ત્હેને મ્હારા પર ગુસ્સે થવાને કદિ જ પ્રસંગ આવતો નથી?

"એક દિવસ પોતાની શેઠાણીની પરીક્ષા કરવાને કાળી દાસી જરા મોડી ઉઠી આથી વૈદેહિકાએ ભવાં ચઢાવી કાળીને કહ્યું, 'કેમ રે કાળી! આજ શામાટે મોડી ઉઠી?'

'કાંઇ નહિં બા, સાહેબ! સહજ મોડું થઇ ગયું.' કાળીએ ઉત્તર આપ્યો.

"'કાંઇ નહિં! અમથી જ મોડી ઉઠી? તું તો સાવ નઠારી છે, વૈદેહિકા કાળી તરફ ઘુરકવા લાગી.

"'હંહં' શેઠાણીને ગુસ્સો તો ખૂબ આવે છે! પણ આડોશીપાડોશીને માત્ર તે પોતાનું ખરું સ્વરૂપ દેખાડતી નથી!" કાળીએ મનમાં જ ઉદ્ગાર કાઢ્યા.

"વળી કેટલાક દિવસ વીત્યા પછી પોતાની શેઠાણીની પુરી પરીક્ષા કરવા માટે કાળી દાસી વધારે મોડી ઉઠી. આથી વૈદેહિકા રાતી પીળી થઇ ગઈ અને બારણાનો નકુચો કાઢી ત્હેના કપાળમાં માર્યો. કાળીના માથામાંથી લોહીની ધાર વહેવા લાગી. ત્હેણે રસ્તા પર જઈ મ્હોટા રાગડા કાઢવા માંડ્યા. આથી આડોશીપાડોશી લોકો ત્હેની આસપાસ ભેગા થયા અને ત્હેનું કપાળ કેમ ફુટ્યું એ વિષે પુછપરછ કરવા લાગ્યા.

"કાળી બોલી, 'આ અમારાં શાન્ત અને નમ્ર શેઠાણીનું પરાક્રમ છે. આખા ઘરમાં હું એકલી જ દાસી અને ઉઠતાં જરા

ગોઢું થયું, એટલે એમણે બારણાનો નકૂચો કાઢી મ્હારા કપાળમાં માર્યો!'

"તે દિવસથી વૈદેહિકા ઘણી દુષ્ટ અને ગરમ સ્વભાવની છે એવી ત્હેની અપકીર્તિ થઇ."

"આ પ્રમાણે, હે ભિક્ષુઓ! એકાદ ભિક્ષુ જ્યાં સુધી ત્હેની વિરુદ્ધ ખરાબ શબ્દો ત્હેના કાન પર પડતા નથી, ત્યાં સુધી શાન્ત અને નમ્ર હોય છે. પણ જ્યારે ખરાબ શબ્દો સાંભળવાનો પ્રસંગ આવે છે, ત્યારે તે શાન્ત અને નમ્ર છે કે નહિ એની પરીક્ષા કરી શકાય છે. જે અન્ન વસ્ત્ર મેળવવા ખાતર શાન્ત કે નમ્ર રહે છે, ત્હેને હું શાન્ત કે નમ્ર કહેતો નથી. પરંતુ જે ધર્મના ગૌરવથી ધર્મને પૂજ્ય માનીને શાન્ત થાય છે, તે જ ખરો શાન્ત ગણાય; અને તે જ ખરો નમ્ર હોઇ શકે.

"હે ભિક્ષુઓ કોઇ યોગ્ય વેળાએ બોલે છે, તો કોઇ અયોગ્ય વેળાએ બોલે છે; કોઈ બનેલી વાત કહે છે તો કોઇ ન બનેલી વાત કહે છે; કોઈ મધુર બોલે છે તો કોઇ કટુ બોલે છે; કોઇ હિત માટે બોલે છે તો કોઇ અહિત માટે બોલે છે; કોઈ મિત્રભાવે બોલે છે તો બીજો કોઇ દ્વેષબુદ્ધિથી બોલે છે. આ સર્વ પ્રસંગે હે ભિક્ષુઓ! ત્હમારૂં ચિત્ત વિકારવશ થાય નહિ, ત્હમારા મુખમાંથી ભૂંડા શબ્દો નીકળે નહિ, ત્હમારા અંતઃકરણમાં દયા અને મૈત્રી વસે, દ્વેષ રહે નહિ, અને જે મનુષ્ય પોતાની વિરુદ્ધ બોલ્યો હોય ત્હેને આધાર બનાવી અખિલ જગત પર ત્હમે મૈત્રીની ભાવના કરી શકો, એવો ત્હમારે અભ્યાસ કરવો જોઇએ.

"હે ભિક્ષુઓ ! એકાદ મનુષ્ય ટોપલી અને કોદાળી લઇ કહેશે કે 'આ સર્વ પૃથ્વી હું ખોદી નાંખીશ!' બીજો એકાદ લાક્ષારસ, હરિદ્રારસ, કે મંજિષ્ઠારસ લઇ કહેશે કે 'આ આકાશ હું રંગી નાંખીશ.' ત્રીજો એકાદ ઘાસની પૂળી સળગાવી કહેશે કે 'આ ગંગા નદીને સંતપ્ત કરી મૂકીશ.' આ સર્વ મનુષ્યના પ્રયત્નોનું પૃથ્વી, આકાશ કે ગંગા નદી પર કાંઇજ પરિણામ થનાર નથી; તે પ્રમાણે બીજા લોકોનાં બોલવાનું ત્હમારાં અંતઃકરણ ઉપર જરાએ ખરાબ પરિણામ થવું જોઇએ નહિ.

"હે ભિક્ષુઓ! જો લુંટારૂઓ આવીને કરવતથી એકાદ ભિક્ષુનાં અવયવ કાપવાની શરૂઆત કરે, અને તે પ્રસંગે તે ભિક્ષુ જો ચીઢાય, તો ત્હેને મ્હારો ખરો અનુયાયી ગણી શકાય નહિ. એવે પ્રસંગે પણ હે ભિક્ષુઓ! ત્હમને ચીઢ આવે નહિ, ત્હમારા મુખમાંથી ખરાબ શબ્દો નીકળે નહિ, ત્હમારા અંતઃકરણમાં દયા અને મૈત્રી રહે, તથા ત્હમારા શત્રુને આધાર તરીકે રાખીને ત્હમે આખા જગત પર નિસ્સીમ મૈત્રીની ભાવના કરી શકો એવી હમેશાં સાવચેતી રાખો.

"હો ભિક્ષુઓ! આ મ્હારા ઉપદેશને ત્હમે ક્રકચોપમ (કરવત જેવો) ઉપદેશ કહેજો, અને ત્હેનું ફરી ફરી મનન કરજો. શું એવો કોઈ પણ મ્હોટો કે ન્હાનો ખરાબ શબ્દ છે કે જે ત્હમારાથી સહન ન થઇ શકે?"

બુદ્ધ ભગવાનના આ ઉપદેશનું ભિક્ષુઓએ પ્રસન્ન ચિત્તથી અભિનંદન કર્યું.

---

## (૨૩)

## ચાર સ્મૃત્યુપસ્થાનો (જાગૃતિનાં સાધનો)

એક સમયે બુદ્ધ ભગવાન્ કુરુરાષ્ટ્રમાં કમ્માસદમ્મ (કલ્માષદમ્ય) નામના શહેરમાં રહેતા હતા. ત્યાં તેઓ ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા કે "હે ભિક્ષુઓ! મનુષ્ય પ્રાણીની શુદ્ધિ થવા માટે, શોક અને ખેદની પાર જવા માટે, સન્માર્ગ મેળવવા માટે અને નિર્વાણનો અનુભવ લેવા માટે ચાર સ્મૃત્યુપસ્થાનો એ જ માત્ર ખરો માર્ગ છે. પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરવું, વેદનાનું યથાર્થ રીતે અવલોકન કરવું, ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરવું અને મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરવું, એ ચાર સ્મૃત્યુપસ્થાનો છે.

"હે ભિક્ષુઓ! એકાદ ભિક્ષુ અરણ્યમાં ઝાડ નીચે કે એકાન્તમાં પલાંઠી વાળી અને ડોકથી કમ્મર સુધીનો ભાગ ટટ્ટાર રાખી બેસે છે. તે જાગૃત અંતઃકરણથી શ્વાસ અંદર લે છે અને જાગૃત અંતઃકરણથી શ્વાસ બહાર કાઢે છે; પોતાના આશ્વાસ અને પ્રશ્વાસ દીર્ઘ છે કે હ્રસ્વ છે, ત્હેની ત્હેને પૂર્ણ સ્મૃતિ હોય છે; આખા શરીર વિષે જાગૃતિ રાખી આશ્વાસ પ્રશ્વાસ કરવાનો તે અભ્યાસ કરે છે. જેમ એકાદ હોંશિયાર સુથાર (શારડીથી છિદ્ર પાડનાર) કે ત્હેનો હોંશિયાર મદદનીશ પોતે દોરી જોરથી કે ધીરે ખેંચે છે તે સારી રીતે સમજે છે, તેમજ આ ભિક્ષુ પોતે દીર્ઘ કે હ્રસ્વ આશ્વાસ પ્રશ્વાસ કરે છે

તે તે સારી રીતે જાણે છે. આ પ્રમાણે તે પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"તે જવા આવવામાં, આમ તેમ જોવામાં, બેસવા ઉઠવામાં, પાત્ર ચીવર ધારણ કરવામાં, જમવામાં, ખાવા પીવામાં, શૌચમુખમાર્જનાદિ કરવામાં, બોલવા ચાલવામાં, સ્મૃતિ રાખે છે. હેની સર્વ ક્રિયા સ્મૃતિપૂર્વક થાય છે. આ પ્રમાણે તે પોતાના દેહનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"વળી તે પોતાના દેહનું પગથી કેશ સુધી અવલોકન કરે છે. આ દેહમાં કેશ, લોમ, નખ, દાંત, ત્વચા, માંસ, સ્નાયુ, અસ્થિ, અસ્થિમજ્જા, મૂત્રાશય, હૃદય, કાળજું, કોયળી, બરોળ, ફેફસાં, આંતરડાં, આંતરડાંની દોરી, કોઠામાંના પદાર્થ, વિષ્ટા, પિત્ત, શ્લેષ્મ, પરૂ, રક્ત, સ્વેદ, મેદ, અશ્રુ, થુંક, લીંટ, વીર્ય એ પદાર્થો છે. એકાદ ટોપલીમાં જુદાં જુદાં ધાન્યો ભર્યાં હોય તો તે ટોપલી ઠાલવી નાંખી એકાદ દેખતો માણસ તે જુદાં જુદાં કરી શકશે કે આ મગ, આ ચોખા, આ અડદ, આ તલ વગેરે, તે જ પ્રમાણે આ (યોગી) આ કેશ, આ લોમ, ઇત્યાદિ પોતાના દેહમાંના અપવિત્ર પદાર્થોનું અવલોકન કરે છે.

"તે સ્મશાનમાં જાય, ત્યાં પડેલાં જુદા જુદા પ્રકારનાં પ્રેતો જુએ છે. એકાદ પ્રેત સુજીને મ્હોટું થયેલું હોય છે; એકાદ કાગડા કૂતરાં વગેરે પ્રાણીઓએ ખાઇને છિન્નભિન્ન કર્યું હોય છે, તો એકાદનાં અસ્થિ જ સિલ્લકમાં રહ્યાં હોય છે. આવાં પ્રેતો તરફ જોઇ તે એવો વિચાર કરે છે કે, મ્હારો દેહ સુદ્ધાં

આવી સ્થિતિએ જ પ્હોંચવાનો છે ! આ સ્થિતિથી મ્હારો દેહ મુક્ત થવો શક્ય નથી.' આ દેહ ઉત્પન્ન થઇ નાશ પામે છે એનું તે સ્મરણ રાખે છે; દેહ આવો છે એનું એ સ્મરણ રાખે છે. તે અનાસક્ત થાય છે, જગતમાં કોઇપણ વસ્તુની તે આસક્તિ રાખતો નથી. આ પ્રમાણે તે પોતાના દેહનું યથાર્થપણે અવલોકન કરે છે,

" હે ભિક્ષુઓ ! એકાદ ભિક્ષુ પોતાની વેદનાઓનું અવલોકન કરે છે. તે સુખકારક વેદના અનુભવતો હોય, તો તે સમજે છે કે પોતે સુખકારક વેદના અનુભવે છે અને તે દુઃખકારક વેદના અનુભવતો હોય તો તે યે સમજે છે કે પોતે દુઃખકારક વેદના અનુભવી રહ્યો છે; તે સુખદુઃખથી રહિત વેદના અનુભવતો હોય તો તે સમજે છે કે પોતે સુખદુઃખથી રહિત વેદના અનુભવી રહ્યો છે. તે આ વેદના લોભથી અનુભવે છે, કે અલોભથી અનુભવે છે, એવું ત્હેને સ્મરણ હોય છે. આ પ્રમાણે તે અધ્યાત્મિક કિંવા બાહ્ય વેદનાનું યથાર્થ રીતે અવલોકન કરે છે. વેદના ઉત્પન્ન થઈ વિનાશ પામે છે એ તે જુએ છે. પોતાના અંગમાં વેદના છે એવું એને સ્મરણ હોય છે. સ્મૃતિ અને જ્ઞાન મેળવવાને તે અનાસક્ત થાય છે. આ લોકમાં કશાની યે આસક્તિ રાખતો નથી. આ પ્રમાણે ભિક્ષુ વેદનાઓનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

" હે ભિક્ષુઓ ! એકાદ ભિક્ષુ પોતાના ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરે છે. પોતાનું ચિત્ત સકામ છે કે નિષ્કામ; સદ્વેષ કે વિગતદ્વેષ છે; સમોહ છે કે વીતમોહ છે; સંક્ષિપ્ત છે કે વિક્ષિપ્ત

છે; સમાહિત છે કે અસમાહિત છે; વિમુક્ત છે કે અવિમુક્ત છે; ઇત્યાદિ સર્વ તે જાણે છે. આ પ્રમાણે પોતાના કે પારકાના ચિત્તનું હેને જ્ઞાન થાય છે. ચિત્ત ચંચલ છે, એ તે જાણે છે. ચિત્ત એવું કાંઇક છે એની હેને સ્મૃતિ હોય છે. કેવળ સ્મૃતિ અને જ્ઞાન મેળવવા માટે તે કોઇપણ પદાર્થમાં આસક્તિ ન રાખતાં વર્તન કરે છે. આ પ્રમાણે ભિક્ષુ ચિત્તનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

'હે ભિક્ષુઓ ! એકાદ ભિક્ષુ પોતાની મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરે છે. તે કામવિકાર, દ્વેષબુદ્ધિ, આળસ, અસ્વસ્થતા અને સંશય એ પાંચ જ્ઞાનનાં આવરણો પોતાનાં અંતઃકરણમાં છે કે નહિ, એ બરાબર તપાસે છે. આ આવરણની ઉત્પત્તિ કેમ થાય છે, તે ઉત્પન્ન થતાં હેનો વિનાશ શી રીતે કરાય છે, અને ફરી હેનો ઉત્પાદ ન થવા વિષે શો ઉપાય છે એ સર્વ તે જાણે છે. આ પ્રમાણે આ પાંચ મનોવૃત્તિનું તે યથાર્થ રીતે અવલોકન કરે છે.

" વળી તે પંચસ્કંધનું યથાર્થ રીતે અવલોકન કરે છે. રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન આ પાંચ સ્કંધોનો ઉદય અને અસ્ત કેમ થાય છે એ તે જાણે છે. આ પ્રમાણે આભ્યંતર કે બાહ્ય સ્કંધોનું તે યથાર્થ રીતે અવલોકન કરે છે.

"વળી તે ચક્ષુ, રૂપ ઇત્યાદિ આભ્યંતર અને બાહ્ય આયતનોનું યથાર્થ રીતે અવલોકન કરે છે. ચક્ષુ અને રૂપ, કર્ણ અને શબ્દ, નાસા અને ગંધ, ત્વચા અને સ્પર્શ, મન અને મનોવૃત્તિ એ સોના સંયોગે ક્યાં ક્યાં બંધનો ઉત્પન્ન થાય છે,

એનાથી ઉત્પન્ન થયેલાં બંધનોનો નાશ કેમ થાય છે, અને ફરી બંધનો ઉત્પન્ન ન થવાના ઉપાય શા, એ તે જાણે છે.

" વળી, તે સાત બોધ્યંગોનું યથાર્થ રીતે અવલોકન કરે છે. સ્મૃતિ, ધર્મપ્રવિચય, વીર્ય, પ્રીતિ, પ્રશ્રબ્ધિ, સમાધિ અને ઉપેક્ષા એ સાત ધર્મો પોતાના અંતઃકરણમાં છે કે નહિ એ તે જાણે છે. ન હોય એવા સંબોધ્યંગોને ભાવનાના બળથી પૂર્ણતાએ કેમ પહોંચાડવા, એ યે તે જાણે છે. આ પ્રમાણે તે આભ્યંતર અને બાહ્ય મનોવૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

"આ સિવાય તે ચાર આર્યસત્યોનું યથાર્થ રીતે અવલોકન કરે છે. આ દુઃખ છે, આ દુઃખનો સમુદય છે, આ દુઃખનો નિરોધ છે, અને આ દુઃખનિરોધનો માર્ગ છે, એ તે જેમ છે તેમ જાણે છે. આ પ્રમાણે તે આભ્યંતર અને બાહ્ય વૃત્તિનું યથાર્થ રીતે અવલોકન કરે છે.

" હે ભિક્ષુઓ ! આ ચાર સ્મૃત્યુપસ્થાનોની ઉપર કહ્યા પ્રમાણે સાત વર્ષ સુધી ભાવના કરતાં ભિક્ષુને અર્હત્પદની પ્રાપ્તિ થશે; કાંઈ નહિ તો તે અનાગામી તો થશે જ. (આ લોકમાં ત્હેને જન્મ ધારણ કરવો પડશે નહિ.)

ભિક્ષુજનો! સાત વર્ષ તો જવા દો, પણ જો કોઇ આ સ્મૃત્યુપસ્થાનોનું ભારે લાગણીપૂર્વક પાંચ–ચાર–ત્રણ–બે–એક વર્ષ, સાત માસ, સાત દિવસ યથાર્થરીતે ચિંતન કરશે, તો ત્હેને અર્હત્પદની પ્રાપ્તિ થશે–કાંઈ નહિ તો તે અનાગામી તો થશે જ!"

બુદ્ધ ભગવાનના આ ઉપદેશનું ભિક્ષુઓએ મુદિત અંતઃકરણથી અભિનંદન કર્યું.

## (૨૪)

## વિષયોની મીઠાશ, વિષયોથી દુઃખ અને તેમાંથી મુક્તિ.

એક સમયે બુદ્ધ ભગવાન શ્રાવસ્તિમાં રહેતા હતા, ત્યારે ત્હેમણે ભિક્ષુઓને બોલાવી કહ્યું કે, "હે ભિક્ષુઓ! વિષયની મીઠાશ એટલે શું ? આંખને ગમતાં રૂપો, કાનને ગમનારા શબ્દો, નાકને ગમનારી સુગંધ, જીભને ગમનારો રસ અને ત્વચાને ગમનારો મૃદુ સ્પર્શ, આ પંચેંદ્રિયના વિષયથી મનુષ્યને જે સુખ થાય છે, તેને જ હું વિષયોની મીઠાશ કહું છું.

"પણ હે ભિક્ષુઓ! આ વિષયમા દોષ શો ? એકાદ તરુણ માણસ કારકુની કરીને, વ્યાપાર કરીને, ખેતી કરીને, કે સરકારી નોકરી કરીને, પોતાનો નિર્વાહ કરે છે. પોતાના ધંધાને લીધે ત્હેને અત્યંત કષ્ટ સહન કરવું પડે છે, તોપણ વિષયોપભોગની વસ્તુ મેળવવા માટે તે રાતદિવસ ખટપટ કરે છે. આટલી મહેનત કરીને જો આ વસ્તુઓ ત્હેને પ્રાપ્ત થતી નથી તો તે શોકાકુલ થઈને પોતાનો પ્રયત્ન વ્યર્થ ગયો, એની ચિંતામાં વિચારમૂઢ બની જાય છે. વળી જો કદાચિત્ ત્હેના ઉદ્યોગમાં તેને યશ મળે અને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય, તો તે દુષ્ટ રાજા કે ચોરો લૂંટી ન જાય, અગ્નિ અને ઉદકથી ત્હેનો નાશ ન થાય, તથા અપ્રિય સગાંઓથી ત્હેને હરકત થાય નહિં, તેથી તે રાતદિવસ ત્હેની

સંભાળ રાખવામાં ગૂંથાય છે, અને ત્હેનાથી ત્હેના મનને ઘણો ત્રાસ ભોગવવો પડે છે. પણ આટલો બંદોબસ્ત કર્યા છતાં પણ રાજા કે લૂંટારા ત્હેની સંપત્તિ લૂંટે છે; આગથી કે રેલથી તે સંપત્તિનો નાશ થાય છે; અથવા દુષ્ટ સગાંવ્હાલાંઓ ત્હેનું હરણ કરે છે, આવે પ્રસંગે તે ગૃહસ્થને અત્યંત દુઃખ થાય છે.

"વળી ભિક્ષુઓ! આ વિષયો માટે જ રાજાઓ રાજા જોડે લડે છે, ક્ષત્રિયો ક્ષત્રિય સાથે લડે છે, બ્રાહ્મણ બ્રાહ્મણ સાથે લડે છે, વૈશ્ય વૈશ્ય સાથે લડે છે, મા પુત્ર જોડે લડે છે, પુત્ર મા જોડે લડે છે, બાપ દીકરા જોડે લડે છે, બ્હેન ભાઇ જોડે લડે છે, ભાઇ બ્હેન જોડે લડે છે, અને મિત્ર મિત્ર જોડે લડે છે! તેમના આ કલહનું પરિણામ કોઇક વાર એવું આવે છે કે તેઓ હાથે, પથ્થરે, લાકડીએ કે શસ્ત્રથી એકમેક પર પ્રહાર કરે છે, અને તેથી મરણ પામે છે, અથવા મરણાંતિક દુઃખ ભોગવે છે.

"વળી ભિક્ષુઓ! આ વિષયોની પ્રાપ્તિ માટે જ લોક લડવાને સજ્જ થાય છે, અને ભયંકર સંગ્રામમાં પ્રવેશ કરે છે. ત્યાં શસ્ત્રાસ્ત્રોથી ત્હેમને મરણ આવે છે કે જખમો વગેરે થઇ તેઓ મરણાંતિક દુઃખ ભોગવે છે. બીજા કેટલાક લોક વિષયોપભોગ માટે ચોરી કરે છે, લૂંટ ચલાવે છે, મુસાફરો પર તૂટી પડે છે, કે પરસ્ત્રી ગમન કરે છે. તેમને પકડી રાજાઓ વિવિધ પ્રકારની શિક્ષા કરે છે. રાજપુરુષ ત્હેમને ફટકા મારે છે. ત્હેમના હાથ પગ તોડી નાંખે છે, ત્હેમનાં નાક કાન કાપે છે; અથવા ત્હેમનો શિરચ્છેદ કરે છે. આવી રીતે વિષયલોભને લીધે તે મરણ પામે છે, કે મરણાંતિક વેદના ભોગવે છે.

"વળી ભિક્ષુઓ ! આજ વિષયભોગ માટે મનુષ્યપ્રાણી કાયા, વાચા, મને કરીને આ લોકમાં દુષ્ટ આચરણ કરી મરણોત્તર દુર્ગતિને પામે છે.

"ભિક્ષુઓ ! વિષયોની આસક્તિ છોડી દીધાથી જ મનુષ્યની ત્હેમાંથી મુક્તતા થાય છે. (કેવળ બાહ્ય સ્વરૂપમાં વિષયોનો ત્યાગ કરે તો ત્હેમાંથી મનુષ્ય મુક્ત થાય છે એમ નથી.)

"હે ભિક્ષુઓ ! આ પ્રમાણે જે શ્રમણ બ્રાહ્મણ વિષયોની મીઠાશ, વિષયોના દોષ અને વિષયમાંથી મુક્તિ યથાર્થપણે જાણે છે તે પોતે વિષયોનો ત્યાગ કરશે, અને બીજાને તેમ કરવાનો ઉપદેશ કરશે, એ સંભવિત છે.

"ભિક્ષુજનો ! સૌંદર્યની મીઠાશ કઈ? એકાદ અત્યંત સુસ્વરૂપ તરુણ બ્રાહ્મણકન્યા, ક્ષત્રિયકન્યા અથવા વૈશ્યકન્યા જોઇ જે સુખ ઉત્પન્ન થાય છે, તે જ સૌંદર્યની મીઠાશ છે!

"પણ આ સૌંદર્યમાં દોષ કયો? હે ભિક્ષુઓ ! તે જ તરુણી જ્યારે વૃદ્ધ થાય છે, ત્હેની પીઠ વળી જાય છે, હાથમાં લાકડી લીધા સિવાય તે ચાલી શકતી નથી, ત્હેનાં સર્વ અવયવ ધ્રૂજ્યા કરે છે, દાંત પડી જાય છે, વાળ સફેદ થઇ જાય છે, ડોક હાલ્યા કરે છે, મોઢા પર કરચલીઓ પડી જાય છે, ત્યારે ત્હેનું પૂર્વનું સૌંદર્ય નષ્ટ થઇ તે કદ્રૂપી થાય છે કે નહિ ?"

"થાય છે, ભદંત !" ભિક્ષુઓ બોલ્યા.

"આ જ એ સૌંદર્યનો દોષ છે, એમ હું કહું છું. ભિક્ષુઓ! તે જ સુંદર સ્ત્રીનું પ્રેત સ્મશાનમાં પડેલું, કાગડા કે કુતરાએ કરડેલું, અથવા બીજી રીતે બગડેલું ત્હમારા જોવામાં આવે તો તે પૂર્વનું સૌંદર્ય નષ્ટ થઇને ત્હેને ઠેકાણે વિકાર ઉત્પન્ન થયો, એમ ત્હમને જણાશે કે નહિ?"

"હા ભદંત!" ભિક્ષુઓએ ઉત્તર આપ્યો.

"ઓ ભિક્ષુઓ! સૌંદર્ય વિષે આસક્તિરહિત થવું એ જ સૌંદર્યથી ઉત્પન્ન થનારા ભયમાંથી મુક્ત થવાનો ખરો માર્ગ છે. સૌંદર્યની મીઠાશ કઇ, ત્હેમાં દોષ કયો, અને ત્હેમાંથી મુક્તતા કેમ થાય છે એ જે બ્રાહ્મણને યથાર્થ રીતે સમજાયું, તે પોતે સૌંદર્યથી મુક્ત થશે, અને ત્હેમાંથી મુક્ત થવાનો માર્ગ બીજાઓને શીખવશે, એ સંભવિત છે."

---

## (૨૫)

## સાર ગ્રહણ કરવો જોઇએ.

બુદ્ધ ભગવાન રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વત પર રહેતા હતા. દેવદત્ત સંબંધે વાત કરતાં હેમણે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ ! એકાદ કુલપુત્ર શ્રદ્ધાપૂર્વક ગૃહત્યાગ કરીને પ્રવ્રજ્યા લે છે. પોતે સંસાર દુઃખમાંથી મુક્ત થવું એવી એની ઇચ્છા હોય છે. પરંતુ ભિક્ષુ થવાથી લોકો તરફથી હેનો સત્કાર થાય છે, અને તેથી તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. જેમ એકાદ માણસ મ્હોટા વૃક્ષનો સાર ગ્રહણ કરવા જાય છે, અને હેનાં ડાંખળાં પાંદડાં લઇને તેજ સાર છે એમ સમજે છે તે જ પ્રમાણે આ મનુષ્ય કેવળ પ્રવ્રજ્યાને જ શ્રામણ્યનો સાર ગણી મોહિત થાય છે.

"હે ભિક્ષુઓ ! બીજો એકાદ કુલપુત્ર પ્રવ્રજ્યાથી સંતોષ ન પામતાં શીલવાન થાય છે, પણ પોતાના શીલથી ગર્વિત થઇ તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. હું જ માત્ર શીલવાન્, બીજા ભિક્ષુ દુઃશીલ, એવું તે કહ્યા કરે છે. જેમ એકાદ મનુષ્ય મોટા વૃક્ષનો સાર લાવવાને જાય છે, અને તે વૃક્ષની છાલનો ઉપરનો ભાગ લઇને હેને જ સાર સમજી સંતોષ માને છે, તેજ પ્રમાણે આ ભિક્ષુ શીલ જ શ્રામણ્યનો સાર છે, એમ સમજી મોહિત બને છે.

" ત્રીજો એકાદ કુલપુત્ર શ્રદ્ધાપૂર્વક પ્રવ્રજ્યા લઈ તેટલાથી સંતોષ ન માનતાં શીલવાન થાય છે, અને સમાધિનો અભ્યાસ કરે છે; પણ સમાધિની પ્રાપ્તિ થયા પછી હેને પોતે કૃતાર્થ થયો એમ લાગે છે, અને તેથી તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. જેમ એકાદ માણસ મ્હોટા વૃક્ષનો સાર લેવા જઇ, વૃક્ષની છાલને જ સાર માની સંતોષ પામે છે તે પ્રમાણે આ ભિક્ષુ સમાધસુખને જ શ્રામણ્યનો સાર સમજી મોહિત થાય છે.

" ચોથો એકાદ કુલપુત્ર શ્રદ્ધાપૂર્વક ભિક્ષુ થઇ શીલ અને સમાધિથી સંતુષ્ટ ન થતાં પ્રજ્ઞાનો અભ્યાસ કરે છે, પરંતુ પ્રજ્ઞામાં જ શ્રામણ્યનું સર્વસ્વ છે એમ માની લઇ તે આત્મસ્તુતિ અને પરનિંદા કરે છે. 'હું પ્રજ્ઞાવાન છું, અને બીજા ભિક્ષુ દુષ્પ્રજ્ઞ છે,' એમ તે કહે છે. જેમ એકાદ માણસ મ્હોટા વૃક્ષનો સાર લેવા જાય છે અને હેની છાલ કાઢી હેની અંદરના લાકડાને જ સાર માની બેસે, તેમજ આ ભિક્ષુ પ્રજ્ઞાને જ શ્રામણ્યનો સાર સમજી મોહિત થઈ જાય છે.

" પણ પાંચમો એકાદ કુલપુત્ર ભિક્ષુ થઈ શીલ, સમાધિ અને પ્રજ્ઞાની પ્રાપ્તિથી સંતોષ ન પામતાં નિર્વાણનો સાક્ષાત્કાર કરી લે છે. તે આ ગુણોથી ગર્વિત થઇ આત્મસ્તુતિ કે પરનિંદા કરતો નથી. જેમ એકાદ મનુષ્ય મ્હોટા વૃક્ષનો સાર લાવવા જાય છે અને તે વૃક્ષની છાલ વગેરે કાઢી, અને હેનું પોચું લાકડું ફેંકી નાંખી અંદરનો ખરેખરો સાર ખેંચી લે છે તેમજ આ ભિક્ષુ શ્રામણ્યનો ખરો સાર જે નિર્વાણ તે મેળવી લે છે.

" ઓ ભિક્ષુઓ ! આ બ્રહ્મચર્ય આદરસત્કાર મેળવવા માટે નહિ, શીલસંપત્તિ મેળવવા માટે નહિ, સમાધિસંપત્તિ મેળવવા માટે નહિ, કે પ્રજ્ઞા પ્રાપ્ત કરવા માટે નહિ, પરંતુ આત્યંતિક ચિત્તવિમુક્તિ ( નિર્વાણ ) માટે છે; આત્યંતિક ચિત્તવિમુક્તિ એ બ્રહ્મચર્યનો સાર છે, અને એ જ બ્રહ્મચર્યનું પર્યવસાન છે.

---

## (૨૬)

### મારનું બીડ.

બુદ્ધ ભગવાન શ્રાવસ્તિમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતા હતા; ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા કે-" હે ભિક્ષુઓ! બીડ કરનારો મનુષ્ય પશુઓના કલ્યાણને માટે બીડ કરતો નથી. તેનો હેતુ એવો હોય છે કે 'આ બીડમાંનું ઘાસ ખાઇને પશુઓ પોતાનું ભાન ભૂલી જશે, અને તેથી તે સઘળાં આપણા તાબામાં આવશે.'

" હે ભિક્ષુઓ ! આવા એક બીડમાં એક જાતનાં પશુઓ આવી પુષ્કળ ઘાસ ખાઇને નિશ્ચિંત થયાં, અને તેથી તે સર્વે બીડના માલિકના તાબામાં આવ્યા. તે જોઇ બીજાં કેટલાંક પશુઓએ એવો વિચાર કર્યો કે આ બીડમાં પેંસવું સર્વ રીતે અનિષ્ટકર્તા છે. તેમણે તે બીડનો ત્યાગ કર્યો અને તે ઉજ્જડ અરણ્યમાં પેઠાં. પરંતુ ઉન્હાળાના દિવસો આવતાં ત્યાં તેમને ચારાપાણીની તાણ પડી તેથી તેમના શરીરમાં બળ રહ્યું નહિ. તે ભૂખથી ત્રાસીને ફરી તે બીડમાં પેઠાં, અને પ્રમાદમાં પડી તે મનુષ્યના તાબામાં ગયાં. ત્રીજાં કેટલાંક પશુઓએ આ બન્ને માર્ગ છોડી, પાસેના જંગલનો આશ્રય લીધો અને તે બારે સાવધાનતાથી તે બીડમાંનું ઘાસ ખાવા લાગ્યાં. ઘણાક

કાળ સુધી તેઓ તે મનુષ્યના તાબામાં ગયાં નહિ, પરંતુ જ્યારે તે માણસને એમના આશ્રયસ્થાનની ખબર પડી, ત્યારે ત્હેણે ત્હેમની આસપાસ જાળ પ્રસારી, અને ત્હેમને પકડી લીધાં. પણ ચોથી વખતનાં પશુઓ એટલાં હોંશિયાર હતાં કે ત્હેમણે બીડથી દૂરને અંતરે અરણ્યમાં નિવાસ કર્યો, અને ત્યાંથી તે ઘણાં સાવધાન રહીને બીડમાંનું ઘાસ ખાઈ જવા લાગ્યાં. ત્હેમનું આશ્રયસ્થાન એટલું વિકટ હતું કે ત્હેનો પત્તો બીડના માલિકને બિલકુલ હાથ લાગ્યો નહિ.

"હે ભિક્ષુઓ! મ્હેં આ એક રૂપક કહ્યું છે. બીડ કરનારો મનુષ્ય બીજો કોઈ નહિ પરંતુ માર છે. જે શ્રમણ બ્રાહ્મણોએ વિષયસુખમાં જ આનંદ માન્યો તે પહેલાં પશુઓ; પણ જેમને વિષયભોગનો અત્યંત ભય લાગવાથી અરણ્યવાસ લીધો તે બીજાં પશુઓ; જે બ્રાહ્મણશ્રમણ વિષયોનો ઉપભોગ ઘણી કાળજીથી લઈ, જગત એ શાશ્વત છે કે અશાશ્વત છે, આત્મા અમર છે કે નાશવંત છે, ઇત્યાદિ પ્રશ્નો વિષે વાદવિવાદ કરી પોતાનો વખત ફોકટ ગાળે છે, તે ત્રીજાં પશુઓ છે; પણ જે આવી પંચાતમાં ન પડતાં પોતાનુ અંતઃકરણ નિષ્કલંક રહે, એવી કાળજી લે છે, તે ચોથાં પશુઓ જાણવાં."

---

( ૨૭ )

## સુખનો દિવસ.

બુદ્ધ ભગવાન શ્રાવસ્તિમાં અનાથપિંડિકના આશ્રમમાં ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા કે, " ગઈ વાતનો અધિક વિચાર કરવો નહિ, અને ભવિષ્યની વાતની આશા રાખવી નહિ, કેમકે ગઇ વાતો નાશ પામી છે, અને ભવિષ્યની વાત હજી બનવાની છે. પરંતુ પ્રસ્તુત વાતનો જ બરોબર વિચાર કરવો; જે કાંઇ કરવાનું હોય તે આજે જ કરવું; આવતી કાલના મરણની કોને ખબર છે? ' જેની પાસે અખૂટ સૈન્ય છે, એવા મૃત્યુની સાથે યુદ્ધ કરવું અમારે માટે શકય છે શું ?' આવો વિચાર કરીને જે સાવધપણે અને હોંશિયારીથી વર્તે છે તેનો જ દિવસ સુખથી જાય છે, એમ મુનિવર્ય કહે છે.

"હે ભિક્ષુઓ ! ભૂતકાળમાં મ્હારૂં રૂપ આવું હતું, મ્હારી વેદના આવી હતી, મ્હારી સંજ્ઞા, મ્હારા સંસ્કાર અને મ્હારૂં વિજ્ઞાન એ આવાં હતાં, એવું કહીને એકાદ મનુષ્ય ત્હેમને પકડી રાખે છે. એ માણસ ગઈ ગુજરી વાતોની પાછળ પડયો છે, એમ કહેવું જોઇએ. બીજો એકાદ માણસ ભવિષ્ય કાળમાં મ્હારૂં રૂપ, વેદના એ આવા આવા પ્રકારનાં થવાં જોઇએ એ વિચારમાં મગ્ન થઈ જાય છે, અને આ વાતો વિષે અત્યંત મમતા રાખે છે. એ માણસ ભાવી વાતોની આશા રાખે છે એમ કહેવું જોઇએ. પણ આર્યશ્રાવક આર્ય

ધર્મનું જ્ઞાન મેળવી લઇ અને સત્પુરુષોનો સહવાસ કરી રૂપ આત્મા નથી, કે રૂપમાં આત્મા નથી, વેદના આત્મા નથી, સંજ્ઞા આત્મા નથી, સંસ્કાર આત્મા નથી, વિજ્ઞાન આત્મા નથી, વિજ્ઞાનવાન્ આત્મા નથી, વિજ્ઞાનમાં આત્મા નથી કે આત્મામાં વિજ્ઞાન નથી, એ યથાર્થ રીતે જાણે છે. આ મનુષ્ય પ્રસ્તુત વાતનો બરોબર વિચાર કરે છે, એમ કહેવું જોઇએ.

---

## (૨૮)

### માલુંક્યપુત્રની દૃષ્ટિ.

બુદ્ધ ભગવાન્ શ્રાવસ્તિમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતા હતા, તેવામાં એક દિવસ માલુંક્યપુત્ર નામનો ભિક્ષુ ત્હેમની પાસે આવ્યો અને ત્હેમને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. પછી માલુંક્યપુત્રે ભગવંતને કહ્યું કે, "ભદંત ! એકાંતમાં બેઠો હતો, ત્યાં મ્હારા મનમાં એવો વિચાર આવ્યો કે આ જગત શાશ્વત છે કે અશાશ્વત ? શરીર અને આત્મા એક છે કે ભિન્ન છે ? મરણ પછી તથાગતને પુનર્જન્મ છે કે નહિ ? ઇત્યાદિ વિષયોનું ભગવંતે વિવરણ કર્યું નથી. તેથી હું આપની પાસે આવી એ સંબંધી પ્રશ્ન પૂછીશ. જો આપને આ વિષયનો નિકાલ કરતાં આવડશે, તો જ હું આપનો શિષ્ય થઇશ. જો આપને આ બાબતોનું જ્ઞાન ન હોય, તો તે 'મ્હને ખબર નથી' એમ કહેવું એ જ સરળ માર્ગ છે !"

બુદ્ધે કહ્યું, " માલુંક્યપુત્ર ! તું મ્હારો શિષ્ય થઇશ તો આ મુદ્દાઓનું સ્પષ્ટીકરણ કરીશ, એવું મ્હેં ત્હને કદી કહ્યું હતું કે ?"

" ના ભદંત ! " માલુંક્યપુત્રે ઉત્તર આપ્યો.

" ઠીક ત્હેં પણ મ્હને એમ કહ્યું હતું કે જો મ્હને ત્હમે આ સર્વ વિષયોનું સ્પષ્ટીકરણ કરી કહેશો, તો જ હું ત્હમારા ભિક્ષુસંઘમાં આવીશ ?"

"ના, ભદંત!" માલુંકયપુત્ર બોલ્યો.

બુદ્ધે કહ્યું, "તો પછી હવે આ મુદ્દા સ્પષ્ટ કરી કહ્યા વના હું ત્હમારો શિષ્ય થનાર નથી, એ કહેવાનો અર્થ શો ?

"માલુંકયપુત્ર ! એકાદ માણસ શરીરમાં બાણનું વિષમય શલ્ય પેસવાથી તડફડતો હોય, તો ત્હેનાં સગાંવ્હાલાં શસ્ત્રક્રિયા કરનારા વૈદ્યને બોલાવી લાવશે. તે રોગી તે વૈદ્યને કહેશે કે 'આ બાણ કોણે માર્યું ? તે બ્રાહ્મણ હતો કે શૂદ્ર હતો ? કાળો હતો કે ગોરો હતો ? ત્હેનું ધનુષ્ય ક્યા પ્રકારનું હતું ? ધનુષ્યની દોરી શેની કરેલી હતી ? ઇત્યાદિ સર્વ વાતો જ્યાં સુધી ત્હમે મ્હને સમજાવી દેશો નહિ ત્યાં સુધી હું આ શસ્ત્રને હાથ લગાડવા દઇશ નહિ!' માલુંકયપુત્ર! આવે પ્રસંગે તે માણસને આ બધી વાત સમજાયા પહેલાં જ મરણ આવશે. તેજ પ્રમાણે જે એવી હઠ પકડીને બેસે કે 'મ્હને આ જગત્ શાશ્વત છે કે અશાશ્વત છે ઇત્યાદિ સર્વ મુદ્દા સમજાયા વિના હું બ્રહ્મચર્યનો અભ્યાસ કરીશ નહિ, તો ત્હેને આ મુદ્દા સમજાતાં પહેલાં જ મરણ આવશે.

"હે માલુંકયપુત્ર ! જગત્ શાશ્વત છે કે અશાશ્વત છે એવી દૃષ્ટિ અને એવો વિશ્વાસ પ્રાપ્ત થાય, તોપણ ધાર્મિક આચરણમાં ત્હેનાથી મદદ થશે એમ નથી. આ જગત્ શાશ્વત છે એવો વિશ્વાસ રાખીએ તો યે જરા, મરણ, શોક, પરિદેવ છે જ છે ! માટે હે માલુંકયપુત્ર ! જગત્ શાશ્વત છે ઇત્યાદિ બાબતોનું વિવરણ કરવાની ખટપટમાં હું પડયો નથી કેમકે આ વિષયના વાદવિવાદથી બ્રહ્મચર્યમાં કાંઈ પણ સ્થિરતા

આવવાનો સંભવ નથી. આવા વાદથી વૈરાગ્ય ઉત્પન્ન થનાર નથી, પાપનો નિરોધ થનાર નથી, શાન્તિ, પ્રજ્ઞા, સંબોધ અને નિર્વાણ એની પ્રાપ્તિ થનાર નથી.

" પણ માલુંક્યપુત્ર ! આ દુઃખ છે. આ દુઃખનો સમુદય છે, આ દુઃખનો નિરોધ છે, અને આ દુઃખાનરોધનો માર્ગ છે, આ મ્હેં સ્પષ્ટ કરીને બતાવ્યું છે. કેમકે, આ ચાર આર્યસત્યો બ્રહ્મચર્યમાં સ્થિરતા લાવનારાં છે. આનાથી જ વૈરાગ્ય થાય છે. પાપનો નિરોધ થાય છે. શાંતિની, પ્રજ્ઞાની, સંબોધની અને નિર્વાણની પ્રાપ્તિ થાય છે. તેથી હે માલુંક્યપુત્ર ! જે વાતની મ્હેં ચર્ચા કરી નથી, તે વાતની ચર્ચા કરીશ નહિ, અને જે વાતનું મ્હેં સ્પષ્ટીકરણ કર્યું છે તે વિષયો સ્પષ્ટીકરણને યોગ્ય છે એમ માનજે. "

બુદ્ધ ભગવાન્ આવું બોલ્યા પછી માલુંક્યપુત્રે ત્હેમના ભાષણનું અભિનંદન કર્યું.

---

## (૨૯)

### વત્સગોત્ર પરિવ્રાજક.

બુદ્ધ ભગવાન શ્રાવસ્તિમાં રહેતા હતા તે વખતે વત્સગોત્ર નામનો પરિવ્રાજક હેમની પાસે આવ્યો અને બોલ્યો કે, "હે ગૌતમ ! આત્મા છે કે ?"

બુદ્ધે ઉત્તર આપ્યો નહિ.

વત્સગોત્રે પૂછ્યું, "હે ગૌતમ ! આત્મા નથી શું ?"

બુદ્ધ કાંઇ બોલ્યા નહિ, અને વત્સગોત્ર ઉઠી ચાલતો થયો.

કેટલીક વારે આનંદે બુદ્ધને પૂછ્યું, "ભગવંત ! વત્સગોત્રના પ્રશ્નનો ઉત્તર કેમ આપ્યો નહિ ?"

બુદ્ધ બોલ્યા, "આનંદ ! મ્હેં જો આત્મા છે કે ?–એ પ્રશ્નનો 'આત્મા છે' એમ ઉત્તર આપ્યો હોત, તો આત્મા નિત્ય માનનારા શ્રમણબ્રાહ્મણોથી મ્હારો મત ભિન્ન થયો ન હોત; જો–આત્મા નથી–એમ ઉત્તર આપ્યો હોત, તો જે શ્રમણ બ્રાહ્મણ દેહાત્મવાદી છે, હેમના મતથી મ્હારો મત ભિન્ન થયો ન હોત. 'રૂપાદિ પંચસ્કંધ આત્મા નથી, બધા ધર્મો અનાત્મા છે' એમ મ્હેં કહ્યું હોત, તો તે મ્હારા મતને અનુરૂપ થયું હોત; પરંતુ હેનાથી, વત્સગોત્ર ગોટાળામાં પડી જાત, હેને એમ લાગ્યું હોત કે પૂર્વે મ્હારા શરીરમાં આત્મા નામનો કાંઇ પદાર્થ હતો, પરંતુ તે આ બુદ્ધના કહ્યા પ્રમાણે નહિ જેવો થઇ ગયો.'

(૩૦)

## આંધળાઓ અને હાથી.

એક વેળાએ શ્રાવસ્તિમાં વિવિધ સંપ્રદાયોના શ્રમણબ્રાહ્મણો એકત્ર થઇ પોતપોતાના મત સંબંધે ઉત્સાહપૂર્વક લડતા હતાં. કોઇ કહેતો કે, આત્મા શાશ્વત છે; પણ તેને બીજો કહે કે આત્મા અશાશ્વત છે. કોઇ કહે, જગતનો અંત છે; તો બીજો કોઇ કહે, જગતનો અંત નથી.

તેમનો આ કલહ કેટલાક ભિક્ષુઓએ સાંભળ્યો અને જેતવનમાં આવી એના સમાચાર બુદ્ધને આપ્યા.

બુદ્ધ બોલ્યા, "ઓ ભિક્ષુઓ! પ્રાચીન કાળમાં આ શ્રાવસ્તિ નગરમાં એક રાજા થઇ ગયો. તેણે પોતાની રાજધાનીમાં જેટલા જન્માંધ લોકો હતા તે સઘળાને ભેગા કર્યા. તેમને હાથી બતાવવા માટે રાજાએ હુકમ કર્યો. પાછુ તે જન્માંધોના ટોળાની વચમાં હાથી ઉભો કર્યો. હાથીના જે જે અવયવો તેમના હાથને લાગ્યા, તે તે અવયવો તેમણે તપાસી જોયા. પછી રાજાએ તેમને પૂછ્યું, 'કેમ! તમે હાથી જોયો કે?'

"'હા મહારાજ!' તે જન્માંધોએ ઉત્તર આપ્યો.

"'તો પછી આંધળાઓ! હાથી કેવો છે તે કહેશો?'

"જેણે હાથીનું ડોકું પકડી જોયું હતું તે આંધળો આગળ આવ્યો અને બોલ્યો, 'મહારાજ! હું કહું છું હાથી કેવો છે તે. પાણીનો ઘડો હોય છે ને તેવો છે જાણે!'

"એટલામાં બીજો આંધળો આગળ વધી બોલ્યો કે 'મહારાજ ! આ કાંઇ વિચિત્ર જ કહે છે, ખરૂં પૂછો તો હાથી સૂપડા જેવો છે !' આણે અને એના બીજા સાથીદારોએ હાથીના કાન તપાસી જોયા હતા. પણ જે આંધળાઓએ હાથીના પગ પકડી જોયા હતા તે બોલ્યા, 'મહારાજ! એનું કહેવું અર્થરહિત છે ! એ ગમે એમ બકે છે ! ખરૂં કહું તો હાથી ઝાડના થડ જેવો છે !'

"આ પ્રમાણે હે ભિક્ષુઓ ! તે આંધળાઓ હાથીના સ્વરૂપનું ભિન્ન ભિન્ન પ્રકારનું વર્ણન આપી આપસમાં લડવા લાગ્યા, અને એક એક પર મૂઠીના પ્રહાર કરવા લાગ્યા. તે જોવામાં રાજાને ખૂબ મઝા પડી. તે આંધળાની જેમ જ આ શ્રમણબ્રાહ્મણો, ધર્મનું યથાર્થ જ્ઞાન ન હોવાથી, મ્હારો જ ધર્મ ખરો, તમારો ખોટો એમ કહી લડી રહ્યા છે !"

---

## (૩૧)

### અંગુલિમાલ લૂંટારો.

બુદ્ધ ભગવાન્ શ્રાવસ્તિમાં અનાથપિંડિકના આરામમાં રહેતા હતા. તે સમયે અંગુલિમાલ નામે પ્રસિદ્ધ થયેલા લૂંટારૂએ શ્રાવસ્તિની આસપાસ પુષ્કળ ગામો ઉજ્જડ કરી નાંખ્યાં હતાં. ત્હેને ખૂન કરવાનું વ્યસન એટલું બધું લાગ્યું હતું કે કોઈ પણ માણસને ઠાર મારી ત્હેની આંગળી કાપી ઘણા ગૌરવથી તે પોતાના ગળામાંની અંગુલિમાળામાં પરોવતો. આ આંગળીઓની માળાથી જ ત્હેનું અંગુલિમાલ ઉપનામ પડી ગયું હતું.

એક દિવસ બુદ્ધ ભગવાન શ્રાવસ્તિમાંથી ભિક્ષા ગ્રહણ કરી જે દિશામાં અંગુલિમાલ હતો તે દિશામાં ગયા. વાટમાં ગોવાળીયા અને ખેડૂતોએ ત્હેમને જોયા, અને તે માર્ગે ન જવા વિષે પુષ્કળ આગ્રહ કર્યો. તે બોલ્યા, "હે શ્રમણ ! આ માર્ગે જઈશ મા ! પેલી બાજુ જંગલમાં અંગુલિમાલ નામનો ભયંકર લૂંટારો રહે છે તે ત્હને મારી નાંખી કેવળ મોજની ખાતર ત્હારી આંગળી પોતાની માળમાં ઘાલશે !"

બુદ્ધ ભગવાને ત્હેમને કાંઇ ઉત્તર ન આપ્યો પણ સીધા આગળ વધ્યા. તે જોઇને અંગુલિમાલને ભારે આશ્ચર્ય થયું. તે મનમાં જ બોલ્યો કે, "આ માર્ગે ચાલીસ પચાસ માણસો એકઠાં થઇ જાય છે. ત્હેમના પર સુદ્ધાં હલ્લો કરી હું ત્હેમને

લૂંટી શકું છું, પરંતુ આ શ્રમણ એકલો ભારે સાહસથી આ માર્ગે ચાલ્યો આવે છે, એ અત્યંત આશ્ચર્યની વાત છે! એના સાહસનું પ્રાયશ્ચિત્ત એ જ હોઇ શકે કે એને દેહાન્ત શાસન કરવું."

આમ બોલી પોતાની ઢાલ તલવાર લઇ અંગુલિમાલ વેગથી બુદ્ધ તરફ દોડયો; પરંતુ તે વેળાએ બુદ્ધે યોગસિદ્ધિનો એવો એક ચમત્કાર દેખાડયો કે જોકે અંગુલિમાલ પોતાની સર્વશક્તિથી દોડતો હતો, તોપણ બુદ્ધ પાસે આવી શકયો નહિ!

ત્યારે અંગુલિમાલ મનમાં જ બોલ્યો કે, "આ મહદાશ્ચર્ય છે! હું હાથી, ઘોડા, રથ, મૃગ ઇત્યાદિનો પણ પીછો પકડું છું; પણ આ શ્રમણ સાધારણ રીતે ચાલે છે છતાં એનો પીછો મ્હારાથી પકડી શકાતો નથી!"

તે ત્યાં જ ઉભો રહી જોરથી બોલી ઉઠયો કે, "શ્રમણ, ઉભો રહે!"

"અંગુલિમાલ! હું ઉભો છું અને તું પણ ઉભો રહે!" બુદ્ધે ઉત્તર આપ્યો.

અંગુલિમાલથી બુદ્ધનું કહેવું બરાબર સમજાયું નહિ. આ શ્રમણ ચાલતો હોઇ-ઉભો છું-એમ કહે છે અને હું ઉભો હોવા છતાં મ્હને-ઉભો રહે-એમ કહે છે, એનો અર્થ શો એ પૂછવા ત્હેણે બુદ્ધને કહ્યું કે "હે શ્રમણ! તું ચાલતો હોઇ-ઉભો છું-એમ કહે છે અને મ્હને ઉભો હોવા છતાં-ઉભો નથી-એમ જણાવે છે એ ત્હારા કહેવાનો અર્થ શો છે? તું કેવી રીતે સ્થિત છે અને કેવી રીતે હું અસ્થિત છું?"

બુદ્ધ બોલ્યા, "અંગુલિમાલ! પ્રાણીમાત્ર વિષે પૂર્ણ દયા હોવાથી હું સ્થિર થયો છું, એ અર્થમાં હું સ્થિત છું; અને પ્રાણીઓ વિષે ત્હારા હૃદયમાં દયા વાસ કરતી ન હોવાથી તું અસ્થિર છે, અને તેથી જ હું ત્હને અસ્થિત કહું છું."

આ બુદ્ધવાક્યથી અંગુલિમાલના હૃદયમાં તત્કાલ બોધ ઉત્પન્ન થયો. તે બોલ્યો, "બુદ્ધની કીર્તિ વિષે હું ઘણા વખતથી સાંભળતો હતો; પરંતુ આજ તે સત્યવાદી મહર્ષિના દર્શનનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે. હે મુનિશ્રેષ્ઠ! ત્હારાં આ યથાર્થ વાક્ય શ્રવણ કરી આજથી હું પાપાચરણનો ત્યાગ કરૂં છું."

એમ બોલીને અંગુલિમાલે એક ટેકરી તળે પોતાની ઢાલ તલવાર ફેંકી દીધી અને તે બુદ્ધના ચરણમાં પડ્યો તથા બુદ્ધને પોતાના ભિક્ષુસંઘમાં લેવાની ત્હેણે વિનંતી કરી. ત્યારે તે અત્યંત કારુણિક, સર્વ જગતના ગુરુ, મહર્ષિ બુદ્ધ અંગુલિમાલને "ભિક્ષુ તું અહિં આવ" એમ બોલ્યા. આ જ અંગુલિમાલનો પ્રવ્રજ્યાવિધિ ગણાયો.

ત્યાર પછી અંગુલિમાલ બુદ્ધનું પાત્ર ચીવર લઇ ત્હેમની સાથે અનાથપિંડિકના આરામમાં આવ્યો.

અંગુલિમાલના ઉપદ્રવથી ત્રાસેલા પુષ્કળ લોકોએ પસેનદિ કોસલ રાજાના વાડા સામે જઇ અંગુલિમાલને શિક્ષા કરવા માટે અરજ કરી. આથી રાજા મ્હોટું સૈન્ય લઇ અંગુલિમાલને પકડવા નીકળ્યો. વાટમાં જેતવનમાં બુદ્ધ-ભગવાન્ વસે છે એવા સમાચાર મળતાં તે બુદ્ધદર્શને ગયો. પોતાનું સૈન્ય આરામ બહાર રાખી રાજા એકલો જ અંદર ગયો, અને બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો.

ત્હેને બુદ્ધે પૂછ્યું, " મહારાજ ! ત્હારી તૈયારી ભારે જણાય છે. મગધદેશના બિંબિસાર રાજા સાથે કે વૈશાલીમાંના લિચ્છવી[૧] (વજ્જી) સાથે ત્હારો વિગ્રહ થયો છે કે શું ? કે બીજો કોઇ રાજા ત્હારા પર ચઢી આવે છે ?"

પસેનદિકોસલ બોલ્યો, " ભગવન્, બહારનો કોઇ પણ શત્રુ મ્હારા પર ચઢી આવ્યો નથી. પરંતુ અંગુલિમાલ નામના એક લૂંટારાએ મ્હારા રાજ્યમાં ઘણી જ ગડબડ ઉભી કરી છે. ત્હેણે મોટમોટાં ગામો ઉજ્જડ કર્યાં છે. તે એટલો ક્રૂર છે કે તે લોકોની આંગળીઓ કાપી ત્હેની માળા કરી ગળામાં ઘાલે છે !"

બુદ્ધ બોલ્યા, " મહારાજ ! જો અંગુલિમાલ મુંડન કરીને અને કાષાયવસ્ત્ર પરિધાન કરીને ભિક્ષુ બને, તે પ્રાણઘાત કરવાનું છોડી દે, અદત્તાદાનથી વિરત થાય, ખોટું બોલે નહિ, બ્રહ્મચર્યનું પાલન કરે, અને સર્વ પ્રકારે શીલવાન થાય, તો તું ત્હેને શું કરીશ ?"

રાજાએ જવાબ આપ્યો, " ભગવન્ ! અંગુલિમાલ આવા પ્રકારનો શીલસંપન્ન ભિક્ષુ થશે, તો હું ત્હેને નમસ્કાર કરીશ, ત્હેને બેસવાને આસન આપીશ, અન્ન વસ્ત્રનું ત્હેને દાન કરીશ, અને ત્હેનું રાજધર્મને અનુસરીને રક્ષણ કરીશ. પણ ભગવન્ ! આવા પ્રકારના અત્યંત પાપી મનુષ્યને આપ કહો છો તેવા શીલસંયમ ક્યાંથી પ્રાપ્ત થાય?"

---

૧. પાટલીપુત્રની ઉત્તરે વજ્જી કે લિચ્છવીનું એક બલાઢ્ય રાજ્ય હતું; તે શાક્યોના રાજ્યની પદ્ધતિ પ્રમાણે ચાલતું હતું. બુદ્ધે વજ્જીને અભિવૃદ્ધિના સાત નિયમો આંકી આપ્યાનો ઉલ્લેખ મહાપરિનિર્વાણ સૂત્રના આરંભે જ મળે છે. અમારા વાચકોને તે આ પુસ્તકની છેવટે જણાશે

અંગુલિમાલ બુદ્ધની પાસે જ બેઠો હતો. જમણો હાથ આગળ લાંબો કરી બુદ્ધે રાજાને કહ્યું " મહારાજ ! આ અહિ અંગુલિમાલ બેઠો છે. "

તે સાંભળી પસેનદિરાજાના અંગ ઉપર કાંટા ઉભા થયા. તે ભયચકિત થઇ બાવરો બાવરો આમ તેમ જોવા લાગ્યો. ત્યારે બુદ્ધ બોલ્યા, "મહારાજ ! ગભરાવાનું કાંઇ જ. કારણ નથી. અંગુલિમાલથી ત્હને બિલકુલ ઉપદ્રવ થવાનો સંભવ નથી. "

રાજાનો ભય શાન્ત થયો, અને તે અંગુલિમાલને કહેવા લાગ્યો, "ભદંત ! તું આર્ય છે ને ?"

" હા મહારાજ !" અંગુલિમાલે ઉત્તર આપ્યો.

" ત્હારા માબાપનું નામ શું અને ગોત્ર કયું ?"

" મ્હારી માતું નામ મન્તાની અને બાપનું ગોત્ર ભર્ગ."

" હે ભર્ગમન્તાની પુત્ર! આ બૌદ્ધધર્મમાં તું સુખેથી રહે. હું સુદ્ધાં અન્નવસ્ત્ર આપી ત્હારી યથાયોગ્ય શુશ્રૂષા કરીશ."

પરંતુ અંગુલિમાલ બીજાનું અન્ન ગ્રહણ કરતો નહિ. તે અરણ્યમાં જ રહેતો, ભિક્ષા પર જ પોતાનો નિર્વાહ કરતો, અને રસ્તા પરનાં ચિંદરડાં ભેગા કરી ત્હેનાં ત્રણ જ ચીવર ધારણ કરતો. ત્હેણે રાજાને કહ્યું, "મહારાજ, મ્હારી પાસે સર્વ કાંઈ છે. મ્હારે વિષે આપ કાળજી કરશો માં !" પસેનદિકોસલે બુદ્ધને કહ્યું, "ભગવન્ ! અમે દંડથી અને શસ્ત્રથી સુદ્ધાં અંગુલિમાલ સરખા માણસોનું દમન કરી શકતા નથી, પણ આ ભારે આશ્ચર્યની વાત છે કે ભગવાન દંડ અને શસ્ત્ર

સિવાય મદમત્ત માણસોનું દમન કરે છે; ભ્રાંત મનુષ્યને શાન્ત કરે છે; અને સામાન્ય માણસને નિર્વાણ સુધી પહોંચાડે છે! ભગવન્! અમારી પાછળ ઘણાં કામકાજ લાગેલાં છે, માટે અમે હવે જઇશું!"

બુદ્ધ બોલ્યા, "જેમ હને યોગ્ય લાગે તેમ કર."

પસેનદિ રાજા બુદ્ધને નમસ્કાર કરી પ્રદક્ષિણા કરી જેતવનમાંથી નીકળ્યો.

એક દિવસ અંગુલિમાલે શ્રાવસ્તિમાં ભિક્ષાટન કરતાં ગર્ભવેદનાથી વિહ્વળ થયેલી એક સ્ત્રીને જોઈ. હેને હેના પર અત્યંત દયા આવી, અને ભિક્ષાગ્રહણ કર્યા પછી બુદ્ધ પાસે આવી હેણે આ વાત જણાવી.

બુદ્ધ બોલ્યા, "તું તે સ્ત્રી પાસે જઈ એમ કહે કે મ્હારા જન્મથી માંડીને મ્હેં જાણી જોઇને પ્રાણીની હિંસા કરી નથી. આ સત્ય વચનથી હને અને હારા ગર્ભને સુખ થાઓ."

"પણ ભગવન્! હું જો એમ બોલીશ, તો મ્હારા પર ખોટું બોલવાનો આરોપ નહિ આવે કે? ભગવન્! મ્હેં જન્મથી બુદ્ધિપૂર્વક પુષ્કળ પ્રાણીની હિંસા કરી છે."

બુદ્ધ બોલ્યા, "એમ જો હને લાગે છે, તો તું એમ કહેજે કે જ્યારથી હું આર્ય જાતિમાં ઉત્પન્ન થયો, ત્યારથી મ્હેં જાણી જોઇને કોઇપણ પ્રાણીની હિંસા કરી નથી. આ સત્ય વચનથી હને અને હારા ગર્ભને સુખ થાઓ."

બુદ્ધના કહેવાનો ગૂઢ અર્થ શો હતો એ હવે અંગુલિમાલના લક્ષમાં આવ્યો. પોતે આર્યજાતિમાં જન્મ્યા પછી (ભિક્ષુ થયા પછી) બુદ્ધિપૂર્વક કોઈ પણ પ્રાણીનો વધ કર્યો નથી, એ બદ્દલ હેને ખાત્રી હતી. અંગુલિમાલ ત્વરાત્વર તે સ્ત્રી પાસે ગયો,

અને ત્હેણે બુદ્ધે કહેલા શબ્દ ઉચ્ચાર્યા આથી તે સ્ત્રી પ્રસૂતિવેદનામાંથી સુખે પાર ઉતરી.

અંગુલિમાલ ઘણી સાવધાનતાથી અને શાન્તિથી એકલો રહી અર્હત્પદને પહોંચ્યો. તે ભિક્ષુ થયાના સમાચાર શ્રાવસ્તિ નગરમાં સૌને મળ્યા હતા. એક દિવસ ભિક્ષાએ જતાં લોકોએ ત્હેના પર પત્થરનો, લાકડીનો અને ધૂળનો વર્ષાદ વરસાવ્યો તેથી અંગુલિમાલનું માથું ફૂટી તેમાંથી લોહી વ્હેવા લાગ્યું અને ત્હેની સંધાટી (કંથા) ફાટી ગઇ. તેવો જ તે બુદ્ધ પાસે આવ્યો.

ત્હેને જોઇ બુદ્ધ બોલ્યા, "હે બ્રાહ્મણ! સહન કર! જે ક્રૂર કર્મોના વિપાક નરકમાં હજારો વર્ષો પર્યંત ત્હારે ભોગવવા પડયા હોત ત્હેનું જ ફળ તું આ લોકમાં થોડાકમાં જ ભોગવી લે છે!"

લોકો તરફથી થયેલા અપમાનથી કે શરીરને થયેલી વેદનાથી અંગુલિમાલનું ચિત્ત જરા યે વિચલિત થયું નહિ. એકાંતમાં બેસી તે મનમાં જ બોલ્યો કે "જે પૂર્વ વયમાં પ્રમત્ત થઈ ઉત્તર વયમાં સાવધ થાય છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્ર માફક પ્રકાશે છે! જેનું પાપકર્મ કુશલ કર્મની નીચે પૂરાઈ જાય છે, તે વાદળાંથી મુક્ત થયેલા ચંદ્ર પ્રમાણે પ્રકાશે છે! જે ભિક્ષુ તરુણ વયમાં બુદ્ધધર્મનો અભ્યાસ કરે છે, તે, વાદળાંથી મુક્ત થયેલા ચંદ્ર પ્રમાણે પ્રકાશે છે! મ્હારા શત્રુ સુદ્ધાં બુદ્ધના ધર્મનું શ્રવણ કરો; મ્હારા શત્રુઓ સુદ્ધાં બુદ્ધ ધર્મનો અભ્યાસ કરો! મ્હારૂં નામ અહિંસક રાખવામાં આવ્યું હતું, પણ તે નામ પ્રમાણે મ્હારી કરણી નહોતી! હું હરહમેશ હિંસા કરતો; પરંતુ આજ મ્હારૂં તે નામ સાર્થક થયું છે. કેમકે, હું સર્વ હિંસામાંથી નિવૃત્ત થયો છું."

## ખેડૂત કયા ખેતરમાં પ્રથમ વાવણી કરશે ?

એક વેળાએ બુદ્ધગુરુ નાલંદા નામના ગામમા રહેતા હતા. ત્યા અસિબંધક મુખીનો પુત્ર તેમની પાસે આવી નમસ્કાર કરી એક બાજુએ બેઠો. તે બોલ્યો, " ભગવન્ ! આપ પ્રાણીમાત્ર ઉપર દયા ધરો છો, એ ખરૂં નથી શું ? "

" હા, મુખીજી, તથાગત સર્વ પ્રાણી ઉપર દયા રાખે છે. "

" તો પછી, ભગવન્ ! કેટલાકને આપ આસ્થાપૂર્વક ધર્મોપદેશ કરો છો અને કેટલાકને માટે એટલી કાળજી લેતા નથી, એ કેમ ? "

બુદ્ધ બોલ્યા, " હે મુખી ! એકાદ ખેડૂતની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવી ત્રણ પ્રકારની જમીન હોય, તો તે કયા ખેતરમા પ્રથમ વાવણી કરશે ? "

" ભગવન્ ! પ્રથમ તે ખેડૂત ઉત્તમ ખેતરમા બી વાવશે, પાછી મધ્યમમા, અને છેવટે કનિષ્ટમા તો વાવે કે નયે વાવે ! કાંઈ મળશે નહિ તો ઢોરનો ચારો યે મળશે, એવા હિસાબથી કદાચિત્ તે તે ખેતર ખેડશે. "

બુદ્ધ બોલ્યા, " ભિક્ષુ અને ભિક્ષુણી ઉત્તમ ખેતર પ્રમાણે છે. સર્વસ્વનો ત્યાગ કરી તે મ્હારે શરણે આવ્યા છે. માટે ત્હેમને હુ પ્રથમ ધર્મોપદેશ કરૂ છુ એ યોગ્ય નથી શુ ? ઉપાસક

અને ઉપાસિકા એ મધ્યમ ખેતર જેવાં છે; ત્હેમને હું તે પછી ઉપદેશ કરૂં છું. પણ બીજા પંથના પરિવ્રાજક લોક વગેરે એ કનિષ્ઠ ખેતર જેવા છે! તેમને સુદ્ધાં હું ઉપદેશ કરૂં છું. કેમકે એકાદ બીજું વાક્ય તે સમજી જાય તો તેટલાથી યે ત્હેમનું કલ્યાણ થઇ જાય!"

---

(૩૩)

## સિંહ સેનાપતિ

એક સમયે બુદ્ધ ભગવાન્ વૈશાલીમાં આવેલા મહાવનમ રહેતા હતા. તે વેળાએ કેટલાક પ્રખ્યાત લિચ્છવી રાજાએ સંથાગાર (નગરમંદિર) માં કંઇક કારણસર ભેગા થતાં બુદ્ધ સંબંધે વાત નીકળી. ત્હેમાંના ઘણાખરાએ બુદ્ધની ઘણી પ્રશંસા કરી. તે સાંભળી સિંહ સેનાપતિને બુદ્ધદર્શનની ઇચ્છા થઈ. પણ તે નિગ્રન્થનો ઉપાસક હોવાથી નિર્ગ્રન્થના મુખ્ય ગુરુને –નાથપુત્રને મળ્યા વિના એકાએક બુદ્ધને મળવું ત્હેને યોગ્ય ન લાગ્યું. તે નાથપુત્ર પાસે જઇ બોલ્યો, "ભદંત ! હું બુદ્ધને મળવા ઇચ્છું છું."

નાથપુત્ર બોલ્યો, "સિંહ ! તું અક્રિયાવાદી છે કે ? ગૌતમ એ પક્કો અક્રિયાવાદી છે, અને તું ક્રિયાવાદી હોઇ ત્હેને મળવા માગે છે એ યોગ્ય નથી."

પોતાના ગુરુનું આ ભાષણ સાંભળી સિંહે બુદ્ધદર્શને જવાનો વિચાર માંડી વાળ્યો. ફરી એક બે વાર સંથાગારમાં ત્હેણે બુદ્ધની પ્રશંસા સાંભળી; પરંતુ નાથપુત્રના આગ્રહથી બુદ્ધદર્શને જવાનો પોતાનો વિચાર ત્હેને ફરી મુલતવી રાખવો પડ્યો. છેવટે સિંહે નાથપુત્રને પૂછ્યા વિના જ બુદ્ધને મળવા જવાનો નિશ્ચય કર્યો, અને ભારે દમામ સાથે મહાવનમાં આવી બુદ્ધને નમસ્કાર કરી તે એક બાજૂએ આસન પર બેઠો. પછી

સિંહે બુદ્ધને પૂછ્યું, "ભદંત, ઘણા લોકો આપને અક્રિયાવાદી કહે છે. હેમના કહેવા પ્રમાણે આપ ખરેખર જ અક્રિયાવાદી છો શું?"

બુદ્ધ બોલ્યા, "સિંહ! એક અંશે મ્હને અક્રિયાવાદી કહેવાય એમ છે. પાપવિચારની ક્રિયા કરવી નહિ, પાપવિચારોનો નાશ કરવો, પાપવિચાર મનમાં સુદ્ધાં આવવા દેવો નહિ, એવો હું ઉપદેશ કરૂં છું. એ દૃષ્ટિએ હું અક્રિયાવાદી છું.

"પણ બીજો કોઈ મ્હને ક્રિયાવાદી કહે, તો હેનું કહેવું સુદ્ધાં ખોટું કહી શકાશે નહિ, કેમકે પુણ્યપ્રદ વિચારોની ક્રિયા કરવી, કુશળ મનોવૃત્તિને વધાર્યે જવી, સદિચ્છાને અનુસરી વર્તવું, એવો હું ઉપદેશ કરૂં છું. આ દૃષ્ટિએ જોતાં હું ક્રિયાવાદી છું.

"સિંહ! વળી બીજો કોઇ માણુસ મ્હને ઉચ્છેદવાદી પણ કહી શકશે. કેમકે અકુશળ મનોવૃત્તિનો ઉચ્છેદ કરવા માટે હું ઉપદેશ કરૂં છું."

સિંહ બોલ્યો, "ભગવંત! આપને વિષે મ્હારી અત્યંત ગેરસમજ થઇ હતી; પણ આ આપનો મિષ્ટ ઉપદેશ સાંભળી તે દૂર થઇ છે. આજથી હું આપને, આપના ધર્મને અને સંઘને શરણે જાઉં છું. આપ મ્હારો ઉપાસક તરીકે અંગીકાર કરો."

બુદ્ધ બોલ્યા, "સિંહ, ત્હારે જે કાંઈ કરવું હોય, તે વિચાર કરી કર. કેમકે ત્હારા જેવા પ્રસિદ્ધ મનુષ્યે વિચારપૂર્વક વર્તન કરવું ઘટે છે!"

સિંહ બોલ્યો, " ભદન્ત, બીજા પં   પ્રવર્તકનો જો હું શિષ્ય થયો હોત, તો હેણે આ વૈશાલીમાં જાણે એકાદ વિજયપતાકા જ ફરકાવી હોત ! પણ આપ મ્હને વિચાર કરી વર્તવાનું કહો છો, તેથી મ્હારી આપના પર અધિક શ્રદ્ધા બેસે છે ! "

બુદ્ધ બોલ્યા, " સિંહ ! આજ સુધી તું નિર્ગ્રન્થનો શ્રાવક હતો; માટે તે જો ત્હારે ઘેર ભિક્ષાર્થે આવે તો ત્હેમને યે ત્હારે હાથે હાથે રવાના કરવા ન ઘટે. "

" ભગવન્, આપ બીજા પંથના શ્રમણોને દાન ન કરવું એવો ઉપદેશ આપો છો એમ મેં સાંભળ્યું હતું; પણ આજ મ્હને જુદો જ અનુભવ મળે છે. ભગવન્, આ આપના ઔદાર્યને લીધે આપના તરફની મ્હારી ભક્તિ દૃઢતર થઇ છે. "

સિંહે બીજે દિવસે બુદ્ધને અને ભિક્ષુસંઘને પોતાને ઘેર આમંત્રણ આપ્યું અને ભારે આદરથી ત્હેમને સંતુષ્ટ કર્યા. પણ નિર્ગ્રન્થોને આ વાત રુચી નહિ. વૈશાલીમાં ત્હેમણે એવી વાત ઉડાવી કે " સિંહે મ્હોટું પશુ * મારીને બુદ્ધ અને ભિક્ષુસંઘને મિજબાની આપી છે; અને બુદ્ધને આ વાતની ખબર હોવા છતાં ત્હેણે સિંહને ઘેર આવી ભોજનનો સ્વીકાર કર્યો ! " આ અફવા સાંભળી એક ગૃહસ્થે ધીરે રહી સિંહના કાનમાં કહી ત્યારે તે બોલ્યો, " એમાં કાંઇ અર્થ નથી. બુદ્ધની બેઆબરૂ કરવામાં નિર્ગ્રન્થોને આનંદ લાગે છે; પરંતુ હું જાણી જોઇને મિજબાની માટે હિંસા કરીશ એ સ્પષ્ટ રીતે અસંભવિત છે. "

* આ પશુ તે બકરું કે ઘેટું તે વિષે મૂળ ગ્રન્થમાંથી નિર્ણય થઇ શકતો નથી.

(૩૪)

## પસેનદિ કોસલ રાજાને ઉપદેશ

### (ક) મિતાહારથી થતા ફાયદા

પસેનદિરાજા ખૂબ જમતો હતો. એક દિવસ જમતાંની સાથે તે જેતવનવિહારમાં આવ્યો, અને બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. વધારે અન્ન ખાધેલું હોવાથી રાજાનો શ્વાસ જોરથી ચાલતો હતો. તે જોઈ બુદ્ધે નીચેની ગાથા ગાઇ:—

> मनुजस्स सदा सतीमतो
> मत्तं जानतो लद्धभोजने।
> तनु तस्स भवन्ति वेदना
> सणिकं जीरति आयु पालयं॥*

તે વેળાએ પસેનદિ પાસે સુદર્શન નામનો તરણુ મનુષ્ય હતો, ત્હેને રાજાએ કહ્યું, "સુદર્શન ! તું આ ગાથા મોઢે કરી મ્હારી ભોજનવેળાએ રોજ ગાતો જજે; એને બદલે હું ત્હને રોજ સો કાર્ષાપણુ આપતો રહીશ."

સુદર્શને તે ગાથા મોઢે કરી, અને રાજાની આજ્ઞા પ્રમાણે રોજ ભોજનને સમયે તે તે ગાવા લાગ્યો. આથી રાજાના મન પર સારી અસર થઇ અને ત્હેણે વધારે અન્ન

* જે સ્મૃતિવાન મનુષ્ય પોતાના ભોજનનું પ્રમાણ જાણે છે ત્હેને (અજીર્ણની) વેદના થતી નથી. તે 'આયુષ્યનું પાલન કરતાં કરતાં ધીમે ધીમે વૃદ્ધ થાય છે.

ખાવું છોડી દીધું; તેથી તેનાં અંગની જડતા નષ્ટ થઇ, અંગ હલકું થયું, ત્યારે તે બોલ્યો, "તે ભગવાન્ કેટલા દયાળુ છે! તે મ્હને પારમાર્થિક વિષયનો જ ઉપદેશ કરે છે એવું નથી, મ્હારા ઐહિક હિતની સુદ્ધાં ત્હેમને કાળજી છે!"

## (ખ) પુત્રી થઇ માટે વિષાદ માનવો નહિ.

એક વખત પસેનદિકોસલ રાજા જેતવનવિહારમાં બુદ્ધ દર્શને આવ્યો હતો. તેવામાં રાજવાડામાંથી એક દૂતે આવી રાજાની માનિતી રાણી મલ્લિકાદેવીને પુત્રી થયાના સમાચાર ત્હેને જણાવ્યા. તે સાંભળી રાજાને ઘણું ખોટું લાગ્યું.

ત્યારે બુદ્ધ બોલ્યા, "મહારાજ! એકાદ સ્ત્રી સુદ્ધાં પુરૂષ કરતાં સારી હોય છે. તે જો બુદ્ધિમતી, સુશીલ અને વડિલોને માન આપનારી નીકળે તો ત્હેને દોષ કોણ દઇ શકશે? વળી ત્હેને પેટે જે પુત્ર થાય છે તે શૂરવીર થાય છે. એવી સૌભાગ્યવતી સ્ત્રીને પેટે જન્મેલો પુત્ર રાજ્ય ચલાવવામાં સુદ્ધાં સમર્થ હોય છે. માટે હે રાજન્! તું ત્હારી પુત્રીની પ્રેમથી સંભાળ રાખ!"

## (ગ) કૃપણતા અને ઉદારતાનું પરિણામ

એક દિવસ પસેનદિરાજા ખરે બપોરે જ જેતવનમાં આવ્યો, અને બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. ત્યારે બુદ્ધ બોલ્યા, "તું આટલે બપોરે ક્યાં જાય છે?"

રાજા બોલ્યો, "ભગવન્! આ શ્રાવસ્તિમાં હમણાં જ એક ધનાઢ્ય શાહુકાર મરણ પામ્યો. તે અપુત્ર હોવાથી ત્હેની દોલત તાબામાં લેવા માટે હું ગયો હતો. હમણાં જ સર્વ માલમત્તા રાજવાડામાં મોકલી દઇ હું અહીં આવ્યો છું.

ભદંત ! આ સાહુકારની પાસે કેટલી ! બધી સંપત્તિ છે એ શું કહું ? એંશી લાખ. સોનાના સિક્કા જ નીકળ્યા. રૂપાની તો ગણતરી જ થાય નહિ ! પણ આ ગૃહસ્થનું જમણ એટલે કણકીને ભાત અને આંબલીનું પાણી, એટલું જ હતું ! ખાદી સિવાય બીજું વસ્ત્ર તો બિચારાએ કદી વાપર્યું જ નથી, અને ત્હેનું વાહન એટલે એક ખોખલો રથ ! તે રથને યે છત્રી નહિ. તે માથે એક પર્ણછત્ર (તાડપત્રની છત્રી) ધરી તે ભાંગેલા રથમાં બેસી ફરતો. ”

બુદ્ધે કહ્યું, " મહારાજ ! કૃપણની દોલતની એ જ ગતિ થાય છે ! તે છવતાં પોતાની જાતને સુખ દેતો નથી, પોતાનાં મા, બાપ, પુત્ર, પત્ની કે સગાં વ્હાલાંને સુખ દેતો નથી; તે શ્રમણબ્રાહ્મણને દાન કરતો નથી. એવી રીતે ભેગો કરેલો પૈસો છેવટે રાજા લોક લઇ જાય છે, ચોર લૂટે છે કે ત્હેના પ્રતિપક્ષી લોકો લઇ જાય છે ! અથવા અગ્નિ અને ઉદકથી તે ધનનો નાશ થાય છે. ગામથી દૂર જંગલમાં એક તળાવ હોય, અને તેમાંનું પાણી કોઇના ઉપયોગમાં ન આવવાથી સુકાઇ જાય, એવી જ સ્થિતિ કૃપણ મનુષ્યની દોલતની થાય છે!

" પણ મહારાજ ! જે પોતાની દોલતનો સદ્વ્યય કરે છે, પોતાની જાતને, માબાપને, પત્નીપુત્રને અને સગાંવ્હાલાંને સુખ આપે છે, શ્રમણબ્રાહ્મણને દાન દે છે, ત્હેની સંપત્તિનો આમ નાશ થતો નથી. ગામ પાસેનાં સુંદર તળાવનો જેમ લોકોને ઉપયોગ થાય છે, અને તે તળાવનું પાણી નકામું જતું નથી, લોકોના વાપરથી તે સ્વચ્છ રહે છે તેમજ આ ઉદાર મનુષ્યની સંપત્તિનો સદ્વિનિયોગ થવાથી ત્હેનો નાશ થતો નથી."

## (ઘ) ચાર પ્રકારના મનુષ્ય !

પસેનદિકોસલ રાજા જેતવનમાં આવ્યો ત્યારે બુદ્ધે હેને કહ્યું: " મહારાજ ! આ લોકમાં ચાર પ્રકારનાં મનુષ્યો છે. તે આ પ્રમાણે:–તમમાંથી તમ પ્રતિ જનાર ! તમમાંથી જ્યોતિ પ્રતિ જનાર ! જ્યોતિમાંથી તમ પ્રતિ જનાર અને જ્યોતિમાંથી જ્યોતિ પ્રતિ જનાર.

" મહારાજ ! એકાદ મનુષ્ય ચંડાલ, નિષાદ, વગેરે હીન કુલમાં જન્મે છે, અને આખો જન્મ દુષ્કૃત્યો કરવામાં ગાળે છે. આ માણસ તમમાંથી તમ ભણી જનાર છે, એમ હું કહું છું. બીજો એકાદ હીન કુલમાં જન્મે છે, ખાવા પીવાનાં હેને સાંસાં હોય છે, પણ કાયા, વાચા, મને કરીને તે સત્કર્માચરણ કરે છે; એવા માણસને હું તમથી જ્યોાત પ્રતિ જનાર માણસ કહું છું. ત્રીજો એકાદ મહાન્ કુળમાં જન્મે છે, હેને ખાવા પીવાની પંચાત હોતી નથી, તે સારો દેખાવડો જણાય છે, પરંતુ કાયા, વાચા, મને કરીને દુરાચરણ કરે છે; હેને હું જ્યોતિમાંથી તમ પ્રતિ જનારો માણસ ગણું છું. પણ જે સારા કુળમાં જન્મી સર્વ કાળ સદાચરણ કરે છે, તે જ્યોતિમાંથી જ્યોતિ પ્રતિ જનારો મનુષ્ય છે ! '

## (ઙ) જરા મરણને સૈન્યથી જીતાશે કે ?

એક દિવસ પસેનદિકોસલ રાજા ખરે બપોરે જેતવનમાં આવ્યો. બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠા પછી બુદ્ધે હેને પૂછ્યું, " મહારાજ ! આજ બપોરે જ કઈ તરફ ન ફળ્યા ?"

રાજા બોલ્યો, " ભદંત ! મ્હારૂં રાજ્ય વિસ્તૃત થયું છે; ત્હેનો હું ચિરકાળ ઉપભોગ લઇ શકું એટલા માટે હું હાલમાં પ્રયત્ન કરી રહ્યો છું."

બુદ્ધ બોલ્યા, " મહારાજ! પોતાના શત્રુનો સર્વ પ્રકારે તું બંદોબસ્ત કરે છે એ ઠીક છે; પરંતુ ધાર કે એકાદ માણસ દોડતો આવી ત્હને કહેશે કે 'મહારાજ! ચારે દિશાથી મ્હોટામ્હોટા પર્વત ત્હમારી પર ધસી આવે છે; ત્હેમણે સર્વ પ્રાણીનો સંહાર કરવા માંડયો છે; આ વેળાએ ત્હમારૂં જે કર્તવ્ય હોય તે ત્હમે કરો.' આવે વખતે તું શું કરીશ ?"

રાજા બોલ્યો, " ભદંત ! આવે પ્રસંગે મ્હારા સૈન્યનું શું ચાલનાર છે ? સદ્ધર્માચરણ સિવાય બીજું હું શું કરી શકનાર છું ? તે વેળાએ મ્હારાં પુણ્યાચરણ જ મ્હને ઉપયોગી થશે !"

બુદ્ધ બોલ્યા, " મહારાજ ! જરા અને મૃત્યુ એ મ્હોટા પર્વત કરતાં યે ભયંકર છે ! હાથી, ઘોડા, રથ, પાયદળ ઇત્યાદિ સર્વ સૈન્યથી જરા અને મૃત્યુનો પરાભવ થાય એ શક્ય નથી. બ્રાહ્મણ કે ચાંડાળ જેવો ભેદ જરા અને મૃત્યુ રાખતાં નથી; માટે સુજ્ઞ માણસે સાવધાનપણે સદ્ધર્મનું આચરણ કરવું. સદાચરણ કરનાર માણસની આ લોકમાં પ્રશંસા થાય છે અને પરલોકમાં તે સદ્ગતિ મેળવે છે !"

---

## (૩૫)

## રાજા અજાતશત્રુ અને શ્રામણ્યના ફળ વિષે પ્રશ્ન

પૂર્ણિમાના ઉપોસથને દિવસે રાત્રિને સમયે રાજા અજાતશત્રુ પોતાના અમાત્યો સહ રાજવાડાની અગાસીમાં બેઠો હતો. તે વેળાએ ચંદ્રપ્રકાશને લીધે સર્વ પ્રદેશ અત્યંત રમણીય દીસતો હતો.

રાજા પોતાના અમાત્યો તરફ જોઈ બોલ્યો કે,

"આજની રાત્રિ કેટલી રમણીય છે! કેટલી સુંદર છે! આ વેળાએ એકાદ પ્રસિદ્ધ શ્રમણ કે બ્રાહ્મણની મુલાકાતથી મ્હારૂં મન પ્રસન્ન થશે. આવો શ્રમણ કે બ્રાહ્મણ આ રાજગૃહમાં હાલમાં કોણ છે?"

તે અમાત્યોમાંથી એક જણ બોલ્યો, "મહારાજ, પૂરણ કાશ્યપ હાલમાં અત્રે રહે છે. પુષ્કળ લોકોનો તે ગુરુ છે, એ આપ જાણો છો જ!"

બીજો અમાત્ય બોલ્યો, "મકખલિ ગોસાલ એ ઘણો પ્રસિદ્ધ ધર્મપ્રવર્તક હાલમાં અત્રે છે. હેનાં દર્શને મહારાજ જશે તો તે મહારાજના ચિત્તનું સમાધાન કરશે, એમ મ્હને લાગે છે!"

ત્રીજા અમાત્યે અજિત કેસકંબલના દર્શને જવા વિષે અજાતશત્રુને વિનંતી કરી. ચોથાએ પકુધ કાત્યાયનની

પ્રશંસા કરી અને રાજાએ એનાં દર્શને જવું એવી સૂચના રજૂ કરી. પાંચમાએ સંજય બેલટ્ઠિપુત્રની મ્હોટાઇ ગાઇ ત્હેનાં દર્શને જવા માટે રાજાનું મન વળાવવાનો પ્રયત્ન કર્યો. છઠ્ઠાએ નિર્ગ્રન્થ નાથપુત્રનાં દર્શને જવા વિષે રાજાને વિનંતી કરી. પરંતુ અજાતશત્રુ આમાંથી એકેને યે ઉત્તર ન દેતાં ચૂપ રહ્યો.

જીવક કૌમારભૃત્ય નામનો પ્રસિદ્ધ વૈદ્ય મગધરાજાના દરબારમાં હતો. તે આ વેળાએ અજાતશત્રુ પાસે બેઠો હતો. અજાતશત્રુએ ત્હેને પૂછ્યું, "સમ્ય જીવક! આ સંબંધે તું કાંઇ જ કહેતો નથી એ શું ?"

જીવક બોલ્યો, "મહારાજ! હાલમાં ભગવાન્ બુદ્ધ આમ્રવનમાં રહે છે. જો આપની મરજી હશે તો આપણે ...વંતના દર્શને જઇશું."

અજાતશત્રુએ કહ્યું, "તો પછી હાથી સજ્જ કરવાનું કહે."

રાજાના હુકમ પ્રમાણે જીવકે પુષ્કળ હાથી અને હાથણી ... કરી, સર્વ તૈયારી હોવાની રાજાને ખબર આપી. રાજા ... હાથણી ઉપર અંતઃપુરમાંની એક એક સ્ત્રીને બેસાડી એક ઉત્તમ હાથી પર આરૂઢ થઇ જીવકાદિ અમાત્યો ... બારે ઠાઠમાઠથી બુદ્ધદર્શને ચાલ્યો.

આમ્રવનની પાસે આવતાં અજાતશત્રુ ગભરાયો અને ...કને કહે "સૌમ્ય જીવક! મ્હને તું ફસાવતો તો ...ી ને ? મ્હારા શત્રુના હાથમાં આપવા માટે મ્હને અહિં ...ાણ્યો નથી ને ? સાડા બારસો ભિક્ષુકોનો સંઘ અહિં રહેતો

હોવા છતાં એકનો પણ શબ્દ સંભળાતો નથી એ ભારે આશ્ચર્ય નહિ કે ?"

જીવક બોલ્યો, "મહારાજ ! બ્હીશો માં. ત્હમને ફસાવી શત્રુના તાબામાં આપવા માટે મ્હેં અત્રે આણ્યા નથી. આપ આગળ થાઓ. આ સામેની ઓસરી પર દીવા સળગે છ !"

આમ્રવનની બહાર પોતાના સઘળા હાથી ઉભા કરી રાજા સર્વ મંડળી સહિત પગે જ બુદ્ધગુરુ બેઠા હતા ત્યાં ગયો. રાજાને જીવકે બુદ્ધની ઓળખાણ આપી, પરંતુ ત્હેમની મૂલાકાત લેતાં પહેલાં જ ભિક્ષુસંઘની શાન્તિ અને ગંભીર ચર્યા જોઇ તે બોલી ઉઠયો કે, " મ્હારો ઉદાયિભદ્ર કુમાર આવા પ્રકારની શાન્તિથી સંપન્ન થાઓ !"

આ રાજાના ઉદ્ગાર સાંભળી બુદ્ધ બોલ્યા, "મહારાજ ! તું પોતાના પ્રેમને અનુસરીને જ બોલ્યો છે !"

" હા, ભગવન્ ! ઉદાયિભદ્ર મ્હારો વ્હાલો પુત્ર છે." અજાતશત્રુએ ઉત્તર આપ્યો અને બુદ્ધને તથા ભિક્ષુસંઘને નમસ્કાર કરી તે એક બાજુએ બેઠો.

એક બાજુએ બેઠા પછી અજાતશત્રુ બોલ્યો, "ભગવન્ ! જુદા જુદા યોદ્ધા, હજામ, રસોઇઆ, માળી, ધોબી, કુંભાર, કારકુન વગેરે લોક પોતપોતાની કળાનાં આ લોકમાં ફળ મેળવે છે. પોતાની કળાના બળ પર દ્રવ્યાર્જન કરી તે પોતાનું ઉદરનિર્વાહ કરે છે, પોતાના માતપિતાની સંભાળ લે છે, અને શ્રમણબ્રાહ્મણોને દક્ષિણા આપી પરલોકમાં સ્વર્ગનો માર્ગ

પૂછ્યો કરે છે. પણ, ' ભગવન્ ! આ લોકના શિલ્પનું જેવું પ્રત્યક્ષ ફળ છે, તેવું શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ દેખાડી શકશો ? '

બુદ્ધ બોલ્યા, " આ પ્રશ્ન ત્હેં બીજા શ્રમણોને પૂછી જોયો છે કે ? "

રાજા બોલ્યો, " હા એકવાર મેં પૂરણ કાશ્યપને આ પ્રશ્ન પૂછ્યો હતો, ત્યારે પૂરણ બોલ્યા, 'કરનાર કે કરાવનારને, મારનાર કે મરાવનારને, પરદારાગમન કરનારને, ખોટું બોલનારને કે અન્ય કોઈ પણ કર્મ કરનારને તે કર્મથી પાપ લાગતું નથી. તે જ પ્રમાણે કોઇ પણ સારૂં કૃત્ય કરવાથી પુણ્યપ્રાપ્તિ થાય છે એ દ્રષ્ટિયે ખોટી છે !' આ પ્રમાણે ભગવન્ ! પરણ કાશ્યપને પૂછતાં ત્હેણે પોતાનો અક્રિયાવાદ જણાવ્યો.

" ફરી એક વખત મ્હેં આ પ્રશ્ન મક્ખલિ ગોસાલને પૂછ્યો હતો. ત્યારે તે બોલ્યો, " પ્રાણીની શુદ્ધિને કે સંક્લેશને કાંઈ કારણ લાગતું નથી. પોતાના પ્રયત્નથી મનુષ્ય મોક્ષ મેળવશે એ વાત ખોટી છે. સઘળી યોનિમાંથી પસાર થયા વિના પ્રાણીને મોક્ષ મળતો નથી. મૂર્ખ કે ડાહ્યા મનુષ્યને સર્વ યોનિમાં જન્મ લીધા પછી આપોઆપ મોક્ષ મળનાર છે ! આ પ્રમાણે ત્હેણે પોતાનો જવાબ રજૂ કર્યો.

" બીજે પ્રસંગે અજિત કેસકંબલને મ્હેં આ પ્રશ્ન પૂછતાં ત્હેણે કહ્યું, 'સારા નરસાનું ફળ ભોગવવું પડે છે એ વાત ખોટી છે. ચાર મહાભૂતમાંથી આ દેહ બન્યો છે. મનુષ્ય મૃત્યુ પામ્યા પછી પૃથ્વીનો અંશ પૃથ્વીમાં જાય છે, વાયુનો

વાયુમાં, ઉદકનો ઉદકમાં અને અગ્નિનો અગ્નિમાં જાય છે; મરણ પછી મનુષ્યનું કાંઇ શિલક રહેતું નથી. દાનની પ્રશંસા કેવળ મૂર્ખ લોક કરે છે; ત્હેમના બોલવામાં કાંઈ જ 'અર્થ નથી!' આ પ્રમાણે અજિત કેસકંબલે પોતાનાં ઉચ્છેદવાદનું પ્રતિપાદન કર્યું.

"ભગવન્! એક વખત પકુધ કાત્યાયનને મ્હેં આ પ્રશ્ન પૂછતાં તે બોલ્યો," પૃથ્વી, ઉદક, તેજ, વાયુ, દુઃખ, સુખ અને જીવ, આ સાત પદાર્થ નિત્ય છે, તે કોઇએ જ ઉત્પન્ન કર્યા નથી. અર્થાત્ એમને બીજો મારે છે કે મરાવે છે એ વાત ખોટી છે. આ પ્રમાણે પકુધ કાત્યાયને પોતાનો સપ્તપદાર્થવાદ કે અન્યોન્યવાદ મ્હને કહ્યો.

"વળી એક વાર હું નિર્ગ્રન્થ નાથપુત્રને મળ્યો અને ત્હેમને એ વિષે પૂછ્યું, ત્યારે ત્હેમણે કહ્યું કે, 'નિર્ગ્રન્થ કોઈ પણ પ્રકારના પાપને અડકતો નથી; સઘળાં પાપનો નાશ કરવાનો તે પ્રયત્ન કરે છે; સર્વ પાપ ધોઇ નાખે છે અને પાપાવરણથી મુક્ત રહે છે. એને હું ચાતુર્યામસંવરસંવૃત કહું છું.' આ પ્રમાણે નિર્ગ્રંથ નાથપુત્રે પોતાનો ચાતુર્યામસંવર મ્હને સંભળાવ્યો.

"સંજય બેલટ્ઠપુત્રને જ્યારે મ્હેં આ પ્રશ્ન પૂછ્યો, ત્યારે ત્હેણે મ્હને કહ્યું, કે 'ત્હમે જો પરલોક છે કે એમ પૂછશો, તો તે મ્હને ખબર નથી. પરલોક નથી એ સુદ્ધાં હું જાણતો નથી. પ્રાણીને કર્મ પ્રમાણે ફળ મળે છે, એવું કહી શકતો નથી. તથાગત મરણ પછી ઉત્પન્ન થાય છે કે નહિ, એ પણ હું

કહી શકનાર નથી.' આ પ્રમાણે બેલઠ્ઠપુત્રને શ્રામણ્યફળ સંબંધે પ્રશ્ન કરતાં હેણે પોતાનો વિક્ષેપ(અંજ્ઞેય)વાદ કહ્યો.

"ભગવન્! આમાંનો એક પણ મ્હારા મનનું સમાધાન કરી શક્યો નહિ; પણ મ્હારા જેવા રાજાએ શ્રમણનું કોઈ પણ રીતે અપમાન કરવું યોગ્ય નથી, એમ વિચાર કરી આ આચાર્યો વિરુદ્ધ કાંઇ ના કહેતાં હું ગુપચૂપ પાછો ફર્યો."

બુદ્ધ બોલ્યા, "મહારાજ! ત્હારો એકાદ દાસ પોતાની દુર્ગત સ્થિતિથી કંટાળી ભિક્ષુ થાય અને બારે સાધુતાથી વર્તે, આવા મનુષ્યને તું પકડી ફરી નોકરનું કામ કરાવીશ કે?"

અજાતશત્રુ બોલ્યો, "ના, એવા મનુષ્યને હું મ્હારી સામે આસન આપીશ અને વસ્ત્ર અન્નની હેને તાણ પડે નહિ, એવી વ્યવસ્થા કરીશ."

"તો પછી મહારાજ! શ્રામણ્યનું આ પ્રત્યક્ષ ફળ ગણી શકાય નહિ કે?"

"ભગવન્! નિઃસંશય એને શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ ગણવું જોઇએ!"

બુદ્ધ બોલ્યા, "એકાદ દરિદ્રી મનુષ્ય પોતાની અલ્પ સંપત્તિનો ત્યાગ કરી ભિક્ષુ થશે અને ભિક્ષુને પાળવાના સર્વ નિયમો પાળશે. પેટપૂરતું અન્ન અને દેહાચ્છાદન પૂરતાં વસ્ત્રથી તે સંતુષ્ટ રહેશે અને લોભ, ક્રોધ, આલસ્ય, ચંચળતા અને કુશંકા એ પાંચ આવરણથી પોતાનું ચિત્ત મુક્ત કરી તે સાવધાનીથી વર્તશે. જેમ એકાદ માણસ ઋણમાંથી મુક્ત થાય

કે ભયંકર વ્યાધિમાંથી મુક્ત થાય, બંધનાગારમાંથી મુક્ત થાય, દાસ્યમાંથી મુક્ત થાય, અથવા જંગલમાં થઇ સુરક્ષિતપણે બહાર નીકળે, તેમ જ આ ભિક્ષુ ચિત્તનાં પાંચ આવરણમાંથી મુક્ત થઇ સર્વ ધ્યાન પ્રાપ્ત કરી લેશે; પછી ત્હેને શ્રામણ્યનું પ્રત્યક્ષ ફળ મળ્યું એમ કહેવામાં હરકત રહેશે કે?"

અજાતશત્રુ બોલ્યો, "ત્હેને નિઃસંશય શ્રામણ્યનું ફળ મળે છે, એમ કહેવું પડશે."

બીજાએ જુદા જુદા માર્ગે બુદ્ધે શ્રામણ્યનું ફળ કેમ મળે છે એ કહ્યા પછી અજાતશત્રુ બુદ્ધને, ધર્મને અને સંઘને શરણે જઇ બુદ્ધોપાસક થયો, અને બોલ્યો "ભગવન્, મ્હેં મહાન અપરાધ કર્યો છે, હું મૂર્ખપણે મ્હારા ધાર્મિક પિતાના મરણનું કારણ થયો, તે બદલ મ્હને પશ્ચાત્તાપ થાય છે. ભગવન્, આ અપરાધની મ્હને ક્ષમા આપો."

બુદ્ધ બોલ્યા, "મહારાજ, એ ત્હારો અપરાધ થયો, એમાં સંશય નથી; પણ આ અપરાધ બદલ ત્હને પશ્ચાત્તાપ થાય છે, એ સમાધાનકારક છે. પોતાને હાથે થયેલા અપરાધનો પસ્તાવો થવો, અને ફરી તેવો અપરાધ થવા ન દેવો, એ આર્ય શ્રાવકનું કર્તવ્ય છે."

અજાતશત્રુ બોલ્યો, "ભગવન્, હું હવે જાઉં છું. મ્હારી પાછળ પુષ્કળ કામો લાગેલાં છે."

"ઠીક છે." બુદ્ધે ઉત્તર આપ્યો. અજાતશત્રુ નિકળી ગયા પછી, બુદ્ધે ભિક્ષુઓને કહ્યું, "આ રાજાને હાથે જો પિતૃહત્યાનું પાપ થયું ન હોત, તો, અહિંને અહિં જ ત્હેને સોતાપત્તિફલની પ્રાપ્તિ થઇ હોત."

# પરિનિર્વાણ

મગધદેશની ઉત્તરે વજ્જી નામના મહાજનોનું બલવાન રાજ્ય હતું. એમને લિચ્છવી પણ કહેતા. આ રાજ્ય મહાજનસત્તાક હોઈ શાક્યોનાં રાજ્યોની પદ્ધતિ પ્રમાણે ચાલતું હતું. અજાતશત્રુ વજ્જીઓ ઉપર ઘણો ખારે બળતો. વજ્જીના નાશ માટે તે તત્પર થઇ રહ્યો હતો. એક દિવસ ત્હેણે પોતાના વસ્સકાર નામના બ્રાહ્મણ અમાત્યને કહ્યું કે, "હે બ્રાહ્મણ ! તું બુદ્ધ પાસે જઇ એમ કહે કે 'મગધરાજ વજ્જીઓનો ઉચ્છેદ કરવા ઇચ્છે છે.' આ સંબંધે બુદ્ધનો શો મત છે તે મ્હારે જાણવું જોઇએ."

અજાતશત્રુની આજ્ઞા પ્રમાણે વસ્સકાર બ્રાહ્મણ ગૃધ્રકૂટ પર્વત પર બુદ્ધ રહેતાં હતા ત્યાં ગયો, અને પોતાના રાજાનો મનોરથ તેણે બુદ્ધને જણાવ્યો. તે વેળાએ આનંદ બુદ્ધને પંખો નાંખતો હતો; ત્હેની તરફ વળી બુદ્ધ બોલ્યા, "આનંદ! આજસુધી વજ્જી વારંવાર એકત્ર થઇ રાજકારણનો વિચાર કરે છે કે ?"

"હા ભગવન્," આનંદે ઉત્તર આપ્યો.

"આનંદ, વજ્જીઓ જ્યારે એકત્ર થાય છે અને પછી જ્યારે ઘેર જાય છે ત્યારે ત્હેમનામાં એક સરખો સંપ હોય છે કે ?"

"હા ભગવન્," એમ મ્હારા સાભળવામાં આવ્યું છે.

"પોતાના કરેલા કાયદાનો[1] વજ્જીઓ ભંગ કરતા નથી ને ? કિંવા કાયદાનો મનમાનતો ગમે તેવો અર્થ કરતા નથી ને ? તે કાયદાને અનુસરી વર્તે છે કે ?"

---

1 વજ્જીઓના કાયદાના થોડા નમૂના મહાપરિનિબ્બાન સુત્તની અટ્ઠકથાઓમાં મળે છે; પણ તે ઉપરથી સર્વ કાયદાનું બરાબર અનુમાન થઇ નથી.

"હા ભગવન્, વજ્જીઓ કાયદાસર વર્તે છે, એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

"વૃદ્ધ રાજકારણી પુરુષોને વજ્જીઓ માન આપી, તેમની સલાહ વારંવાર લે છે કે?"

"હા ભગવન્, વજ્જીઓના રાજ્યમાં વૃદ્ધ રાજકારણી પુરુષોનું સારૂં સન્માન થાય છે, એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

"તે પોતાના રાજ્યમાં વિવાહિત કે અવિવાહિત સ્ત્રીઓ પર બળાત્કાર કરતા નથી ને?"

"ભગવન્! વજ્જીઓના રાજ્યમાં સ્ત્રીજાતિનું માન બરોબર સચવાય છે, એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

"વજ્જીઓના શહેરમાંનાં કે શહેર બહારનાં જે દેવસ્થાનો છે, ત્હેની તેઓ યોગ્ય કાળજી લે છે ને?"

"હા ભગવન્! પોતાનાં દેવસ્થાનોની યોગ્ય કાળજી તેઓ લે છે એમ મ્હેં સાંભળ્યું છે."

"આનંદ, પોતાના રાજ્યમાં આવેલા અર્હન્ત સુખેથી રહે, અને ન આવેલા અર્હન્તોને પોતાના રાજ્યમાં આવવાનું ઉત્તેજન મળે, એ માટે વજ્જીઓ અર્હન્તોને કોઇ પણ પ્રકારે ત્રાસ પહોંચવા દેતા નથી ને?"

"ભગવન્, વજ્જીઓ સાધુસન્તો તરફ પૂરો આદર રાખે છે, અને ત્હેમનું યોગ્ય પાલન કરે છે, એમ મ્હારા સાંભળવામાં આવ્યું છે."

બુદ્ધે વસ્સકાર બ્રાહ્મણને કહ્યું, "હે બ્રાહ્મણ, હું એક વખત વૈશાલીમાં રહેતો હતો, તે વખતે મ્હેં અભ્યુન્નતિના આ સાત નિયમો વજ્જીઓને કરી આપ્યા છે. આ સાત નિયમને અનુસરી જ્યાં સુધી વજ્જીઓ વર્તશે, ત્યાં સુધી ત્હેમની ઉન્નતિ જ છે, અવનતિ થનાર નથી."

વસ્સકાર બ્રાહ્મણે કહ્યું, "ભગવન્, આમાંના એક નિયમને યે વજ્જીઓ અનુસરશે, તો યે ત્હેમની હાનિ થવાનો સંભવ નથી. સર્વ નિયમ પાળવામાં આવશે તો ત્હેમની અભ્યુન્નતિ થશે, એ વિષે કહેવાપણું જ નથી! અમારો રાજા વજ્જીઓ પર ચડાઇ કરે નહિ તો ઠીક."

વસ્સકાર બ્રાહ્મણ ગયા પછી બુદ્ધે આનંદને મોકલી રાજગૃહની આસપાસ રહેનારા સર્વ ભિક્ષુઓને એકત્ર કર્યા, અને ત્હેમને કહ્યું કે, "હે ભિક્ષુઓ! હું ત્હમને અભ્યુન્નતિના સાત નિયમ કરી આપું છું, તેનું સાવધાનપણે શ્રવણ કરો.

જ્યાં સુધી ત્હમે વારંવાર એકત્ર થઇ સંઘકૃત્ય કરશો; જ્યાં સુધી ત્હમારામાં સંપ રહેશે, સંપથી ત્હમે સર્વ સંઘકૃત્ય કરશો; જ્યાં સુધી ત્હમે સંઘના નિયમો તોડશો નહિ; જ્યાં સુધી ત્હમે પોતામાંના વૃદ્ધ ભિક્ષુને માન આપશો; જ્યાં સુધી ત્હમે પોતાની તૃષ્ણાના તાબામાં જશો નહિ; જ્યાં સુધી ત્હમે એકાન્તવાસમાં આનંદ માનશો; અને જ્યાં સુધી પોતાના સાથીઓ સુખી થાય એવી કાળજી રાખશો, ત્યાં સુધી ત્હમારી અભ્યુન્નતિ જ થનાર છે, હાનિ થનાર નથી.

"ભિક્ષુઓ ! બીજા યે અભ્યુન્નતિના સાત નિયમો હું કરી આપું છું. ત્હેનું સાવધાનપણે શ્રવણ કરો. (૧) ઘરગતુ કામમાં આનંદ માનશો નહિ; (૨) બોલીને સર્વ કાળ ગાળવામાં આનંદ માનશો નહિ; (૩) નિંદ્રામાં વખત ગાળવામાં આનંદ માનશો નહિ; (૪) પોતાના સાથીદારો સાથે સર્વકાળ ગાળવામાં આનંદ માનશો નહિ; (૫) દુર્વાસનાને વશ થશો નહિ; (૬) દુષ્ટની સંગતિમાં પડશો નહિ; (૭) અલ્પ સમાધિની પ્રાપ્તિથી કૃતકૃત્ય થશો નહિ. જ્યાં સુધી મનોભાવથી આ સાત નિયમો ત્હમે પાળશો, ત્યાં સુધી ત્હમારી અભ્યુન્નતિ જ થનાર છે; હાનિ થનાર નથી.

" ભિક્ષુઓ ! વળી અભ્યુન્નતિના બીજા સાત નિયમ હું કહું છું, ત્હેનું શ્રવણ કરો. (૧) ત્હમે શ્રદ્ધાળુ થાઓ; (૨) પાપ કર્મથી લાજો; (૩) લોકાપવાદનો ભય ધરો; (૪) વિદ્વાન થાઓ; (૫) સત્કર્મ કરવામાં ઉત્સાહ રાખો; (૬) સ્મૃતિ જાગૃત રાખો; અને (૭) પ્રજ્ઞાવાન થાઓ. જ્યાં સુધી ત્હમે આ સાત નિયમોનું પાલન કરશો ત્યાં સુધી ત્હમારી અભ્યુન્નતિ જ થનાર છે, હાનિ થનાર નથી.

" ભિક્ષુઓ ! વળી અભ્યુન્નતિના બીજા સાત નિયમ હું આપું છુ. ત્હેનું સાવધાનપણે શ્રવણ કરો: (૧) સ્મૃતિસંબોધ્યંગની ભાવના કરો; (૨) ધર્મપ્રવિચયસંબોધ્યંગની ભાવના કરો; (૩) વીર્યસંબોધ્યંગની ભાવના કરો; (૪) પ્રીતિસંબોધ્યંગની ભાવના કરો; (૫) પ્રશ્રબ્ધિસંબોધ્યંગની ભાવના કરો; (૬) સમાધિસંબોધ્યંગની ભાવના કરો; (૭) ઉપેક્ષાસંબો-

ધ્યંગની ભાવના કરો. જ્યાં સુધી તમે આ સાત નિયમો પાળશો, ત્યાં સુધી ત્હમારી અભ્યુન્નતિ થનાર છે, અવનતિ થનાર નથી."

રાજગૃહમાંના ભિક્ષુઓને શીલ,[1] સમાધિ, ઇત્યાદિ મુદ્દા સંબંધે વારંવાર ઉપદેશ કરી બુદ્ધ ભગવાન્ પોતાના ભિક્ષુસંઘ સહિત અંબલટ્ઠિકા ગામમાં આવ્યા અને ત્યાંથી નાલંદા ગયાં. ત્યાં સારિપુત્ર બુદ્ધને વંદન કરી બોલ્યો, "ભગવન્, મ્હારો આપના પર એટલો વિશ્વાસ છે કે તેવા પ્રકારનો વિશ્વાસ કોઇ પણ શ્રમણબ્રાહ્મણનો હોઇ શકે નહિ. !"

બુદ્ધ બોલ્યા, "તું આ વાત નિઃશંકપણે કહે છે; પરંતુ ત્હને પ્રાચીન બુદ્ધ સંબંધે સર્વ માહિતી છે કે ? અને જે હવે પછી ભવિષ્યમાં થનાર બુદ્ધ છે, ત્હેને વિષે ત્હને કાંઇ કલ્પના આવશે કે ?"

સારિપુત્રે જવાબ આપ્યો, "ભગવન્, મ્હને પ્રાચીન બુદ્ધોની માહિતી નથી કે ભવિષ્યના બુદ્ધોના સ્વભાવની યે કલ્પના નથી !"

બુદ્ધ બોલ્યા, "ઠીક, સારિપુત્ર, મ્હારા યે સ્વભાવની ત્હને યથાર્થ કલ્પના આવી છે કે ?"

"ના, ભગવન્ !" સારિપુત્રે ઉત્તર આપ્યો.

"તો પછી સારિપુત્ર! મ્હારા પર ત્હારી અત્યંત શ્રદ્ધા છે તેવી બીજા કોઇની યે નથી, એમ કેમ કહી શકાય?"

---

1. જૂઓ "બુદ્ધ, ધર્મ અને સંઘ" પા. ૨૩.

સારિપુત્રે જવાબ આપ્યો, " ભગવન્ ! જોકે મ્હને પ્રાચીન બુદ્ધોની માહિતી નથી, હવે પછી થનાર બુદ્ધોના સ્વભાવની મ્હને કલ્પના આવી નથી. અને આપના ગંભીર સ્વભાવની યે મ્હને યથાર્થ કલ્પના થયેલી નથી, તોપણ આપના બુદ્ધત્વ બદલ મ્હને શંકા રહી નથી. આપે જે ધર્મોપદેશ કર્યો તે દ્વારા આપના ગૌરવની મ્હને ખાત્રી થઇ છે. પ્રાચીન-કાળમાં જે કોઇ બુદ્ધો થયા હશે, તેઓ ચિત્તનાં પાંચ આવરણો દૂર કરી, સાત બોધ્યંગોની ભાવના કરીને જ થયા હશે. આગળ થનારા બુદ્ધ સુદ્ધાં આજ માર્ગે થશે, અને આપ સુદ્ધાં એવી જ રીતે બુદ્ધ થયા છો, એવી મ્હારી ખાત્રી છે. "

નાલંદા ગામમાં કેટલાક દિવસ રહ્યા પછી બુદ્ધ ભગવાન પાટલિગ્રામે ગયા. બુદ્ધ પોતાને ગામ આવ્યાના સમાચાર સાંભળી પાટલિગ્રામવાસી ઉપાસકો એમને દર્શને આવ્યા અને ત્હેમણે પોતાના આવસથાગાર( ધર્મશાળા )માં આવી રહેવાની બુદ્ધને વિનંતી કરી. બુદ્ધ ઉપાસકોની વિનંતીને માન આપી આવસથાગારમાં ગયા, અને ત્યાં પગ ધોઇ વચલા થાંભલાને અડી પૂર્વાભિમુખે વિરાજ્યા. ભિક્ષુ પગ ધોઈ બુદ્ધની બેઉ બાજુએ બેઠા, અને તે ઉપાસકો યે પગ ધોઇ તે આવસથાગારમાં આવી બેઠા.

ત્યાર પછી બુદ્ધે ત્હેમને કહ્યું, " હે ગૃહસ્થો ! શીલભ્રષ્ટ મનુષ્યની પાંચ પ્રકારે હાનિ થાય છે. (૧) દુરાચરણથી ત્હેની સંપત્તિનો નાશ થાય છે. (૨) ત્હેની અપકીર્તિ થાય છે. (૩) કોઇ પણ સભામાં ત્હેનું તેજ પડતું નથી. (૪)

હેને શાન્તપણે મરણું આવતું નથી; અને (૫) મરણ પછી તે દુર્ગતિને પામે છે.

"હે ગૃહસ્થો સદાચરણી મનુષ્યને હેના સદાચરણથી પાંચ ફાયદા થાય છે. (૧) સદાચરણથી હેમની સંપત્તિની વૃદ્ધિ થાય છે. (૨) લોકમાં હેમની કીર્તિ થાય છે; (૩) કોઈ પણ સભામાં હેમનું તેજ પડે છે; (૪) હેમને મરણ શાન્તપણે આવે છે; અને (૫) મરણ પછી તે સુગતિને પામે છે."

તે વેળાએ પાટલિગ્રામ પાસે પાટલિપુત્ર નામનું શહેર બંધાતું હતું. અજાતશત્રુ એ સુનીધ અને વસ્સકાર એ બે અમાત્યોને એ કામ ઉપર યોજ્યા હતા. વજ્જીઓની સ્વારીઓ મગધ દેશ પર થાય નહિ એ ઉદ્દેશથી ગંગાને કાંઠે આ નવીન શહેર બાંધવામાં આવતું હતું.

સુનીધ અને વસ્સકારને બુદ્ધ પાટલિગ્રામે આવ્યાના સમાચાર મળતાં જ હેમની પાસે જઇ એક નવીન આવસથમાં હેમને અને ભિક્ષુસંઘને આવવા માટે આમંત્રણ કર્યું. તે પ્રમાણે બુદ્ધ ભિક્ષુસંઘ સહ ત્યાં ગયા. સુનીધ અને વસ્સકારે પોતે સર્વ સંઘને તૃપ્ત કર્યા પછી બુદ્ધે તે બેઉના દાનનું અનુમોદન કર્યું; અને તે પાટલિગ્રામથી કોટિગ્રામ જવા નીકળ્યા. જે નગરદ્વારમાંથી બુદ્ધ બહાર ગયા તે દ્વારનું સુનીધ અને વસ્સકારે "ગૌતમદ્વાર" નામ રાખ્યું.

તે વેળાએ ગંગા પાણીથી તર થઇને વહેતી હતી. બુદ્ધ ગંગાને કાંઠે આવી જુએ છે તો ત્યાં ભારે ગડબડ થઇ રહી હતી. પાર ઉતરવાને કોઈ નૌકા શોધતા હતા, તો

કોઈ હોડી શોધતા હતા અને બીજા ત્રાપા બાંધતા. હતા. બુદ્ધ આ ભીડમાં ન દાખલ થતાં અને ત્રાપા વગેરે બાંધવાની પંચાતમાં ન પડતાં પોતાના ભિક્ષુસંઘ સહ સુરક્ષિતપણે નદી પાર ઉતર્યા; અને સામેના તીર પર ઉભા રહી નીચે પ્રમાણે બોલ્યાઃ—

ये तरन्ति अण्णवं सरं सेतुं कत्वा विसज्ज पल्ललानि ।
कुल्लं हि जनो पबन्धति तिण्णा मेधाविनो जना ॥ *

બુદ્ધે કોટિગ્રામમાં આવ્યા પછી ભિક્ષુઓને કહ્યું, "ભિક્ષુઓ! દુઃખ આર્યસત્ય, દુઃખસમુદય આર્યસત્ય, દુઃખનિરોધ આર્યસત્ય, અને દુઃખનિરોધગામિમાર્ગ આર્યસત્ય, આ ચાર આર્યસત્યોનો બોધ ન થવાથી પુષ્કળ કાળ સુધી આપણે સર્વ જણ સંસૃતપાશમાં સપડાયા હતા; પરંતુ હવે આ આર્યસત્યોનો બોધ થવાથી આપણે દુઃખનાં મૂળ ખોદી કાઢયાં છે, અને આપણે પુનર્જન્મથી મુક્ત થયા છીએ."

કોટિગ્રામથી બુદ્ધ ભગવાન અનુક્રમે વૈશાલી જઈ પહોંચ્યા. વૈશાલીની પ્રસિદ્ધ ગણિકા આમ્રપાલીએ બુદ્ધના આગમનના સમાચાર સાંભળ્યા અને ભારે ઠાઠમાઠથી તે

*જે આર્યાષ્ટાંગિક માર્ગનો સેતુ કરીને ભવસમુદ્ર તરી જાય છે, તેમને પાપકર્મમાં પડવાની ભીતિ હોતી નથી. આ ભવસાગર તરી જવા માટે પૃથગ્જન એટલે સામાન્ય માણસ નકામા જ પ્રયત્નો કરે છે. તે યજ્ઞયાગાદિક ત્રાપાનાં કે દેહદંડનાદિક નામનાં ધાંધલ મચાવે છે; પરંતુ આર્યજન આ માર્ગનું અવલંબન ન કરતાં સંયમ માર્ગરૂપી સેતુ પરથી સુખ રૂપ પાર ઉતરે છે, એવો આ ગાથાનો ભાવાર્થ છે.

વતાળૂનું બુદ્ધદર્શને આવી; તેણે બુદ્ધનાં દર્શન કરી તેમને બીજે દિવસે ભિક્ષુસંઘ સહ પોતાને ત્યાં ભોજનનું આમંત્રણ આપ્યું.

બુદ્ધ પોતાના શહેરમાં આવ્યાના સમાચાર સાંભળી લિચ્છવી સુદ્ધાં બુદ્ધદર્શને નીકળ્યા. વાટમાં આમ્રપાલી તેમને મળી. તેમણે પૂછ્યું, "કેમ બ્હેન આમ્રપાલી! તું આજ ઉતાવળી ઉતાવળી ક્યાંથી આવે છે?"

"હે આર્યપુત્રો! મ્હેં આવતી કાલે મ્હારે ઘેર બુદ્ધને અને ભિક્ષુસંઘને નિમંત્રણ કર્યું છે. તેથી આવતી કાલની તૈયારી કરવા હું ઉતાવળી છું." આમ્રપાલીએ ઉત્તર આપ્યો.

લિચ્છવી બોલ્યા, "આમ્રપાલી! આવતી કાલે ત્હારે બદલે અમે જ બુદ્ધને ભોજન આપીશું, અને ત્હેં આપેલા આમંત્રણ બદલ ત્હને એક લાખ કાર્પાપણ આપીએ છીએ.

"આર્યપુત્ર! ત્હમે જો મ્હને આખી વૈશાલી આપો, તો યે હું બુદ્ધને અને ભિક્ષુસંઘને આપેલું આમંત્રણ પાછું લેનાર નથી." આમ્રપાલીએ ઉત્તર આપ્યો.

લિચ્છવી કાંઇ પણ ઉત્તર ન આપતા બુદ્ધ પાસે ગયા. ત્હેમને દૂરથી જોઇ બુદ્ધે ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ! જેમણે તાવત્ત્રિંશત દેવ જોયા ન હોય, ત્હેમણે આ લિચ્છવી-સમુદાય ભણી જોવું!"

લિચ્છવી રાજાએ બુદ્ધને મળી પોતાને ત્યાં બીજે દિવસે ભોજનાર્થે આવવાની વિનંતી કરી, પણ બુદ્ધ બોલ્યા, "લિચ્છવી! આ આવતી કાલે મ્હેં આમ્રપાલીનું આમંત્રણ સ્વીકાર્યું છે, તેથી ત્હમારૂં આમંત્રણ સ્વીકારી શકતો નથી."

બીજે દિવસે ભગવાન્ બુદ્ધ મધ્યાહ્ન થયા પૂર્વે આમ્રપાલીને ઘેર ગયા. આમ્રપાલીએ પોતે બુદ્ધ અને સંઘને સારી રીતે તૃપ્ત કર્યા; અને પછી પોતાનું ઉદ્યાન સંઘને દાનમાં અર્પણ કર્યું. ત્યારે આમ્રપાલીના દાનનું અનુમોદન કરી અને ત્હેને ધર્મોપદેશ કરી બુદ્ધ ત્યાંથી ભિક્ષુસંઘ સહ ચાલી નીકળ્યા.

વૈશાલિમાં આમ્રપાલીના ઉદ્યાનમાં કેટલોક કાળ રહી બુદ્ધદેવ ભિક્ષુસંઘ સહ બિલ્વગ્રામ આવ્યા. ત્યાં ત્હેમણે ભિક્ષુઓને કહ્યું, "હે! ભિક્ષુઓ! ત્હમારી સવડ પ્રમાણે આ ચાતુર્માસમાં ત્હમે વૈશાલિની આસપાસ નિવાસ કરો. હું આ ચાતુર્માસ અહિં જ ગાળવાનો છું."

તે ચાર્તુમાસમાં બુદ્ધને ભયંકર વેદના શરૂ થઇ. પણ ત્હેમણે પોતાની જાગૃતિ શિથિલ થવા દીધી નહિ, તે મનમાં જ બોલ્યા કે ભિક્ષુસંઘને જોયા વિના મ્હારૂં પારનિર્વાણ થાય, એ મ્હને ઉચિત લાગતું નથી. માટે મ્હારા માનસિક ઉત્સાહથી આ વેદના દાબી દઇ મ્હારે મ્હારા આયુષ્યમ્હાં બીજા કેટલાક દિવસો વધારવા જોઇયે.

બુદ્ધ આ વેદનામાંથી સારા થયા પછી આનંદે ત્હેમને કહ્યું, "ભગવન્, આપ આ વેદનામાંથી સારા થયા, તે જોઇ મ્હને આનંદ થાય છે. આપની આ વેદનામાં મ્હારા જીવને જરી યે ચેન પડયું નહિ, મ્હને કાંઇ કામે સુઝયું નહિ, અને મ્હારો દેહ દુર્બળ પડી ગયો. પણ ભગવન્, આપ ભિક્ષુસંઘને છેવટની કાંઇક વાત કર્યા વિના નિર્વાણ પામશો નહિ એવી મ્હને આશા હોવાથી મ્હારા મનને જરા ધીરજ આવી."

બુદ્ધ બોલ્યા, " આનંદ, ભિક્ષુસંઘ મ્હારી પાસેથી બીજી કઇ વાત સમજી લેવાની ઇચ્છા રાખે છે? મ્હારો ધર્મ મ્હેં ખુલ્લો કરી બતાવ્યો છે, એમાં મેં ગુરુકુંચી રાખી નથી. આનંદ! જેને ભિક્ષુસંઘના નાયક થવાની, કિંવા ભિક્ષુસંઘ પોતા પર જ અવલંબીને રહે એવી ઇચ્છા હશે, તે જ છેવટે ભિક્ષુસંઘને કહેવા માટે કાંઈ વાત ગુપ્ત રાખશે; પણ આનંદ, તથાગતની ભિક્ષુસંઘના નાયક થવાની, કે ભિક્ષુસંઘ પોતાપર જ અવલંબી રહે, એવી ઇચ્છા નથી. એટલે તથાગત પાસે એવી એકે વાત નથી કે જે ત્હેણે ભિક્ષુસંઘને સ્પષ્ટપણે કહી નથી. આનંદ ! હું હવે વૃદ્ધ થયો છું; તૂટેલા ખટારાનાં જેવો મ્હારો દેહ જર્જરિત થયો છે; જે વેળાએ હું નિરોધસમાધિની ભાવના કરું છું, તે જ વેળાએ મ્હારા દેહને સુખ થાય છે. તેથી આનંદ ! હવે ત્હમે પોતાની પર જ અવલંબીને રહો. આ સંસારસમુદ્રમાં પોતાના મનને જ દ્વીપ બનાવો, ધર્મને દ્વીપ બનાવો, પોતાના આત્માને શરણે જાઓ, અને ધર્મને શરણે જાઓ. આનંદ ! જે ચાર સ્મૃત્યુપસ્થાનોની[1] ભાવના કરે છે, તે આત્મદ્વીપ છે, તે ધર્મદ્વીપ છે, તે આત્મશરણ અને તે જ ધર્મશરણ છે. "

ચાતુર્માસ્ય પૂરા થયા પછી ભગવાન્ બુદ્ધ ચાપાલચૈત્યમાં આવીને રહ્યા. ત્યાં મારે ત્હેમને કહ્યું, " ભગવન્! હવે આપ પરિનિર્વૃત્ત થાઓ ! આગળ આપે કહ્યું હતું કે ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકા એ સર્વને મ્હારો ધર્મ ઠીક સમજાવ્યા સિવાય હું નિર્વાણ પામીશ નહિ; પણ ભગવન્, હવે આપના

૧. જુઓ પાન ૩૨૫

ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકા એ સર્વ શિષ્ય ધર્મ-વિચારમાં તરબોળ થયા છે; આપના ધર્મનો પ્રચાર સર્વત્ર થયો છે. હવે આપને આ લોક છોડી જવામાં કાંઈ જ અડચણ રહી નથી.!"

બુદ્ધ બોલ્યા, "હે માર! તું નચિંત થા. હું જલ્દી જ આ લોક છોડી જનાર છું. બીજા ત્રણ મહિના પછી મ્હારૂં પરિનિર્વાણ થનાર છે."

માર ચાલી ગયા પછી બુદ્ધે પોતાના સામર્થ્યથી દાબી રાખેલા જીવનસંસ્કાર છોડી દીધા. તે વેળાએ ભયંકર ધરણીકંપ થયો!

ભગવાન્ આનંદને સાથે લઈ ચાપાલચૈત્યથી વૈશાલીના મહાવનમાં કૂટાગારશાળામાં આવ્યા, અને આનંદને મોકલી વૈશાલીની આસપાસના સર્વ ભિક્ષુઓને કૂટાગારશાળામાં ભેગા કરાવ્યા. સઘળા ભિક્ષુ એકત્ર થયા પછી બુદ્ધ બોલ્યા, "હે ભિક્ષુઓ! ત્હમારૂં બ્રહ્મચર્ય ચિરસ્થાયી રહે તથા ત્હેને લીધે પુષ્કળ લોકનું કલ્યાણ થાય, પુષ્કળ લોકને સુખ થાય, એમ જો ત્હમને લાગતું હોય, તો મ્હેં શીખવેલા કુશલ ધર્મનું બરોબર અધ્યયન કરો, અને ત્હેની શુદ્ધ ભાવના કરો. હે ભિક્ષુઓ! ચાર [1]સ્મૃત્યુપસ્થાનો, [2]ચાર સમ્યક્ પ્રયત્ન, ચાર

---

૧. જૂઓ પાન ૩૨૫

૨ જે પાપવિચાર ઉત્પન્ન થયા નથી તે ઉત્પન્ન ન થવા દેવા વિષે પ્રયત્ન; જે પાપ વિચાર ઉદ્ભવ્યા હો ત્હેના નાશ માટે પ્રયત્ન: જે પુણ્ય વિચાર ઉત્પન્ન થયા ન હોય તે ઉત્પન્ન કરવા વિષે પ્રયત્ન: અને ઉદ્ભવ્યાં હોય ત્હેમની અભ્યુન્નતિ કરી પૂર્ણતા કરવાનો પ્રયત્ન; આ ચાર માનસિક પ્રયત્નોને સમ્યક પ્રયત્ન કહે છે.

[3]ઋદ્ધિપાદ, [4]પાંચ ઇન્દ્રિયો, પાંચ બળ, [5]સાત બોધ્યંગો અને આર્ય [6]અષ્ટાંગિક માર્ગ, આ કુશળ ધર્મનો બોધ મેળવી લઇ મ્હેં ત્હમને ઉપદેશ કર્યો છે. એનું સારી રીતે મનન કરી ભાવના કરો.

" હે ભિક્ષુઓ ! સાવધ થાવ ! સાવધ થાવ ! સઘળા સંસ્કાર વ્યયધર્મી છે, એ લક્ષમાં રાખો, અને સાવધપણે વર્તો. ત્રણ મહીનાં પછી મ્હારૂં પરિનિર્વાણ થનાર છે. ભિક્ષુઓ ! હું અત્યંત વૃદ્ધ થયો છું અને મ્હારૂં આયુષ્ય થોડું રહ્યું છે. મ્હારૂં કર્તવ્ય મેં કર્યું છે, અને થોડા કાળમાં જ હું ત્હમને છોડી જનાર છું. ભિક્ષુઓ! સાવધ અને જાગ્રત થાઓ, શીલ અને સમાધિ, એ ગુણે યુક્ત થાઓ, અને પોતાના ચિત્તનું દમન કરો. જે મ્હારા ઉપદેશને અનુસરી સાવધાનપણે વર્તશે, તે પુનર્જન્મમાંથી મુક્ત થઇ, દુઃખનો નાશ કરશે. "

બીજે દિવસે બુદ્ધ આનંદને સાથે લઇ વૈશાલિમાં ભિક્ષાએ ગયા. ત્યાં ત્હેમણે આનંદને કહ્યું, " આનંદ! તથા

---

૩ ક્રિયાસાતત્ય, ચિત્તની એકાગ્રતા, માનસિક ઉત્સાહ, અને સત્યાન્વેષણ-બુદ્ધિ ( મીમાંસા ), આ ચાર મનોધર્મને ઋદ્ધિપાદ એટલે યોગસિદ્ધિના પાદ કહે છે,

૪ ઇંદ્રિયો અને બળો એક જ છે. ઇંદ્રિયો સંબંધે વિશેષ માહિતી માટે જૂઓ ભાગ ૨, પ્રકરણ ૩.

૫ સાત સંબોધ્યંગની ભાવના કેમ કરવી, એ સંબંધે માહિતી માટે જૂઓ પાન ૨૭૭.

૬ જૂઓ પાન ૨૭૫-૭૬.

ગતને વૈશાલીનાં આ છેલ્લાં દર્શન છે. ચાલ હવે આપણે ભાંડગ્રામ જઈએ."

તે પછી બુદ્ધ પોતાના ભિક્ષુસંઘ સહ ભાંડગ્રામમાં આવ્યા અને ત્યાં ભિક્ષુઓને કહ્યું, "હે ભિક્ષુઓ ! આર્યશીલ, આર્યસમાધિ, આર્યપ્રજ્ઞા, અને આર્યવિમુક્તિ, આ ચાર વિષયનો યથાર્થ બોધ ન થવાથી આપણે અનાદિ કાળથી સંસૃતિના પાશમાં સપડાયા હતા; પણ હવે આપણને આ ચાર ધર્મનું યથાર્થ જ્ઞાન થયું છે, એટલે આપણને પુનર્જન્મ રહ્યો નથી."

ભાંડગ્રામથી હસ્તિગ્રામ, આમ્રગ્રામ, જંબુગ્રામ, ભોગનગર ઇત્યાદિ ઠેકાણે પ્રવાસ કરતાં કરતાં બુદ્ધ ભગવાન્ પાવા નામે નગરમાં આવ્યા, અને ત્યાં ચુંદ નામના લુહારના આમ્રવનમાં ઉતર્યા. ચુંદને આવ્યાના સમાચાર મળતાં જ તે ત્હેમના દર્શને ગયો, અને બીજે દિવસે ત્હેણે પોતાને ઘેર બુદ્ધને અને ભિક્ષુસંઘને નિમંત્રણ આપ્યું.

બીજે દિવસે મધ્યાહ્ન કાળ પૂર્વે બુદ્ધ ભિક્ષુસંઘ સહ ચુંદને ઘેર ગયા. ચુંદે નાના પ્રકારનાં પક્વાન્નો તૈયાર કરાવ્યાં હતાં, ત્હેમાં સૂકર મદ્દવ[1] નામનો એક પદાર્થ હતો. તે જ્યારે પીરસવામાં આવ્યો, ત્યારે બુદ્ધે ચુંદને કહ્યું, "આ પદાર્થ તું બીજા કોઈને પીરસીશ નહિ; આ પદાર્થને પચાવી શકે એવો મનુષ્ય મ્હને આ જગતમાં કોઈ દેખાતો નથી, માટે આમાંનો જે ભાગ બાકી સિલ્લક રહે તે જમીનમાં દાટી દેજે."

---

૧. આ પદાર્થ કયી વસ્તુનો બનાવેલ હતો, એ સંબંધે ટીકાકારોનો મતભેદ છે; આ વાદગ્રસ્ત પ્રશ્નમાં અહીં પડવાની આવશ્યકતા ન ભાસવાથી મૂળ શબ્દ જેમનો તેમ રાખ્યો છે.

બુદ્ધના કહ્યા પ્રમાણે ચુંદે તે પદાર્થ એક ખાડામાં દાટી દીધો.

તે દિવસે ભોજન પછી બુદ્ધને અતિસારનો વિકાર ઉત્પન્ન થયો, ત્હેમને મરણાંતિક વેદના થતી હતી, તોપણ તેને સહન કરી બુદ્ધ શાંતપણે એ જ સ્થિતિમાં પ્રવાસે ચાલ્યા. પાવાથી કુસિનારા જવાનો ત્હેમનો વિચાર હતો પણ વાટમાં કકુત્થા નામની નદી પાસે આવ્યા પછી ત્હેમને ખૂબ જ થાક લાગ્યો. ત્હેમણે આનંદને કહ્યું, "આનંદ! મ્હને થોડું પાણી લાવી આપ."

આનંદ બોલ્યો, "ભગવન્, આપણે કકુત્થા નદીની તદન પાસે આવ્યા છીએ, ત્યાં જઈ આપે પાણી પીવું, અને આપના હાથપગ ધોવા."

બુદ્ધે વળી બે વાર પાણી માગ્યું. તેથી આનંદ પાસેના એક ઝરણામાંથી પાણી લાવવા માટે ગયો. તે ઝરણામાંથી પુષ્કળ ગાડાં ગયેલાં હોવાથી ત્હેનું પાણી અત્યંત ડહોળાઇ ગયું હતું. પરંતુ આનંદ ત્યાં પહોંચ્યા પછી તે તદન સ્વચ્છ થયું, અને તેથી આનંદ આશ્ચર્યચકિત થયો. પાણી લઇ આવ્યા પછી ત્હેણે તે વાત બુદ્ધને કહી, અને બોલ્યો, "ભગવન્, તથાગતના મહાનુભાવથી આ પાણી સુદ્ધાં સ્વચ્છ થયું!"

બુદ્ધે તે પાણી પીધું. એટલામાં પુક્કુસ નામનો એક મલ્લ[1] જે કુસિનારાથી પાવા જતો હતો, તે બુદ્ધને જોઇ

---

૧ કુસિનારા અને પાવાના મહાજનોને મલ્લ કહેતા. તે વાસિષ્ઠ ગોત્રી ક્ષત્રિય હતા.

પાસે આવ્યો. બુદ્ધે ત્હેને કેટલોક કાળ ઉપદેશ કર્યો. પછી ત્હેણે પોતાની પાસેથી બે અત્યંત સુંદર સુવર્ણવર્ણી વસ્ત્રો બુદ્ધને અર્પણ કર્યાં, અને નમસ્કાર કરી તે ત્યાંથી ચાલ્યો ગયો.

તે બે વસ્ત્રો શરીરે ઓઢી લઇ બુદ્ધ ભગવાન્ ભિક્ષુસંઘ સહ કકુત્થા નદી પર ગયા. અને ત્યાં સ્નાન કરી પાસેના આંબાવાડીઆમાં પેઠા, અને ચુંદક નામના ભિક્ષુને કહ્યું કે " હે ચુંદક ! મ્હને જરા વિશ્રાન્તિ લેવા દે. મ્હારી કંથા તું અહીં પાથર. "

બુદ્ધની આજ્ઞા પ્રમાણે ચુંદકે તે કંથા ચોવડી કરી નીચે પાથરી. બુદ્ધગુરુ તે પર સૂતા, અને આનંદને કહે, " આનંદ, મ્હને ભોજન કરાવ્યા બદલ ચુંદ લુહારને માઠું લાગવા સંભવ છે; પણ ત્હેને તું એમ કહેજે કે ' ચુંદ, ત્હારૂં મ્હોટું ભાગ્ય સમજ કે તથાગતને છેવટની ભિક્ષા દેવાનો અલભ્ય પ્રસંગ ત્હને જ પ્રાપ્ત થયો. જે દિવસે તથાગત સંબોધિજ્ઞાન પ્રાપ્ત કરે છે, અને જે દિવસે તે પરિનિર્વાણ પામે છે, તે બે દિવસે ત્હેમને આપેલી ભિક્ષા મહાફલદાયક અને મહાગુણકારી છે. ' આ પ્રમાણે ઉપદેશ કરી ચુંદના મનમાંની શંકા તું દૂર કરાવજે. "

કકુત્થા નદી પરથી બુદ્ધગુરુ ભિક્ષુસંઘ સહ હિરણ્યવતી નદી ઓળંગી ત્હેની પાર કુસિનારાવાસી મલ્લના શાલવનમાં ગયા. ત્યાં આનંદે એક જોડાયેલા શાલવૃક્ષ નીચે બુદ્ધનું બિછાનું તૈયાર કર્યું. બુદ્ધ ભગવાન્ ઉત્તર તરફ મુખ કરી જમણે પડખે સૂતા. તે વેળાએ તે શાલવૃક્ષ ફાલ્યું હતું અને પુષ્પવૃષ્ટિથી જાણે કે બુદ્ધની પૂજા જ ન કરતું હોય તેમ ફુલ ખેરવ્યા કરતું. અંતરિક્ષમાંથી એ

બુદ્ધ ઉપર પુષ્પવૃષ્ટિ થતી હતી, અને બુદ્ધપૂજા માટે દિવ્ય વાદ્યો વાગતાં હતાં. તે જોઈ બુદ્ધે આનંદને કહ્યું " આનંદ ! તથાગતની પૂજા માટે ગમે તેટલાં પુષ્પો વેરો, કે દિવ્ય વાદ્ય વગાડો, તોપણ તેટલાથી હેની પૂજા થનાર નથી; તથાગતની પૂજાનો માર્ગ તો હેણે ઉપદેશેલા ધર્મને યથાર્થરીતે અનુસરવો એ જ હોઈ શકે. માટે આનંદ ! તું મ્હારા ધર્મને અનુસરીને વર્તન રાખજે."

આનંદ બોલ્યો, " ભગવન્ ! ચાતુર્માસ ગાળ્યા પછી ચારે દિશાએથી ભિક્ષુઓ આપનાં દર્શને આવતા, ત્યાં બીજા સજ્જન ભિક્ષુઓની ઓળખ થતી; પણ હવે અમને સજ્જન ભિક્ષુનાં દર્શન કેવી રીતે થશે ?"

બુદ્ધે ઉત્તર આપ્યો, " આનંદ ! ત્હારા જેવા શ્રદ્ધાવાન્ માણસે મ્હારા પરિનિર્વાણ પછી આ ચાર સ્થાનોના દર્શન લેવાં યોગ્ય છે. જ્યાં તથાગત જન્મ્યો,[1] જ્યાં તથાગત[2] સંબુદ્ધ થયો, જ્યાં તથાગતે પહેલો ધર્મોપદેશ કર્યો, [3] અને

---

૧ આ સ્થાન નેપાળની તરાઈમાં ભગવાનપૂર નામના જીલ્લાના મુખ્ય શહેરથી દોઢ મૈલને અંતરે છે. એને હાલમાં લુંબિનદેઈ કહે છે. જૂઓ 'બુદ્ધ ધર્મ અને સંઘ' પાન ૨.

૨ આ સ્થાન ગયાની દક્ષિણે સાત મૈલ પર છે. આને બુદ્ધગયા કહે છે. ત્યાં પ્રાચીન કાળમાં બાંધેલું એક મંદિર હોઈ ત્યાં બુદ્ધની પુષ્કળ મૂર્તિ, સ્તૂપ વગેરે જોવામાં આવે છે.

૩ કાશી પાસે સારનાથમાં બુદ્ધે પ્રથમ ઉપદેશ કર્યો. બુદ્ધકાળમાં એને ઋષિપત્તન મૃગદાવ કહેતા.

જ્યાં તથાગત પરિનિર્વાણ [1] પામ્યો; આ ચાર સ્થાનની યાત્રા કરતાં મનુષ્યને પુષ્કળ પુણ્ય મળશે. "

આનંદે પૂછ્યું " ભગવન્ ! સ્ત્રીઓ સાથે અમારે કેમ વર્તવું ? " બુદ્ધે કહ્યું, " બને ત્યાં સુધી સ્ત્રીઓનાં દર્શન વર્જ્ય કરો. " " પણ ભગવન્, દર્શનપ્રસંગ જ આવે તો શું કરવું ? " " આનંદ ! એવા પ્રસંગે એમની જોડે બોલશો માં !" " પણ ભગવન્, સંભાષણ પ્રસંગ આવ્યો તો શું કરવું ? " " આનંદ ! એવે પ્રસંગે સ્મૃતિ જાગૃત રાખવી. " " ભગવન્ ! પરિનિર્વાણ પછી આપના દેહની શી વ્યવસ્થા કરવી ? "

બુદ્ધે ઉત્તર આપ્યો, " આનંદ ! મ્હારા પરિનિર્વાણ પછી મ્હારા દેહની પૂજા કરવાની માથાફોડમાં ત્હમે પડશો નહિ. મ્હેં જે સન્માર્ગ ત્હમને બતાવ્યો છે, ત્હેને અનુસરી ચાલવાનો પ્રયત્ન કરો. સાવધાન થાઓ, ઉદ્યોગી થાઓ અને શાન્ત થાઓ ! પુષ્કળ ગૃહસ્થો મ્હારા શિષ્ય છે, તે મ્હારા શરીરની યથાયોગ્ય વ્યવસ્થા કરશે. "

ત્યાર પછી આનંદે વિહારમાં જઈ આંસુ પાડવા માંડ્યાં. પોતે સોતાપન્નની [2] પાયરીએ હોતાંજ ભગવંતનું

---

૧ આ સ્થાન ગોરખપૂર જીલ્લામાં છે. કસયા નામનું એક તાલુકાનું ગામ છે, ત્યાંથી આ એક મૈલના અંતરે છે; આને ત્યાંના ખેડૂતો 'માથાકુંવરકા' કોટ કહે છે.

૨ સોતાપન્ન, સકદાગામી, અનાગામી અને અરહા એવી નિર્વાણ માર્ગે ચઢેલા મનુષ્યની ચાર પાયરી છે. જુઓ. ' બુદ્ધ ધર્મ અને સંઘ ' પાન ૬૯

પરિનિર્વાણ થાય છે, એ બદલ ત્હેને અત્યંત દુઃખ થયું. ત્યારે બુદ્ધે ત્હેને બોલાવી મંગાવી કહ્યું, " આનંદ ! આમ શોકાકુલ થઇશ નહિ. સર્વ પ્રિય વસ્તુથી આપણો વિયોગ થશે, એમ મ્હેં અગાઉ જ કહ્યું નથી કે? જે વસ્તુ જન્મ પામી છે, ત્હેનો નાશ થવા દેવો એ શક્ય છે કે ? આનંદ, ત્હેં તથાગતની બાવિક બુદ્ધિથી સેવા કરી છે, તું પુણ્યવાન છે; જો તું પ્રયત્ન કરીશ, તો તું જલ્દી જ અર્હત્ થઇશ !"

આનંદ બોલ્યો, " ભગવન્ ! આ ન્હાનાશા શહેરમાં આપનું પરિનિર્વાણ થાય એ મ્હને ઠીક લાગતું નથી. ચંપા, રાજગૃહ, શ્રાવસ્તિ, સાકેત, કૌશાંબી અને વારાણસી, આ મ્હોટાં શહેરોમાંથી એકાદ શહેરમાં તથાગતનું પરિનિર્વાણ થાય, એવી મ્હારી ઇચ્છા છે."

બુદ્ધે કહ્યું, " આનંદ ! આ ન્હાનું શહેર છે એમ સમજીશ માં. હમણાં જો કે આની ન્હાના શહેરમાં ગણના થાય છે, તો યે પૂર્વે એક કાળે સુદર્શન નામના પ્રખ્યાત રાજાની આ રાજધાની હતી. તે વેળાએ આને કુશાવતી કહેતા અને ત્હેને દેવોની રાજધાનીની ઉપમા અપાતી.

" આનંદ ! હવે તું કુસિનારા શહેરમાં જઇ મલ્લોને કહે કે તથાગત ત્હમારા રાજ્યમાં રાજધાનીની પાડોશમાં પરિનિર્વાણ પામનાર છે; જો ત્હેમનાં છેવટનાં દર્શન કરવાની ત્હમારી ઇચ્છા હોય તો ચાલો. પાછળથી અમને આ સમાચાર મળ્યા નહિ, એ બદલ પશ્ચાત્તાપ કરશો નહિ. "

તે વેળાએ કુસિનારામાંના મલ્લ કોઇક કારણસર પોતાના સંથાગારમાં ભેગા થયા હતા. આનંદે ત્હેમને બુદ્ધનો સંદેશો

સંભળાવ્યો ત્યારે તે પોતાનાં બાળગોપાળ સહ શોકસાગરમાં ડુબી ગયા. 'બુદ્ધગુરુ જલ્દી પરિનિર્વૃત થાય છે! ધર્મસૂર્ય જલ્દી આથમે છે!' એમ જો તે કહેવા લાગ્યા.

પછી તે સર્વ મલ્લો પોતાનાં સ્ત્રીપુત્રો સહિત બુદ્ધનાં અંતિમ દર્શન કરવા માટે શાલવનમાં ગયા. પ્રત્યેક મલ્લે બુદ્ધને વારાફરતી નમસ્કાર કર્યા હોત, તો તે આખી રાત્રિ ત્હેમના નમસ્કારવિધિમાં જ ગઈ હોત! માટે આનંદે મલ્લના કુળમાંના મુખ્ય મુખ્ય મલ્લોને આગળ લાવી નમસ્કાર કરાવ્યા અને 'ભગવન્! આ અમુક મલ્લ પોતાનાં બાળ-ગોપાળ સહ અને ચાકર નોકર સહ નમસ્કાર કરે છે!' એ શબ્દોથી બુદ્ધને ત્હેમની ઓળખાણ કરાવી.

તે વેળાએ સુભદ્ર નામનો એક પરિવ્રાજક કુસિનારામાં રહેતો હતો. તે દિવસે પ્હો ફાટતાં બુદ્ધનું પરિનિર્વાણ થનાર છે, એવું જ્યારે ત્હેણે સાંભળ્યું ત્યારે તે બારોબાર જ શાલવનમાં આવ્યો અને આનંદને કહે, "આનંદ, તથાગતનો પ્રાદુર્ભાવ આ લોકમાં ક્વચિત્ જ થાય છે, એમ મ્હેં સાંભળ્યું છે, અને આજ રાત્રે આપણા ગુરુનું દેહાવસાન થનાર છે એ વાતે સુદ્ધાં મ્હારે કાને આવી છે. તો થોડામાં જે કાંઇ કહેવાનું હોય તે કહી ગૌતમ મ્હારી શંકાઓ નિવારણ કરશે કે?"

આનંદે જવાબ આપ્યો, "હે સુભદ્ર! આવે વખતે તું તથાગતને ત્રાસ આપીશ માં, તથાગત થાકીને લોથ થઇ ગયા છે!"

સુભદ્ર અને આનંદનો આ સંવાદ સાંભળી બુદ્ધ બોલ્યા, "આનંદ, સુભદ્રને પ્રતિબંધ કરીશ નહિ; હેને તથાગતનાં દર્શન કરવા દે. તે જિજ્ઞાસુ છે. તે મ્હને જે પ્રશ્ન પૂછનાર છે, તે મ્હને ત્રાસ આપવાના ઉદ્દેશથી ન હોઇ પોતાને તત્ત્વબોધ થાય એ હેતુથી પૂછનાર છે, અને મ્હારા ભાષણનો ભાવાર્થ તે તુર્ત સમજી લેશે."

આનંદે સુભદ્રને બુદ્ધ પાસે જવાની છૂટ આપી. બુદ્ધે ટુંકામાં હેને ઉપદેશ આપ્યો; તે સાંભળી સુભદ્ર બુદ્ધને, ધર્મને અને સંઘને શરણ ગયો, અને પોતાને ભિક્ષુસંઘમાં લેવાની હેમને વિનંતી કરી.

બુદ્ધ બોલ્યા, "હે સુભદ્ર! જે બીજા પંથના શ્રમણો હોય છે હેમને ચાર મહિના સુધી અમે અમારા સંઘમાં ન લેતાં એકાદ ભિક્ષુને સ્વાધીન કરીએ છી અને હેનું વર્તન જો સમાધાનકારક હોય, તો ચાર મહિના પછી હેને પ્રવ્રજ્યા આપી સંઘમાં લઇએ છીએ."

સુભદ્ર બોલ્યો, "ભગવન્! જો બીજા પંથના શ્રમણને ચાર મહિના વાટ જોવી પડે છે, તો હું ચાર વર્ષ સુધી પ્રવ્રજ્યા ન લેતાં ભિક્ષુ પાસે રહેવા તૈયાર છું. મ્હારૂં આચરણ યોગ્ય છે, એવું જણાઇ આવતાં ચાર વર્ષ પછી ભિક્ષુ મ્હને પોતાના સંઘમાં લે."

આથી સુભદ્રને બુદ્ધે આનંદને સ્વાધીન કર્યો, અને હેને યથાવિધિ પ્રવ્રજ્યા વગેરે દેવા કહ્યું. પછી બુદ્ધે આનંદને કહ્યું, "આનંદ, આ ધર્મપંથમાં મ્હારા દેહાવસાન પછી કોઇ શાસ્તા (શાસનકર્તા) રહ્યો નથી, એમ હમને લાગવાનો

સંભવ છે; પણ આનંદ! મ્હારી ગેરહાજરીમાં મ્હેં જે ધર્મ અને વિનય ત્હમને શીખવ્યો છે, તે જ ત્હમારો શાસ્તા થશે."

વળી બુદ્ધ ભિક્ષુને ઉદ્દેશીને બોલ્યા, "હે ભિક્ષુઓ! મ્હારા ધર્મ સંબંધે કોઇને કાંઈ શંકા હોય, તો ત્હેણે તે આ વેળાએ પૂછી લેવી."

પણ તે ભિક્ષુઓમાં સર્વ સોતાપન્નની ઉપરની પાયરીના જ હતા; સોતાપન્ન થયો નહોતો, એવો એક પણ ત્હેમાં નહોતો. એટલે બુદ્ધના ધર્મમાર્ગ વિષે કોઇનો યે મનમાં શંકા આવી નહિ. ત્યારે બુદ્ધ બોલ્યા, "હે ભિક્ષુઓ! હવે હું ત્હમને કહું છું કે સંસ્કાર વ્યયધર્મી છે, માટે સાવધાનીથી વર્તો."

આજ તથાગતના છેવટના શબ્દો!

પછી બુદ્ધગુરુ ધ્યાનસ્થ થયા. પહેલા ધ્યાનથી અનુક્રમે નૈવસંજ્ઞાનાસંજ્ઞા સમાધિ સુધી સર્વ સમાધિની પાયરીઓ ઓળંગીને તે ફરી અનુક્રમે પહેલા ધ્યાન પર આવ્યા, અને ત્યાંથી ચોથા ધ્યાન પર આવી પરિનિર્વાણ પામી ગયા. તે જ ક્ષણે ભયંકર ભૂમિકંપ થયો, અને આકાશમાં દેવોનાં દુંદુભિ ફૂટી ગયાનો અવાજ સંભળાયો! ત્યારે બ્રહ્મદેવ બોલ્યા, "સર્વ પ્રાણી પોતાનો દેહ છોડીને જનાર છે. આવા આ લોકોત્તર શાસ્તા સમ્યક્સંબુદ્ધ તથાગત સુદ્ધાં શ્રદ્ધાદિક બળ-સંપન્ન હોઇ પરિનિર્વાણ પામી ગયા!"

ઇંદ્ર બોલ્યો, "અરેરે! સર્વ સંસ્કાર અનિત્ય છે. તે ઉત્પાદવ્યયધર્મી હોવાથી ઉત્પન્ન થઇ નાશ પામે છે. ત્હેમનો ઉપશમ જ સુખાકારી નિવડે છે."

અનુરુદ્ધ બોલ્યો, "આ શાંતચિત્ત મુનિના આશ્વાસ પ્રશ્વાસની યે ખબર પડી નહિ! અત્યંત ધીરજથી હેમણે સર્વ વેદના સહન કરી, અને લગાર પણ ડગમગ્યા સિવાય તે નિર્વાણ પામ્યા! તેલ ખૂટવાથી જેમ મશાલ આપોઆપ હોલવાય છે, તેમ આનું ચિત્ત એને એ જ ઠેકાણે વિમુક્ત થયું."

આનંદ બોલ્યો, "સર્વગુણસંપન્ન સંબુદ્ધનું પરિનિર્વાણ થતાંની સાથે જ મ્હારાં અંગ પર કાંટા ઉભા થયા! હું ગભરાઈ ગયો!"

જે ભિક્ષુ હજુ સુધી અર્હત્પદને પહોંચ્યા ન હતા, તે બુદ્ધના પરિનિર્વાણ પછી શોકાકુલ થઇ ગયા, પણ જે અર્હત્પદને પામ્યા હતા હેમણે, સર્વ સંસ્કાર અનિત્ય છે, હેમનો સમાગમ કાયમ રહેવો શક્ય નથી, એવો વિચાર કરીને બુદ્ધનો વિયોગ બારે વિવેકપૂર્વક સહન કર્યો. શોકનિમગ્ન થયેલા ભિક્ષુઓને અનુરુદ્ધે કહ્યું, "હે બંધુઓ! શોક કરશો નહિ, અને રડશો નહિ. સર્વ પ્રિય વસ્તુનો આપણને વિયોગ થનાર છે, એ વાત ભગવંતે આપણને પૂર્વે જ કહી નથી કે?"

તે રાત્રિનો અવશિષ્ટ (બાકી રહેલો) ભાગ અનુરુદ્ધે અને આનંદે ભિક્ષુઓને ધર્મોપદેશ કરવામાં ગાળ્યો.

બીજે દિવસે મલ્લોને ભગવાન બુદ્ધના પરિનિર્વાણની ખબર આપવામાં આવી. હેમણે ગંધમાલાદિકથી બુદ્ધના શરીરની પૂજા કરીને ચક્રવર્તી રાજાના શરીરની જેમ બુદ્ધના શરીરનું ગૌરવ કર્યું. આ પ્રમાણે સાત દિવસ સુધી બારે ઉત્સવ કરીને કુસિનારાની પૂર્વે હેમણે ચંદનકાષ્ઠની એક મોટી ચિતા રચી, અને બુદ્ધનું શરીર નવીન વસ્ત્રો વડે વીંટાળી તેલની

પેણીમાં નાખ્યું; પછી તે ચિતા પર લઈ જઈ મૂકવામાં આવ્યું; તે ચિતા કેમે કરી સળગે નહિ! આથી મલ્લો અનુરુદ્ધને કહે, "ભદંત, ચિતા સળગતી નથી એનું કારણ શું?"

અનુરુદ્ધે જવાબ આપ્યો, "હે ગૃહસ્થો! દેવના પ્રભાવથી આ ચિતા સળગતી નથી. મહાકાશ્યપ પાવાનગરથી તથાગતના શરીરનાં છેવટનાં દર્શન કરવા માટે મ્હોટા ભિક્ષુસમુદાય સહ ચાલી આવે છે. ત્હેમના અહિં આવી પહોંચ્યા સિવાય આ ચિતા સળગવાની નથી, એવો દેવનો અભિપ્રાય છે."

એટલામાં મહાકાશ્યપ તથાગતની ચિતા પાસે આવી પહોંચ્યો. ત્હેણે તે ચિતાની ત્રણવાર પ્રદક્ષિણા કરી અને બુદ્ધના પગ ઉઘાડી તે પર પોતાનું મસ્તક મૂક્યું. મહાકાશ્યપ સાથે આવેલા ભિક્ષુઓએ પણ તે ચિતાની ત્રણ વાર પ્રદક્ષિણા કરી તથાગતને પગે પડયા. પછી ચિતા આપોઆપ ચેતી!

તથાગતનું શરીર દગ્ધ થયા પછી આકાશમાંથી એક ઉદક-ધારા નીચે આવી અને તે ચિતા હોલવાઈ. મલ્લોએ પણ ગંધોદકથી તે ચિતા હોલવી. બુદ્ધનાં અસ્થિ ભેગાં કરી મલ્લોએ ત્હેના રક્ષણ માટે ખુલી તલવારનો ખડો પહેરો મૂક્યો, અને નૃત્ય, ગીત, વાદ્ય ઇત્યાદિકથી તે અસ્થિની પૂજા કરવાની શરૂઆત કરી.

તથાગત કુસિનારા મુકામે પરિનિર્વાણ પામ્યાના સમાચાર ટુંક વખતમાં જ સર્વત્ર ફેલાયા. અને મગધદેશના અજાતશત્રુ રાજાએ, વૈશાલીના લિચ્છવીઓએ, કપિલવસ્તુના શાક્યોએ, અલ્લકપ્પના બુલીઓએ, રામગ્રામનાં કોલિયોએ, વેઠુદ્વીપમાંના એક પ્રસિદ્ધ બ્રાહ્મણે, તથા પાવાના મલ્લોએ બુદ્ધના શરીરાવશેષનો ભાગ લેવા માટે પોતપોતાના દૂત કુસિનારામાં

મોકલ્યા; પણ મલ્લોએ તેમને હિસ્સો આપવા ના પાડી. આથી દ્રોણ નામના એક વિદ્વાન્ બ્રાહ્મણે કુસિનારાના મલ્લોને કહ્યું, "હે મહાજનો ! હું કહું છું તે તરફ જરા લક્ષ આપો. આપણા બુદ્ધ ક્ષમાવાદી હતા; તે મહાપુરુષના શરીરાવશેષના હિસ્સા માટે ટંટા કરતાં બેસવું અયોગ્ય ગણાય. તેથી સર્વેએ એક મતે આઠ ભાગ કરવા એ ઠીક છે. સર્વ દિશામાં બુદ્ધના સ્તૂપ થાય એ યોગ્ય છે. કેમકે, પુષ્કળ લોકોનો બુદ્ધ પ્રતિ ભક્તિભાવ છે !"

પછી તે બ્રાહ્મણે સૌનું સમાધાન કરી તથાગતના અસ્થિના સરખા આઠ ભાગ કર્યા. તે તે દૂતોને આપી તે બોલ્યો, "હવે આ જે ઘડો રહ્યો છે, તે તમે મ્હને આપો. બુદ્ધના સ્મારક માટે હું આ ઘડા ઉપર એક સ્તૂપ બાંધનાર છું."

તે સઘળાએ તે ઘડો ઘણા આનંદથી દ્રોણ બ્રાહ્મણને આપ્યો. એટલામાં પિપ્ફલિવનમાંના મૌર્યોનો દૂત બુદ્ધનાં અસ્થિઅંશ માગવા માટે કુસિનારામાં આવી પહોંચ્યો. પણ હવે ભાગ મળવો અશક્ય હોવાથી, બુદ્ધની ચિતાના કોલસા તે દૂતને સ્વાધીન કરવામાં આવ્યા. અજાતશત્રુએ પોતાના હિસ્સા પર રાજગૃહમાં એક સ્તૂપ બાંધ્યો. લિચ્છવીઓએ વૈશાલીમાં, શાક્યોએ કપિલવસ્તુમાં, બુલીઓએ અલકપ્પમાં, કોલિયોએ રામગામમાં, વેઠદીપના બ્રાહ્મણે વઠદીપમાં, પાવાના મલ્લોએ પાવામાં અને કુસિનારાવાસી મલ્લોએ કુસિનારામાં સ્તૂપો બાંધ્યા. દ્રોણ બ્રાહ્મણે પોતાને મળેલા ઘડા પર સ્તૂપ બાંધ્યો, અને પિપ્ફલિવનના મૌર્યોએ પણ પોતાને મળેલા કોલસા

પેણીમાં નાખ્યું; પછી તે ચિતા પર લઈ જઈ મૂકવામાં આવ્યું; તે ચિતા કેમે કરી સળગે નહિ! આથી મલ્લો અનુરુદ્ધને કહે, "ભદંત, ચિતા સળગતી નથી એનું કારણ શું?"

અનુરુદ્ધે જવાબ આપ્યો, "હે ગૃહસ્થો! દેવના પ્રભાવથી આ ચિતા સળગતી નથી. મહાકાશ્યપ પાવાનગરથી તથાગતના શરીરનાં છેવટનાં દર્શન કરવા માટે મ્હોટા ભિક્ષુસમુદાય સહ ચાલી આવે છે. ત્હેમના અહિં આવી પહોંચ્યા સિવાય આ ચિતા સળગવાની નથી, એવો દેવનો અભિપ્રાય છે."

એટલામાં મહાકશ્યપ તથાગતની ચિતા પાસે આવી પહોંચ્યો. ત્હેણે તે ચિતાની ત્રણવાર પ્રદક્ષિણા કરી અને બુદ્ધના પગ ઉઘાડી તે પર પોતાનું મસ્તક મૂક્યું. મહાકાશ્યપ સાથે આવેલા ભિક્ષુઓએ પે તે ચિતાની ત્રણ વાર પ્રદક્ષિણા કરી તથાગતને પગે પડયા. પછી ચિતા આપોઆપ ચેતી!

તથાગતનું શરીર દગ્ધ થયા પછી આકાશમાંથી એક ઉદક-ધારા નીચે આવી અને તે ચિતા હોલવાઇ. મલ્લોએ પણ ગંધોદકથી તે ચિતા હોલવી. બુદ્ધનાં અસ્થિ ભેગાં કરી મલ્લોએ ત્હેના રક્ષણ માટે ખુલી તલવારનો ખડો પહેરો મૂક્યો, અને નૃત્ય, ગીત, વાદ્ય ઇત્યાદિકથી તે અસ્થિની પૂજા કરવાની શરૂઆત કરી.

તથાગત કુસિનારા મુકામે પરિનિર્વાણ પામ્યાના સમાચાર ટુંક વખતમાં જ સર્વત્ર ફેલાયા. અને મગધદેશના અજાતશત્રુ રાજાએ, વૈશાલીના લિચ્છવીઓએ, કપિલવસ્તુના શાક્યોએ, અલ્લકપ્પના બુલીઓએ, રામગ્રામનાં કોલિયોએ, વેઠદ્વીપમાંના એક પ્રસિદ્ધ બ્રાહ્મણે, તથા પાવાના મલ્લોએ બુદ્ધના શરીરાવશેષનો ભાગ લેવા માટે પોતપોતાના દૂત કુસિનારામાં

મોકલ્યા; પણ મલ્લોએ ત્હેમને હિસ્સો આપવા ના પાડી. આથી દ્રોણ નામના એક વિદ્વાન્ બ્રાહ્મણે કુસિનારાના મલ્લોને કહ્યું, " હે મહાજનો ! હું કહું છું તે તરફ જરા લક્ષ આપો. આપણા બુદ્ધ ક્ષમાવાદી હતા; તે મહાપુરૂષના શરીરાવશેષના હિસ્સા માટે ટંટા કરતાં બેસવું અયોગ્ય ગણાય. તેથી સર્વેએ એક મને આઠ ભાગ કરવા એ ઠીક છે. સર્વ દિશામાં બુદ્ધના સ્તૂપ થાય એ યોગ્ય છે. કેમકે, પુષ્કળ લોકોનો બુદ્ધ પ્રતિ ભક્તિભાવ છે !"

પછી તે બ્રાહ્મણે સૌનું સમાધાન કરી તથાગતના અસ્થિના સરખા આઠ ભાગ કર્યા. તે તે દૂતોને આપી તે બોલ્યો, " હવે આ જે ઘડો રહ્યો છે, તે ત્હમે મ્હને આપો. બુદ્ધના સ્મારક માટે હું આ ઘડા ઉપર એક સ્તૂપ બાંધનાર છું."

તે સઘળાએ તે ઘડો ઘણા આનંદથી દ્રોણ બ્રાહ્મણને આપ્યો. એટલામાં પિપ્પલિવનમાંના મૌર્યોનો દૂત બુદ્ધનાં અસ્થિઅંશ માગવા માટે કુસિનારામાં આવી પહોંચ્યો. પણ હવે ભાગ મળવો અશક્ય હોવાથી, બુદ્ધની ચિતાના કોલસા તે દૂતને સ્વાધીન કરવામાં આવ્યા. અજાતશત્રુએ પોતાના હિસ્સા પર રાજગૃહમાં એક સ્તૂપ બાંધ્યો. લિચ્છવીઓએ વૈશાલીમાં, શાક્યોએ કપિલવસ્તુમાં, બુલીઓએ અલ્લકપ્પમાં, કોલિયોએ રામગ્રામમા, વેઠુદ્વીપના બ્રાહ્મણે વઠુદ્વીપમાં, પાવાના મલ્લોએ પાવામાં અને કુસિનારાવાસી મલ્લોએ કુસિનારામાં સ્તૂપો બાંધ્યા. દ્રોણ બ્રાહ્મણે પોતાને મળેલા ઘડા પર સ્તૂપ બાંધ્યો, અને પિપ્પલિવનના મૌર્યોએ પણ પોતાને મળેલા કોલસા

## ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકટ થયેલાં
## પુરાતત્ત્વ મન્દિર ગ્રંથાવલીનાં પુસ્તકો

૧ **પાલિપાઠાવલી** સં. મુનિ જિનવિજય ૦–૧૪–૦
૨ **પ્રાકૃત કથાસંગ્રહ** સં. મુનિ જિનવિજય ૦–૧૨–૦
૩ **આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા** (સાદું પુંઠું) ૨ –૦–૦
(જેમાં નીચે પ્રમાણે વ્યાખ્યાનોનો સમાવેશ કરવામાં આવ્યો છે.)

પુરાતત્ત્વનો પૂર્વ ઇતિહાસ—મુનિ જિનવિજય.
સત્યનારાયણ—દ. બા. કાલેલકર.
ચાણક્ય-કૌટિલ્ય—રા. વિ. પાઠક.
યોગદર્શન—પં. સુખલાલજી.
ઉમ્મરખય્યામ—મૌ. અબ્દુલ ઝફર નદવી.
પ્રાચીન ગણિતશાસ્ત્ર.—જે. ચિ. સ્વામિનારાયણ.
પ્રાકૃત ભાષા અને સાહિત્ય—પં. બેચરદાસ.
નાટકની ઉત્પત્તિ અને સ્વરૂપ—રસિકલાલ છોટાલાલ પરીખ.

૪ **પ્રાચીન સાહિત્ય** લેખકઃ મહાકવિ રવીન્દ્રનાથ ઠાકુર
અનુવાદકઃ મહાદેવ હરિભાઇ દેશાઇ તથા
નરહરિ દ્વારકાદાસ પરીખ

૫ **ઉપનિષત્‌પાઠાવલી** સં. દત્તાત્રેય બા. કાલેલકર
૬ **અભિધમ્મત્થસંગહો** સં. ધર્માનંદ કોસમ્બી
૭ **બુદ્ધલીલાસારસંગ્રહ** લે. ધર્માનંદ કોસમ્બી

લખોઃ
ગુજરાત પુરાતત્ત્વ મન્દિર
એલિસબ્રીજ
અમદાવાદ

## ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો

પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા લેખક: શ્રી રામનારાયણ પાઠક ૨-૦-૦

પૂર્વરંગ (આર્યાવર્તનું ઇતિવૃત્ત) લેખક: કાલેલકર અને પરીખ ૧-૦-૦

ઐતિહાસિક વાર્તામાલા (મોગલવંશ) ૦-૧૨-૦
લેખક: નાજુકલાલ નંદલાલ ચોકસી

સંપત્તિશાસ્ત્ર ભાગ ૧ શ્રી જીડના પુસ્તક પરથી અનુવાદ ૦-૩-૦
„ ભાગ ૨ „ ૦-૮-૦
„ ભાગ ૩-૪ „ ૧-૪-૦

ગણિત કી પરિભાષા લેખક શ્રી. હરિહર ભટ્ટ ૦-૪-૦

સ્વતંત્ર બાલશિક્ષણ (ડૉ. મૉન્ટેસોરી) ૦-૩-૦
શ્રી. ગિરીજાશંકર બધેકા

બાળવાર્તાઓ (શ્રી. ગિરીજાશંકર બધેકાનું ભાષણ) ૦-૩-૦

ચણીબોર (બાળકવિતાનો સંગ્રહ, બીજી આવૃત્તિ) ૦-૫-૦
સંપાદક શ્રી. જુગતરામ દવે

રાયણ (ચણીબોરથી આગળનો કવિતાસંગ્રહ) ૦-૮-૦
સંપાદક શ્રી. જુગતરામ દવે

ચાલણગાડી-નાની (બાળપોથી-બીજી આવૃત્તિ) ૦-૧-૬
સંયોજક શ્રી. ગિરજાશંકર બધેકા

ચાલણગાડી-મોટી (બાળપોથી) ૦-૩-૦
સંયોજક શ્રી. ગીરજાશંકર બધેકા

---